ઝઘડા, ધમાલ, ગડમથલ, ચિંતા, લોભ વગેરેનો પરિત્યાગ તો જ થઇ શકે. અને તો જ શાન્તિ અને સ્વચ્છતા દ્વારા આત્માનુભવ થઇ શકે. સંતોષ સિવાય ચિત્તવૃત્તિના નિરોધરૂપી યોગસાધનનો પ્રારંભ પણ અસંભવિત જ છે. સંતોષનો પ્રતિપક્ષી લોભ છે. માટે જ સાધકને ગમે તે પ્રકારે પણ સંતોષ સિદ્ધ કરવા માટે દુનિયાના સઘળા ધર્મો એકી અવાજે આગ્રહ કરે છે.

સંતોષ સિદ્ધ કરવાના ઉપાયો તરીકે પ્રભુમાં અને પ્રારબ્ધમાં નિષ્ઠા રાખી આત્મચિંતનનું જ કામ કર્યા કરવાનું બની શકે તેટલા માટે શાસ્ત્રમાં નીચે પ્રમાણે કેટલીક ભાવનાઓ આપેલી છે, જેનો વિચાર કરવાથી સાધકને સંતોષનિષ્ઠા પ્રાપ્ત થાય.

आगमिष्यन्ति ते भावा ये भावा मयि भाविताः ।
अहं तैरनुगन्तव्यो न तेषामन्यतो गतिः ॥

જે પદાર્થોની (કોઇ પણ સમયે) મારા વડે ભાવના કરાઈ હશે તે (જરૂર) મારી પાસે આવવાના છે, તે મારી પાછળપાછળ આવશે, તેમને તે સિવાય છૂટકો જ નથી.

यो मे गर्भगतस्यापि वृत्तिं कल्पितवान् स्वयम् ।
शेषवृत्तिविधाने च स किं सुप्तोऽथवा मृतः ॥

જે (ભગવાને) હું ગર્ભમાં હતો ત્યારે પોતે જાતે જ મારે માટે (સ્તનરૂપે) આજીવિકાનું સાધન તૈયાર રાખ્યું, તે શું બાકીના જીવનની આજીવિકા આપવામાં ઊંઘી ગયા હશે કે મરી ગયા હશે? (કે જેથી મારે તે બાબતની ચિંતા કરવી પડે?)

अचिन्तितानि दुःखानि यथैवायान्ति देहिनाम् ।
सुखान्यपि तथा मन्ये दैन्यमत्रातिरिच्यते ॥

જેવી રીતે દેહધારીઓને ચિંતા કર્યા વગર જ (પ્રારબ્ધાનુસાર) દુઃખો આવી પડે છે, તેવી રીતે સુખો પણ (ચિંતા કર્યા વગર જ પ્રારબ્ધાનુસાર આવી મળવાનાં છે) એવો મારો મત છે. આવા વિષયમાં દીનતા ધારણ કરવી તે નિરર્થક છે.

अर्थी करोति दैन्यं लब्धार्थो गर्वमपरितोषं च ।
नष्टधनश्च स शोकं सुखमास्ते निःस्पृहः पुरुषः ॥

કોઇ પણ પદાર્થને મેળવવાની ઇચ્છા કરનારો પુરુષ દીનતાને ધારણ કરે છે, જેને અર્થ પ્રાપ્ત થયો છે તે કાંતો ગર્વ કરે છે કે વધારે મેળવવાનો લોભ કરે છે. જેનું ધન નાશ પામ્યું છે તે માણસ શોક કરે છે. નિરાંતે સુખ ભોગવે છે—એકમાત્ર નિઃસ્પૃહ મનુષ્ય.

गन्धाढ्यां नवमालिकां मधुकरस्त्यक्त्वा गतो यूथिकां
तां दृष्ट्वाशु गतः स चन्दनवनं पश्चात्सरोजं गतः ।
बद्धस्तत्र निशाकरेण सहसा रोदित्यसौ मन्दधीः
संतोषेण विना पराभवपदं प्राप्नोति सर्वो जनः ॥

સુગન્ધિત નવમાલિકાને છોડીને ભમરો જુઈ પર જઇ બેઠો. તેને જોયા પછી તે તરત જ ચન્દનવૃક્ષોના વનમાં ગયો. પછીથી તે કમળના છોડ પર ગયો, ત્યાં અચાનક (રાત પડવાથી) ચન્દ્ર વડે (ચન્દ્ર ઊગવાથી કમળ બીડાઇ જતાં) તે મૂર્ખ ભમરો રુદન કરવા લાગ્યો. સવ મનુષ્યો સંતોષ વિના પરાભવ પામે છે. (ભમરાના જેવા અસંતોષી મનુષ્યો દુઃખને પામે છે તેવું આ શ્લોકમાં જણાવવામાં આવ્યું છે.)

સાચી રીતે જોતાં સંતોષી પુરુષ, ધન ન હોવા છતાં પણ સમૃદ્ધ જ છે. અને લોભી પુરુષ, તેની પાસે ગમે તેટલી મિલ્કત હોવા છતાં પણ ગરીબ છે. તે વાત સ્પષ્ટ કરતાં અનુભવાચાર્ય શ્રી ભર્તૃહરિ મહારાજ એક શ્લોકમાં નિઃસ્પૃહ પુરુષની એક ધનિક પુરુષ પ્રત્યેની ઉક્તિમાં નીચે પ્રમાણે કહે છેઃ—

वयमिह परितुष्टा वल्कलैस्त्वं च लक्ष्म्या ।
सम इह परितोषो निर्विशेषो न दृष्टः ॥
स हि भवति दरिद्रो यस्य तृष्णा विशाला ।
मनसि च परितुष्टे कोऽर्थवान् को दरिद्रः ॥

અમે અહીં વલ્કલનાં વસ્ત્રો વડે સંતોષ માનીએ છીએ, અને તું લક્ષ્મી વડે. આ બાબતમાં આપણો બંનેનો સંતોષ સમાન છે, એમાં કંઇ તફાવત નથી. ખરેખર જોતાં દરિદ્ર તો તે છે જેની તૃષ્ણા વિશાળ છે. મન સંતુષ્ટ થઈ જાય, ત્યારે પૈસાદાર કોણ અને ગરીબ કોણ?

अकिंचनस्य दान्तस्य शान्तस्य समचेतसः ।
सदा संतुष्टमनसः सर्वाः सुखमया दिशः ॥

પરિગ્રહરહિત, દમન કરેલી ઇન્દ્રિયોવાળા, શાન્ત અંતઃકરણવાળા, (દરેક પ્રાણી તરફ) સમાન ચિત્તવાળા, હંમેશાં સંતુષ્ટ મનવાળા (મહાત્માને-માટે) સઘળી દિશાએ સુખમય છે. અર્થાત્ તેને કોઇ પણ તરફથી, કોઇ પણ સ્થળે, કોઇ પણ દિવસે દુઃખ થતું જ-નથી.

આ પ્રમાણે વિચાર કરી સાધકે સંતોષને ધારણ કરવો.

# ભગવાન ભીષ્મ

લેખકઃ કીર્તનાચાર્ય શ્રી સીતારામ શર્મા

( અંક છઠ્ઠાના પૃષ્ઠ ૬૬૦ થી ચાલુ )

पृथ्वी तावदियं महत्सु महती, तद्वेष्टनं वारिधिः ।
पीतोऽसौ कलशोद्भवेन मुनिना स व्योम्नि खद्योतवत् ॥
तद् विष्णोर्दनुजाधिनाथदमने पूर्णं पदं नाभवत ।
देवोऽसौ वसति त्वदीयहृदये तत्तोऽधिकः कः परः ॥

ભાવાર્થઃ—એક કવિએ કહ્યું કે સર્વ પદાર્થોમાં પૃથ્વી એક મોટા પદાર્થ છે. ત્યારે બીજાએ કહ્યું કે સર્વ કરતાં પૃથ્વીને મોટી માનશો તો પૃથ્વીને વિંટળાઈને સમુદ્ર રહેલો છે, તેનું શું ? માટે સર્વ કરતાં સમુદ્ર મોટા. ત્યારે એકે કહ્યું કે એવા સમુદ્રને તો અગસ્ત્ય મુનિ આચમન કરીને પી ગયા હતા. માટે અગસ્ત્ય મોટા. ત્યારે બીજા એકે કહ્યું કે એ અગસ્ત્ય તો આકાશમાં આગિયાની પેઠે પ્રકાશી રહ્યા છે. ( સપ્તર્ષિઓના સાત તારાઓમાં અગસ્ત્યનો તારો હોય. છે. ) તેથી અગસ્ત્ય મોટા નહિ પણ આકાશ મોટું. ત્યારે કોઈ એકે કહ્યું કે એ આકાશને તો પ્રભુએ બલિરાજાને વામનરૂપે છેતરતી વખતે ત્રણ ડગલાંમાં જ ( બધું ચૌદ લોક સહિત આકાશ ) માપી લીધું. માટે સૌથી મોટા હરિ. છેવટે એકે કહ્યું કે, હે નારદજી ! એવા સર્વદેવમય ભગવાન હરિ સર્વ કાળે તમારા હૃદયમાં નિવાસ કરે છે, માટે આપના જેવા ભક્તજનો કરતાં બીજું કોણ મોટું ? ભગવાનનો પ્રભાવ ભક્તજનો જ પ્રકટ કરે છે. એટલે ભગવાનના ભક્ત કરતાં કોઈ મોટું નથી. ભક્ત જ સર્વશ્રેષ્ઠ છે.

વહાલા આત્માનંદો ! અંબા ઉપર ભગવાન પ્રસન્ન થયા અને અંબાએ પોતાના હાથે ભીષ્મનું મૃત્યુ માગ્યું એ વાત છઠ્ઠા અંકમાં આવી ગઈ છે, જોયું ને ? અંબાને પિનાકપાણિ મળ્યા છતાં એ એનું આત્મકલ્યાણ ન સાધી શકી. અને ક્રોધાવિષ્ટ થઈને એણે ભીષ્મનું મૃત્યુ માગ્યું. કહેવાનું તાત્પર્ય એ છે કે ભગવાન મળ્યા હોય પણ જો ષડ્ રિપુઓને ન જીત્યા હોય તો ત્યાંથી પણ અધઃપતનની ઊંડી ગર્તામાં ઊતરવું પડે છે. એક કવિએ કહ્યું છે કેઃ—

"મદ મોહ મત્સર કામ ક્રોધ
વિશેષ લોભ એ છ વેરીઓ;
કરવા પરાભવ એમણે
આ દેહનો ગઢ ઘેરીઓ."

માટે સજ્જનો ! ષડ્ રિપુઓને જીતવા એ મહા દુષ્કર છે. અને આપને એમ લાગે કે એમને જીતનાર કોણ ? ભગવાન વસિષ્ઠાદિ. અને ક્રોધી આપણા વિશ્વામિત્ર. વિશ્વામિત્રે સાઠ હજાર વર્ષપર્યન્ત ઉગ્ર તપશ્ચર્યા કરી છતાં એ ક્રોધને જીતી શક્યા ન હતા. પણ વસિષ્ઠ ક્રોધને જીતી શક્યા હતા. એટલે કે-કહેવાનું તાત્પર્ય એ છે કે-ભગવાનની કૃપા ઊતરે તો જ કામ અને ક્રોધને જીતી શકાય. અસ્તુ.

ગંગાજીને અંબાને પ્રસન્ન ચિત્તવાળી જોઈને દુઃખ થયું કે આના હાથે મારા પુત્રનું મૃત્યુ થશે ! લાવ હું જ આ બીના ભીષ્મને જણાવી દઉં. ભીષ્મ રાજમહાલયમાં બેઠી તત્ત્વચિન્તન કરી રહ્યા છે. ત્યાં સ્વયં ગંગાજી પ્રકટ થયાં. માતાને કરમાએલા મુખવાળાં જોઈને ભીષ્મ ચરણમાં નમસ્કાર કરી પૂછે છે—' મા ! આજે તમે ઉદાસ કેમ જણાઓ છો ?' પુત્રના શબ્દો સાંભળી ગંગાજી રડી ગયાં અને બોલ્યાં; ' પુત્ર ! શું કહું. ત્યજાએલી અંબાએ ભગવાન પિનાકપાણિનું ઉગ્ર તપ કર્યું. પ્રભુ પ્રસન્ન થયા. અંબાને વર માગવાનું કહ્યું અને કમ અક્કલની અંબાએ પોતાનું આત્મકલ્યાણ ન માગ્યું અને ' મારે હાથે ભીષ્મનું મૃત્યુ થાય ' એમ માગ્યું. ભગવાન શંકરે કહ્યું કે " આ જન્મે નહિ પણ આવતા જન્મે તારા હાથે ભીષ્મનું મૃત્યુ થશે. આવતા જન્મે દ્રુપદ રાજાને ત્યાં ' શિખંડી ' નામથી તારો જન્મ થશે." એ દુઃખદ સમાચાર કહેવા હું અહીં આવી છું બેટા !' માતાના આ શબ્દોથી ભીષ્મ સ્હેજ પણ વિચલિત થયા નહિ અને સ્મિત કરતા બોલ્યા—" મા ! એમાં દિલગીર થવાનું કાંઈ પ્રયોજન નથી. એ તો કુદરતનો કાયદો છેઃ—

જે આવ્યું તે જાય જગતથી
જે આવ્યું તે જાય.........
આવ્યું જાશે, ઊગ્યું કરમાશે
નિશ્ચય નહિ જ ટકાય;
જગતથી જે આવ્યું તે જાય.

"માતા ! ભીષ્મને એવા મૃત્યુનો ડર નથી. કારણ કે જે સેવા અને સ્મરણરૂપી સત્કર્મ કરીને મનુષ્યત્વનો સદુપયોગ કરે છે, એવા સત્કર્મીને મૃત્યુનો સહેજ પણ ભય હોતો નથી. એને મન તો એ જૂનાં વસ્ત્ર બદલી નવાં વસ્ત્ર ધારણ કરવા જેવું જ છે. એમાં એને સહેજ પણ હર્ષ કે શોક હોતો નથી. તત્ત્વને જાણનારા પુરુષો જન્મ અને મૃત્યુને તેમ જ સુખ અને દુઃખને સમાન જ સમજે છે. કારણ કે સુખ અને દુઃખ એ કેવળ મનની માન્યતા જ છે. બાકી સુખ-દુઃખ જેવું કશું છે જ નહિ. કારણ કે આત્મા તો અજર અને અમર છે. એટલે જન્મમરણની ઉપાધિ એને હોતી જ નથી. તેથી મા ! શિખંડીને હાથે મારું મૃત્યુ થશે એ બીક ગભરાવાની તમારે કોઈ જરૂર નથી. કારણ કે હું મારા જીવનની પ્રત્યેક પળો સત્ય, ધર્મ, નીતિ, ન્યાય, ચક્રપાણિનું ધ્યાન અને જનસેવા કરવામાં વિતાવું છું. અને ખાસ એ તકેદારી રાખું છું કે આ શરીરથી કોઈનું અહિત ન થવું જોઈએ. અને હું તો એ સિદ્ધાંતવાળો છું કે કોઈનું ભલું ન થાય તો ખેર પણ કોઈનું ભૂંડું ન કરવું. તો પછી મૃત્યુનો ભય મને શાનો હોય ? મા ! મૃત્યુનો ભય તો તેને હોય કે જે મનુષ્ય દુર્લભ મનુષ્યત્વ પ્રાપ્ત કર્યા પછી સત્ય, ધર્મ, નીતિના પંથે ચાલતો નથી, અને જગતને અને ઈશ્વરને છેતરવા માટે અનેક પાપી પ્રપંચો કરે છે, અને સેવા અને સ્મરણરૂપી સત્કર્મ આદરતો નથી. એવા માનવીને યમ (ધર્મ) કૃતાંતકાળ સરખો ભાસે છે. માટે મા ! ક્લેશ કર્યા વિના આપ આપને સ્વસ્થાને સુખેથી પધારો." એમ કહી માતાના પાદારવિંદમાં મસ્તક નમાવ્યું. અને મસ્તક નમાવતાં કહ્યું કે 'આપ એવો આશીર્વાદ આપો કે ભીષ્મ પોતાના સત્કર્મથી કદી પણ ચ્યુત ન થાય.' અસ્તુ.

ગંગાજી પોતાના લાડીલા પુત્ર ભીષ્મને હૈયાની હૃદય સરસું આલિંગન આપી પુત્રના મસ્તક પર અશ્રુનો અભિષેક કરતાં બોલ્યાં–'ધન્ય બેટા ભીષ્મ ! તેં મારી કૂખ દીપાવી છે. તારા જેવા માતા અને પિતાના ભક્ત પુત્રો જગતમાં બહુ થોડા હોય છે. જા, તારા પિતાએ જેમ તને ઇચ્છામૃત્યુનો આશીર્વાદ દીધો છે તેમ હું આ જ મારા સંતુષ્ટ હૃદયે આશીર્વાદ આપું છું કે 'દુનિયા તને દેવવ્રત ભીષ્મ નહિ પણ ભગવાન ભીષ્મ તરીકે ઓળખશે.' ત્યાર પછી માતા અન્તર્ધાન થયાં.

સજ્જનો ! ક્યાં છે ભારતમાં આવા માતૃ-પિતૃ-ભક્ત ભીષ્મ ? આજે તો હજારો માતા અને પિતા કહે છે કે પુત્રો અમારું કહ્યું નથી માનતા. અરે, કેટલાક કુલાંગારો માબાપને માર સુદ્ધાં મારી મૂકવા છે અને ગાલીપ્રદાન પણ કરે છે. જગતને માનવતાના પાઠ પઢાવનાર આર્યાવર્તના આર્યોનું આજ કલિદેવના સામ્રાજ્યમાં અને મેકોલે મહાશયના ભણતરના ઉપકારે કરી અનેક પ્રકારે અધઃપતન થઈ રહ્યું છે. છતાં *આજની દુનિયા દાવો કરે છે કે અમે ખૂબ આગળ* વધી રહ્યા છીએ, તે સાંભળી મારા હૃદયને પારાવાર દુઃખ થાય છે. એટલે પંથ ભૂલેલા ભારતવાસીઓને વિનન્તીપૂર્વક કહું છું કે વિદેશીઓનું અંધ અનુકરણ કર્યા સિવાય જરા આંખ ઉઘાડીને જુઓ. તમને ખ્યાલ આવે કે આપણે આગળ વધતા નથી પણ અંધાધુંધીની આંધીમાં ઊડી રહ્યા છીએ. અને અધઃપતનની ઊંડી ગર્તામાં જાવ છો. આજનો માનવી માનવતા ભૂલ્યો છે. મનુષ્યત્વ શું, મનુષ્યધર્મ શું, એ સઘળાને એણે નેવે મૂક્યું છે. આ જ તો ગમે તે પેટ ભરવાનું ભણતર ભણી ગમે તેવો કામધંધો કરી દ્રવ્યોપાર્જન કરવું અને 'અપ-ટુ-ડેટ' થઈને ફરવું, નાટક-સીનેમા જોવાં, હોટલ રેસ્ટોરાં ક્લબોની મુલાકાતો લેવી અને પાંચ-પચાસ વર્ષમાં ટાંટીઆ ઘસીને મરી જવું-એને જ મનુષ્યત્વની 'ઇતિ-શ્રીમતા' સમજે છે. પણ બાપ ! મોંઘું મનુષ્યત્વ કેવળ આહાર-નિદ્રા-મૈથુન કર્મ કરી પશુની માફક જીવી મરી જવા માટે-મનુષ્યત્વ-મળ્યું નથી પણ સેવા અને સ્મરણરૂપી સત્કર્મ કરી મનુષ્યત્વનો સદ્-ઉપયોગ કરી ભવસાગર તરવા અર્થે મેળવ્યું છે.

"સત્કર્મ કેરે કાજે જન્મ્યો તું ભારતીમાં
પણ પાપગાંઠ બાંધી ડૂબ્યો ભવાબ્ધિમાં."

(ચાલુ)

# ભગવદ્ગીતાના યોગનું રહસ્ય

લેખક
શ્રી વેણીશંકર ગો. ભટ્ટ, બી. એ.

શ્રીમદ્ભગવદ્ગીતા એ યોગશાસ્ત્રનું પુસ્તક છે. તે સાથે તેમાં બ્રહ્મવિદ્યા પણ આપી છે. ભગવદ્ગીતાના યોગની વ્યાખ્યા નીચે મુજબ છે.

૧. समत्वं योग उच्यते । વૃત્તિ અને મનની સામ્યાવસ્થા તેનું નામ યોગ.

૨. योगः कर्मसु कौशलम् । જે કાર્ય કરવું તે પૂર્ણતાથી વ્યવસ્થાપૂર્વક અને સાવધાનતાથી કરવું તે યોગ.

૩. तं विद्या दुःखसंयोगवियोगं योगसंज्ञितम्। દુઃખના સંયોગનો વિયોગ તેનું નામ યોગ. એટલે દુઃખમાંથી મુક્ત થવાનો માર્ગ. ભગવાન બુદ્ધે આ માર્ગ ઉપર ભાર મૂકેલ છે.

યોગદ્વારા પ્રભુની પ્રતીતિ થાય છે તથા આત્મસાક્ષાત્કાર કરી શકાય છે. ममैवांशो जीवलोके जीवभूतः सनातनः। એટલે કે દરેક જીવ પ્રાણી મારો અંશ છે. ઈશ્વર એટલે સત્ ચિત્ અને આનંદ. આનંદ એટલે શિવજીની શક્તિ, ચિત્ એટલે વિષ્ણુની શક્તિ અને સત્ એટલે બ્રહ્માની શક્તિ.

जीवो जानति, जीव इच्छति, जीवो यतते એટલે જ્ઞાન, ઈચ્છા અને ક્રિયા એ જીવનો સ્વભાવ છે. જ્ઞાન, ઈચ્છા અને ક્રિયાદ્વારા જીવ સત્, ચિત્, અને આનંદ થઈ શકે છે. મનુષ્યને સ્થૂળ શરીર છે, વાસનાશરીર છે અને વિચારશરીર છે. આ ત્રણે શરીરો આત્મસાક્ષાત્કારનાં સાધનો છે. શરીરદ્વારા ક્રિયા થઈ શકે છે. વાસનાદ્વારા પ્રેમ અથવા ચિત્શક્તિ પ્રાપ્ત કરાય છે. અને મનદ્વારા જ્ઞાન પ્રાપ્ત કરાય છે. શ્રીમદ્ભગવદ્ગીતામાં પહેલા ૭ અધ્યાયમાં કર્મયોગ સમજાવવામાં આવેલ છે અને બીજા ૭ અધ્યાયમાં ભક્તિયોગ આપવામાં આવેલ છે, અને ત્રીજા ૭ અધ્યાયમાં સ્થિતપ્રજ્ઞનાં લક્ષણો, કર્મયોગીનાં લક્ષણો આપ્યાં છે. બારમા અધ્યાયમાં ભક્તોનાં લક્ષણો આપવામાં આવ્યાં છે. ચૌદમા અધ્યાયમાં ગુણાતીત જ્ઞાનીઓનાં લક્ષણો આપવામાં આવ્યાં છે. પરંતુ આ ઉપરાંત ગીતાજીના છઠ્ઠા અધ્યાયમાં ધ્યાનયોગ આપવામાં આવેલ છે.

આખી બ્રહ્મવિદ્યાનો સાર, ઉપનિષદનો સાર, શાસ્ત્રમાત્રનો નિચોડ આ ગ્રંથમાં આપવામાં આવ્યો છે. શ્રીકૃષ્ણે ગીતા કહી, અર્જુને સાંભળી અને વ્યાસે તેની ગ્રંથરચના કરી.

શ્રીમદ્ભગવદ્ગીતાનું રહસ્ય સમજવા માટે દરેક મનુષ્યે અર્જુન થવાની જરૂર છે. અર્જુને શ્રીકૃષ્ણના હાથમાં પોતાના રથની લગામ મૂકવા પહેલાં પોતાના જીવનની લગામ તેમના હાથમાં મૂકી હતી. शिष्यस्तेऽहं शाधि माम् त्वां प्रपन्नम्। પરંતુ તે પહેલાં અર્જુનના મનમાં મંથન થયું હતું, કુરુક્ષેત્ર રચાયું હતું. આપણા હૃદયમાં પણ તેવું જ—કુરુક્ષેત્રના જેવું યુદ્ધ ચાલી રહ્યું છે, જીવનનું મંથન ચાલી રહ્યું છે. પરન્તુ જ્યાંસુધી ઇન્દ્રિયો અને વૃત્તિઓ અને વસ્તુવિષયક વિચારો આપણને નીચે લઈ જાય છે, ત્યાંસુધી આપણું હૃદય શ્રીકૃષ્ણનું શરણ સ્વીકારી શકતું નથી, અર્જુન એ શબ્દનો અર્થ શો? જે ઋજુ હોય તે અર્જુન. ઋજુ એટલે સરલ. અર્જુનનો સરલ સ્વભાવ હતો અને શુદ્ધ ભક્તિ હતી, જે કોઈ સરલ હોય અને નિર્મલ મનનો હોય તે જ શ્રીકૃષ્ણનું શરણ સ્વીકારી શકે છે. કૃષ્ણ એટલે ખેંચનાર, "તારનાર." ઇન્દ્રિયોને સન્માર્ગે લાવનાર જ્ઞાનસ્વરૂપ અંતરાત્મા એટલે જ કૃષ્ણ. એટલે જે શુદ્ધ વૃત્તિવાળો હોય તે કૃષ્ણની વાણી સાંભળી શકે.

અર્જુન યુદ્ધને માટે તૈયાર હતો. પોતાના મંથનમં—યુદ્ધમાં કોણકોણ ઊભા છે, તે જોવા માટે 'મારો રથ બે સેનાની વચ્ચે રાખો' તેમ શ્રીકૃષ્ણને કહે છે. અર્જુનને આપ્ત સગાંવહાલાં દેખાય છે. તે દૃશ્ય જોઈ અર્જુન દુઃખી થાય છે. તેની આંખોમાંથી આંસુ ટપકે છે, ને તે ધનુર્ધરનું ધનુષ પડી જાય છે. અને ભગવાનને કહે છે; ભગવન! આ સૌને મારીને મળનારું રાજ્ય શા કામનું? મિત્રો અને સગાંઓને શી રીતે મારું? મારે આ યુદ્ધ નથી જોઈતું. આ કરતાં તો સંન્યાસધર્મ સારો. મારે શું કરવું તે મને સમજાતું નથી. તમે જ મને માર્ગ બતાવો. એ માર્ગ બતાવવાની સ્થિતિમાંથી જ ભગવદ્ગીતા ઉદ્ભવી છે.

આખી ભગવદ્ગીતામાં અનેક બનાવો છે. પરંતુ તેની પાછળ અધ્યાત્મવિદ્યાનાં રૂપકો પણ છે. પાંડવો અને કૌરવો એ દૈવી અને આસુરી સંપત્તિનાં પ્રતીકો છે.

આપણા સદ્ગુણો તે દૈવી સંપત્તિ અને આપણામાં રહેલા દુર્ગુણો તે આસુરી સંપત્તિ. આપણા સદ્ગુણો અને

દુર્ગુણો વચ્ચે યુદ્ધ ચાલી રહ્યું છે. અને એમાં જ આપણું કુરુક્ષેત્ર છે. તે માટે હિન્દુ ધર્મશાસ્ત્રમાં જાગરણ, ઉપવાસ અને આત્મનિરીક્ષણના ઉપાયો આપવામાં આવેલા છે.

या निशा सर्व भूतानां तस्यां जागर्ति संयमी।

ઉપવાસ એટલે ઉપ-પાસે અને વાસ-રહેવું. પ્રભુની પાસે રહેવું તે ઉપવાસ. એટલે જે ઇન્દ્રિયો આત્માથી બહિર્મુખ રહેતી હોય, તેમને અંતર્મુખ બનાવવી તેનું નામ ઉપવાસ.

કાનને કહેવું કે:—આજે કોઇની નિંદા સાંભળવી નહિ, જીભને કહેવું કે આજે કોઇની નિંદા કરવી નહિ, જીભના રસાસ્વાદમાં અનાસક્તિ કેળવવી અને બ્રહ્મચર્ય પાળવું તે ઉપવાસ. આત્મનિરીક્ષણ એટલે રોજ રાત્રિએ અને વર્ષમાં એક વખત આખા વર્ષના જીવનનું સરવૈયું કાઢવું. અધ્યાત્મવિદ્યાની દૃષ્ટિએ કયાં કયાં સદ્ગુણોની જીત થઇ? કયાં દુર્ગુણોની જીત થઈ? તે જોઈ જવું. અને નવા દિવસ માટે અને નવા વરસ માટે સદ્ગુણોના પાલન માટે નિશ્ચય કરવો તે આત્મનિરીક્ષણ. એટલે કે ભગવાન શંકરાચાર્ય જેને સાવધાનતા કહે છે, તે સાવધાનતાવાળું જીવન.

દરેક ધર્મમાં આવું આત્મનિરીક્ષણ કરવાનું કહેવામાં આવે છે. આપણું નિત્યકર્મની પાછળ તે જ હેતુ રહેલો છે. દરેક બ્રાહ્મણે સન્ધ્યા કરવાની હોય છે, દરેક જૈને સામાયક અને પ્રતિક્રમણ કરવાનું હોય છે, દરેક વૈષ્ણવને મંદિરમાં દર્શન કરવાનું કે નિત્યપૂજા કરવાનું હોય છે, દરેક મુસ્લિમને નિમાજ પઢવાના હોય છે અને દરેક ખ્રીસ્તીને ઇશ્વરની બંદગી કરવાની હોય છે તે પાછળ જીવનના આત્મનિરીક્ષણનો જ હેતુ સચવાયેલો હોય છે.

તદુપરાંત દરેક ધર્મનાં ભાઇબહેનોને વર્ષમાં એક વખત જીવનનું સરવૈયું કાઢવાનું હોય છે. બ્રાહ્મણોએ આ સરવૈયું બળેવને દિવસે કાઢવાનું હોય છે એટલે કે

शमो दमस्तपः शौचम् क्षान्तिरार्जवमेव च।
ज्ञानविज्ञानमास्तिक्यं ब्रह्मकर्म स्वभावजम् ॥

એ ભગવદ્ગીતાના સન્દેશ પ્રમાણે બ્રાહ્મણો જીવન જીવ્યા કે કેમ? તેનું આત્મનિરીક્ષણ કરવાનું હોય છે. ક્ષત્રિયોએ દશેરાને દિવસે, પ્રજાના કલ્યાણ માટે કેટલું જીવન જીવ્યા? અને ન જીવ્યા હોય ત્યાં જીવવાનો સંકલ્પ કરવાનો હોય છે.: અને ક્ષત્રિયો એટલે કેવળ રાજાઓ નહિ, પરંતુ લોકતંત્રના યુગમાં જેમના હાથમાં રાજ્ય-સત્તા હોય તેમણે સત્તાનો આનંદ કેટલો માણ્યો? સ્વાર્થ કેટલો સાધ્યો? કે પ્રજાનું કલ્યાણ કેટલું કર્યું? તેની આંતરશોધ કરવાની હોય છે. વૈશ્યોએ દિવાળીના દિવસે આવું સરવૈયું કાઢવાનું હોય છે. અમે કેટલું ધન કમાયા એ નહિ પણ કેવી રીતે કમાયા એ રીતનું આત્મશોધન કરવું એટલે કે આપણા ધંધામાં નીતિ અને પ્રામાણિકતાનું પાલન કરવાનો સંકલ્પ કરવો.

શૂદ્રોએ હોળીના દિવસોએ હુતાશની ફરતી પ્રદક્ષિણા કરી, હુતાશનીની પૂજા કરી, ગયા વર્ષમાં આવેશથી જે પાપો થઈ ગયાં હોય તે બાળીને ભસ્મ કરવાં, અને નવા વર્ષમાં પાપો નહિ કરવાનો સંકલ્પ કરવો.

જૈનોએ પર્યુષણમાં વર્ષભરનું જીવનનું સરવૈયું કાઢવાનું હોય છે. હું બધા જીવોને ક્ષમા આપું, બધા જીવો મને ક્ષમા આપે. બધાની સાથે મને મૈત્રી હો, અને કોઇની સાથે મને દ્વેષ ન હો. આ જાતનો સંકલ્પ અને હૃદયપલટો કરવાનો હોય છે.

આવો જ નિશ્ચય ખ્રીસ્તી ભાઇઓએ નાતાલના તહેવારમાં કરવાનો હોય છે. પ્રભુ પ્રેમસ્વરૂપ છે. જ્યાં પ્રેમ અને દયા છે ત્યાં ઇશ્વરની હાજરી છે. તો તે પ્રમાણે આપણે જીવ્યા છીએ કે કેમ? તે તપાસવાનું હોય છે. અને મુસ્લિમ ભાઇઓએ રમજાન માસમાં અને રમઝાન ઇદને દિવસે વર્ષભરમાં સર્વ કોઈ મનુષ્ય સાથે બીરાદરીના સિદ્ધાન્ત પ્રમાણે આપણે વર્ત્યા કે કેમ? તે તપાસી જવાનું હોય છે.

પરન્તુ દૈવયોગે આ બધી ક્રિયાઓ યંત્રવત્ થઇ ગઇ છે. તેથી જગતમાં આટલા બધા ધર્મો હોવા છતાં, ધર્મનાં સ્થાનકો હોવા છતાં, પૂજાઓ અને ક્રિયાઓ હોવા છતાં કોઈ સ્થળે શાન્તિ કે સુખ નથી અને એથી જ જુદાજુદા વાદોનો જન્મ થઇ રહ્યો છે. આ દુઃખમાંથી બહાર નીકળવાનો ઉપાય યોગાચાર્ય શ્રીકૃષ્ણ ભગવાને ભગવદ્ગીતામાં પ્રકટ કર્યો છે. અને તે સમજવાની ચોકીએક ચાવીઓ આપી છે. તે ચાવીઓ આપણે તપાસીએ:—

अहं सर्वस्य प्रभवो. मत्तः सर्वं प्रवर्तते ।
इति मत्वा भजन्ते मां बुधा भावसमन्विताः ।

'હું બધાનો ઉત્પન્ન કરનાર છું. બધું મારામાંથી ઉત્પન્ન થયું છે. આ પ્રમાણે સમજીને પ્રજ્ઞા પુરુષો બધામાં મને જોઈને બધાં પ્રત્યે સદ્‌ભાવ રાખે છે. અને તેમાં જ મારું ભજન રહેલું છે.

मच्चित्ता मद्‌गतप्राणा बोधयन्त परस्परम् ।
कथयन्तश्च मां नित्यं तुष्यन्ति च रमन्ति च ॥

જેઓએ પોતાનું ચિત્ત મારામાં જોડેલું છે, જેઓએ પોતાના પ્રાણ મારા પ્રાણ સાથે જોડેલા છે, જેઓ પરસ્પર એકબીજાને પ્રકાશ આપે છે, જેઓ મારી કથા કરવામાં નિત્ય સંતુષ્ટ રહે છે અને આનંદ માને છે...

तेषां सततयुक्तानां भजतां प्रीतिपूर्वकम् ।
ददामि बुद्धियोगं तं येन मामुपयान्ति ते ॥

એવા હંમેશાં સમતોલપણું સાચવનારા અને મને પ્રીતિપૂર્વક ભજનારાને હું બુદ્ધિયોગ આપું છું. તે વડે તેઓ મને પામે છે.

तेषामेवानुकम्पार्थमहमज्ञानजं तमः ।
नाशयाम्यात्मभावस्थो ज्ञानदीपेन भास्वता ॥

એટલે કે, તેઓની દયાની ખાતર હું—જે—તેઓનાં હૃદયમાં રહેલો છું તે; અજ્ઞાનમાંથી ઉત્પન્ન થયેલા અંધકારનો નાશ કરું છું, અને જ્ઞાનરૂપી દીવારૂપે પ્રગટ થાઉં છું.

ઉપરના શ્લોકોથી આપણને જણાશે કે યોગાચાર્યે આપણને પોતાના જ્ઞાનનો પ્રકાશ આપવાનું વચન આપ્યું છે. બીજી રીતે જોઈએ તો એ પ્રકારનો દસ્તાવેજ છે, પરંતુ આપણે તે પ્રમાણે વર્તીએ છીએ ખરા? આપણું ચિત્ત પ્રભુમાં ચોંટેલું છે કે ભૌતિક સંપત્તિ મેળવવામાં અને જગતનો ભોગવિલાસ વધારવામાં છે? આપણા પ્રાણ એમના પ્રાણ સાથે જોડાયેલા છે? આપણા પ્રાણ તો આજે પૈસો મેળવવામાં અને સ્વાર્થ સાધવામાં જોડાયેલા છે. જીવ, જગત અને ઈશ્વરનો આપણે સંબંધ સમજીએ, ઈશ્વરના સત્ ચિત્ અને આનંદનો સ્વભાવ સમજવાનો પ્રયત્ન કરીએ, ઈશ્વરની વિભૂતિઓ અને ખૂબીઓ અનુભવીએ અને તેમાં આપણને આનંદ આવે, અને સાથોસાથ વૃત્તિ અને નું સમતોલપણું સાચવીએ તો પ્રભુ આપણને બુદ્ધિયોગ આપે છે. તે યોગથી આપણો અંધકાર નાશ પામે છે. આજે જગતમાં નિરાશા, ચિંતા, ભય, વ્યાધિ, લોહીનું દબાણ આદિ મગજના રોગો વિગેરે અનેક આધિ, વ્યાધિ અને ઉપાધિઓ રહે છે તેનું કારણ એ લાગે છે કે ભગવદ્‌ગીતાનો આ આદેશ આપણે ભૂલી ગયા છીએ.

શ્રીમદ્‌ભગવદ્‌ગીતામાં એવી ભવ્યતા અને દિવ્યતા રહેલી છે, કે જેનું ૪૯ ભાષામાં ભાષાંતર થયેલ છે. અને ૪૯ દેશો તે સમજવાને પ્રયત્ન કરે છે. યોગાચાર્ય શ્રીકૃષ્ણે અભય અને રક્ષણનો સંદેશ ગીતાજીમાં આપેલો છે અને કેટલાએક વચનો આપેલ છે, અને કેટલાએક દસ્તાવેજો કરી આપેલા છે.

अपिचेत्सुदुराचारो भजते मामनन्यभाक् ।
साधुरेव स मन्तव्यः सम्यग्व्यवसितो हि सः ॥
क्षिप्रं भवति धर्मात्मा शश्वच्छान्तिं निगच्छति ॥
कौन्तेय प्रतिजानीहि न मे भक्तः प्रणश्यति ॥

મનુષ્ય ગમે એવો દુરાચારી હોય, પરન્તુ તે અનન્યભાવથી મારો ભક્ત થાય તો તેને સાધુ ગણવો જોઈએ. કારણ કે તેણે પસ્તાવો કરીને જીવનમાં સારા થવાનો નિશ્ચય કર્યો છે. તે માણસ તાત્કાલિક ધર્માત્મા થઈ શકે છે, અને તેને પરમ શાન્તિ મળી શકે છે.

અર્જુન! તું નક્કી જાણ કે મારા ભક્તનો કદી નાશ થતો નથી. અહીં 'ભક્ત' એટલે પ્રભુના ભાગ બનવું તે. એટલે જેના દ્વારા પ્રભુનાં કાર્યો થતાં હોય, જેના હૃદયદ્વારા પ્રભુનો પ્રેમ વહેતો હોય, જેના મનદ્વારા પ્રભુનું જ્ઞાન વહેતું હોય. જગતમાં અનેક રાજામહારાજાઓ, શહેનશાહો, રાષ્ટ્રપતિઓ, રાષ્ટ્રના પ્રભુઓ થઈ ગયા, પરંતુ ભક્તો જ અમર થઈ ગયા છે, કે જેમની કથાઓ જીવનના આદર્શો આપે છે.

ये तु सर्वाणि कर्माणि मयि संन्यस्य मत्पराः ।
अनन्येनैव योगेन मां ध्यायन्त उपासते ॥
तेषामहं समुद्धर्ता मृत्युसंसारसागरात् ॥

જે મનુષ્યો અનન્યયોગથી પોતાનાં સર્વ કર્મો મને એટલે પરબ્રહ્મને અર્પણ કરે છે. મારું ધ્યાન કરે છે તેઓને મૃત્યુરૂપી સંસારસાગરમાંથી ઉદ્ધારનાર, બચાવ-

નાર હું છું. આખી ભગવદ્‌ગીતામાં જ્યાં શ્રીકૃષ્ણ **મામ્, અહમ્** અને મમ શબ્દ વાપરે છે, તે પરબ્રહ્મને માટે વપરાય છે.

ત્રીજું વચન એ છેઃ—

मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु ।

मामेवैष्यसि युक्त्वैवमात्मानं मत्परायणः ॥

શ્રીકૃષ્ણ કહે છે; તું મારું મન ધન અને સર્વમાં તું મને એટલે ઇશ્વરને જોતાં શીખ. એટલે ભગવદ્‌ગીતાનું રહસ્ય એ છે કે, અનાસક્ત ભાવે કર્મો કરવાં. જે કર્મ કરવાં તે ઈશ્વરને અર્પણ કરવાં. અને સર્વમાં ઇશ્વર જોતાં શીખવું.

શ્રીકૃષ્ણ અર્જુનને બોધ આપે છે કે–તું જેને સગાં કહે છે, તે તારાં લોહીનાં સગાં છે; આત્માનાં સગાં નથી. અર્જુન પોતાનાં અને પરાયાં વચ્ચે ભેદ ઊભો કરે છે. તે તેની આસક્તિ અને મોહ છે. અર્જુન આસક્તિને અંગે સ્વધર્મને દૂર રાખવા માગે છે. કર્તવ્ય કર્મ કરતાં જે મોહ આડો આવે છે, આસક્તિ આડી આવે છે, તેને શી રીતે દૂર કરવાં, તેની સાથે શી રીતે ઝઘડવું તે સમજાવવા માટે ગીતાશાસ્ત્રનો જન્મ થયો છે.

અઢારમા અધ્યાયને છેવટે શ્રીકૃષ્ણ પૂછે છે; અર્જુન! તારો મોહ ગયો કે? અર્જુન જવાબ આપે છે; મારો મોહ નાશ પામ્યો છે. એટલે કે જેમ કબીરજીએ કહ્યું છે તેમ :—

ગુરુકૃપાંજન પાયો, પાયો મેંને ભાઈ.

રામ બિના કછુ જાનત નાહિ,અંદર રામ,બહિર રામ,

જહાં દેખો વહાં રામ હી રામ.

સર્વત્ર પ્રભુનાં દર્શન થાય ત્યારે આવું સ્વરૂપ બને છે. વ્હિટમન નામના કવિને લીલું લીલું ઘાસ જોઈને એ પ્રભુનો હાથરૂમાલ છે, તેમ લાગ્યું. શેક્સપીઅર કહે છે કે, "પછી તો માણસને પથ્થરમાંથી પ્રવચનો સંભળાય છે, ઝરણાંમાંથી વેદ મળે છે." એવી દૃષ્ટિ આવી એટલે જીવનમાં કંટાળો નહિ પણ રસ જામશે. એક પ્રકારની મુક્તાવસ્થા જીવનમાં ઊતરશે. હૃદયમાં પરમ આનંદ જામશે. એ જ ભગવદ્‌ગીતાના યોગનું રહસ્ય.

❁

**હમેશ સત્યનો જ જય થાય છે, એ શ્રદ્ધા મનુષ્યને ખોટા આચરણથી મુક્ત રાખે છે. ગુરુમાં અગર મહાત્મામાં શ્રદ્ધા રાખનારા મનુષ્યો તેઓ પાપકર્મ કરતા નથી. સદ્‌ગુણમાં શ્રદ્ધા હોવાથી દુર્ગુણ આચરતા નથી, કારણ જેવી શ્રદ્ધા તેવું વર્તન હોય છે. દૈવીજ્ઞાન સંબંધી મનુષ્યની શ્રદ્ધા કેવી છે તેની તપાસ કરવાની જરૂર નથી, તે બિનજરૂરી છે. કારણ, જો કોઈ મનુષ્ય આસુરી પાપવૃત્તિમાં પડી રહેતો હોય અને તે, 'બુદ્ધ ભગવાને લોકોના ભલા માટે સંસાર ત્યજ્યો," અથવા "તેઓ ઇશ્વરના અવતાર હતા," અથવા તે પોતે "ધર્મ પ્રમાણે વર્તે છે," વગેરે બોલી બતાવે તેનો અર્થ શો? એ શ્રદ્ધા શા કામની? "અમુક મનુષ્ય કેવું જીવન ગાળે છે? "કસોટીના પ્રસંગે તે કેવી રીતે વર્તે છે?" આ પ્રશ્નો પૂછવા જેવા છે. આ પ્રશ્નોના જવાબથી તે મનુષ્ય આસુરી કે દૈવી સંપત્તિને માને છે તેની ખાતરી થશે.**

**સદ્‌ગુણના પ્રતાપમાં જેને શ્રદ્ધા છે તે મનુષ્ય ગુણિયલ, આધ્યાત્મિક અથવા ભગવન્મય જીવન ગાળે છે, કારણ સદ્‌ગુણમાં ઇશ્વરનો વાસ છે. અરે, તે ઇશ્વરનું રૂપ છે; અને જે મનુષ્યને સર્વોત્કૃષ્ટ કલ્યાણકારી પ્રભુમાં મક્કમ અને અચળ શ્રદ્ધા છે, તે તેના પાપ ને દુઃખમાંથી જલદી મુક્ત થઇ જાય છે.**

❁

# આત્મસુખ

એક છેક નાનું બાળક, જે હજુ માંડમાંડ ગોઠણીએ ચાલતાં શીખ્યું હતું, તેણે એક સમયે પોતાનો પડછાયો જોયો. તેને તે કંઈ અજબ ચીજ જણાઈ. બાળકને તે પોતાના પડછાયાનું માથું પકડવાનું મન થયું; તે પડછાયાના માથા તરફ ગોઠણીએ-ગોઠણીએ ચાલવા માંડ્યું. જેમજેમ તે આગળ ગયું તેમતેમ તેનો પડછાયો પણ આગળ ને આગળ ગયો. પડછાયાનું માથું પોતાના હાથમાં ન આવવાથી બાળકે રડવા માંડ્યું. ચાલતાંચાલતાં તે ધબ દઈને પડી ગયું, તો તેની સાથે તેનો પડછાયો પણ પડી ગયો. જરા ઊંચું થઈને ફરી પડછાયાનું માથું પકડવા જાય છે, ત્યાં ફરીથી તે પડી ગયું. તેની માતાને આ જોઈ દયા આવી. તેણીએ બાળકના હાથ લઈ તેને માથે અડકાડયા. એટલે તુરત જ પડછાયાનું માથું બાળકના હાથમાં આવ્યું. તેને સંતોષ થયો અને તે છાનું રહ્યું.

આ જ પ્રમાણે તમે તમારું માથું પકડો. એટલે તેની સાથે જ તમારા પડછાયાનું માથું પણ પકડાશે. સ્વર્ગ અને નરક તમારા આત્મામાં જ છે; શક્તિ, આનંદ, સંપૂર્ણ સુખ અને જીવનનું મૂળ એ તમારી પોતાની અંદર જ છે. તમે પણ કોઈ વસ્તુને જાણવા માગતા હો, કોઈ પણ ચીજ પ્રાપ્ત કરવા માગતા હો, તો તમારા પડછાયા પાછળ દોડશો નહિ; પરન્તુ તમે તમારા માથાને જ પકડો. તમે બહાર ફાંફાં મારવાં છોડી દો, બહારની તૃષ્ણાઓ ફેંકી દો, બહારની મોટાઈ, કીર્તિ, સુખ-ભોગની આકાંક્ષાઓનાં મનોરાજ્યો રચવાં છોડી દો. તમારે જે માટે એ બધું જોઈએ છે તે તમારી અંદર જ છે તમે બહારના પડછાયા ઉપરથી નિઃસ્પૃહ થઈ અન્તર્મુખ બનો. પછી તમે જોશો કે ગગનમંડળના તારાઓ તે તમારી ઉપજાવેલી સૃષ્ટિ છે. તમે જોશો કે પ્રેમનાં સર્વ વિષયો, દુનિયાના સકળ મોહક અને આકર્ષક પદાર્થો—એ તમારાં પોતાનાં જ પ્રતિબિંબો—કેવળ તમારી પોતાની જ છાયા છે. છતાં એ કેવું અયોગ્ય છે કે એ તુચ્છ છાયાઓની ખાતર આપણે આપણી જાતને-કે જેના એ પડછાયા છે-હણી નાખીએ છીએ! ભૂલી જઈએ છીએ! અને જીવતોડ મહેનત કરીને, અનેક પ્રપંચો કરીને આખરે માત્ર ધૂમાડાનાં બાચકા જ મેળવીએ છીએ!

સુખને માટે બહાર ફાંફાં ન મારો. સુખનું ધામ તમારી પોતાની જ અંદર છે. બહારનાં સુખોથી નિઃસ્પૃહ થઈ તે, તમારા આત્મસુખનો અનુભવ કરતાં શીખો. એક વખત મન મૂકીને તેનો સ્વાદ લેવાનો પ્રયત્ન કરો. પડછાયાને સાચો માની સાચી વસ્તુની ઉપેક્ષા ન કરો. સંપૂર્ણ અને શાશ્વત સુખનું ધામ તમારી પોતાની અંદર જ છે. તમારા અન્તઃકરણની વૃત્તિનું તેના તરફ વલણ કરો અને તેને તમે પ્રાપ્ત કરો. એનાથી તમારી સર્વ કામનાઓ પૂર્ણ થઈ જશે અને સર્વ દુઃખો તથા આપત્તિઓનો અન્ત આવશે. એ સુખને માટે મોટા-મોટા સમ્રાટોએ સામ્રાજ્યો છોડ્યાં છે. એ સુખનો અનુભવ કરનાર અકિંચનો સમ્રાટોના પણ સમ્રાટ થઈને વિચરતા હતા. તે જ સુખ, તે જ ઐશ્વર્ય, તે જ બાદશાહી તમારી અંદર છે. પડછાયાને પકડવો છોડી દઈ જરા તેના તરફ મોં ફેરવીને જુઓ! ૐ. ૐ. ૐ.

—સ્વામી રામતીર્થ

# ગ્રાહકોને અગત્યની સૂચના

મહાભારત સંપૂર્ણ મેળવવા માટે જનતા અને ગ્રાહકોની મોટા પ્રમાણમાં માંગ હોવાને લીધે મહાભારતનો ત્રીજો અને ચોથો ખંડ જલદી તૈયાર થઈ રહ્યા છે. ગયા અંકમાં જે બે વર્ષના સામટા લવાજમ—રૂ. ૧૦–૦–૦ નાં મનીઓર્ડરફોર્મ મુકવામાં આવ્યાં હતાં તેમાંનાં ઘણાંખરાં ભરાઈને આવી રહ્યાં છે. અને વી. પી. મોકલવાના ઓર્ડરો પણ સારા પ્રમાણમાં નોંધાઈ રહ્યા છે. મહાભારતના ત્રણ ખંડો લઈને ચોથો ખંડ ન લેનાર ભાગ્યે જ હોઇ શકે. તેથી અમે એવા નિર્ણય ઉપર આવ્યા છીએ કે જેમનાં મનીઓર્ડરો આવેલાં છે તે સિવાયના બધા ગ્રાહકો ઉપર ત્રીજો ખંડ તૈયાર થયે તેને બે વર્ષના સામટા લવાજમ તરીકેના રૂ. ૧૦–૪–૦ ના વી. પી. થી મોકલવો. તે અનુસાર માઘશુદમાં ત્રીજો ખંડ તૈયાર થતાં ગ્રાહક મહોદયો ઉપર તે રવાના કરવામાં આવશે. જેઓ વી. પી. સ્વીકારવા માગતા ન હોય તેમણે અને જેઓ બે વર્ષના સામટા લવાજમને બદલે એક જ વર્ષના લવાજમથી વી. પી. મંગાવવા માગતા હોય તેમણે કૃપા કરી તેની સ્પષ્ટતા કરતું એક ત્રણ પૈસાનું પોસ્ટકાર્ડ લખી જણાવવું. જેથી કાર્યાલયને નિરર્થક પોસ્ટેજ ખર્ચનું નુકશાન ન થાય.

જેઓને પાકા બાઈન્ડીંગના ખંડો જોઈતા હોય તેઓએ પણ તે માટે પોસ્ટકાર્ડ લખી જણાવવું. પાકા બાઇન્ડીંગનાં રૂ. ૨) વધુ થાય છે.

સામટું લવાજમ ભરનારને મહાભારતનો ચોથો ખંડ વહેલો વાંચવા મળે છે અને લવાજમમાં દસ આના ઓછા થાય છે.

**જે મહોદયો વી. પી. મોકલવા સૂચના ન આપે તેઓને વી. પી. સ્વીકારી લેવા વિનંતિ છે.**

વી. પી. સ્વીકારનારાઓને ચૈત્ર માસમાં ચોથો ખંડ તૈયાર થયે તુરંત જ રજીસ્ટર્ડ બુકપોસ્ટથી મોકલી આપવામાં આવશે.




सत्संगं जनयत्परात्मविषये मक्ति समुद्वर्धयत् । कामोद्वेगकुमार्गदम्भजनकं साहित्यमुन्मूलयत् ।
धर्मद्वेषमनुक्षणं प्रशमयत्सन्दर्शयत्सद्गतिं, संजातं खलु 'विश्वमंगळ'-मपाकर्तुं जगद्दुर्गतिम् ॥

વર્ષ ૧૩ મું : પોષ-૨૦૦૬ : જાન્યુઆરી-૧૯૫૦ : અંક ૧૦ મો

# મિથ્યાભિમાની માનવીઓને

[ભજી લે રંગીલા રણછોડ, કમર કસી-કસી રે.....રાગ]

લેવું-દેવું હરિને હાથ, માનવ ફાંફાં મારે છે-ટેક,
એના ઘરની સઘળી વાત, માનવ ફાંફાં મારે છે....લેવું-(૧)

જેવું લખ્યું જેના ભાગ્યે, મળતું તેવું તો વણમાગ્યે,
નહિ તો ઘસવા પડશે હાથ, માનવ ફાંફાં મારે છે .. લેવું-(૨)

જન્મ, મૃત્યુ અને સ્થાન, એનું પહેલેથી જ વિધાન,
નક્કી દહાડો અને રાત, માનવ ફાંફાં મારે છે....લેવું-(૩)

'પુનિત' પ્રભુ તણું જ્યાં મત્તું, ચાલતું નહિ ત્યાં ઓછું વત્તું,
સાચો જગમાં એનો સાથ, માનવ ફાંફાં મારે છે....લેવું-(૪)

શ્રી 'પુનિત'

## સંપાદકીય

પરમ કૃપાળુ પરમાત્માની કૃપાથી 'વિશ્વમંગલ' તેના વાચકો આગળ આ દશમો અંક રજુ કરે છે. દિનપ્રતિદિન વાચકોની તે વિશેષ પ્રીતિ સંપાદન કરી રહ્યું છે તે એક આનંદની વાત છે. મહાનુભાવ લેખકો અને ગ્રાહકોએ તેને પોતાનું ગણીને પોતાનો સહકાર આપ્યા કર્યો છે, એને લીધે તેનામાં એવા ગુણો પ્રગટયા કે જેથી તેને શિષ્ટ પુરુષોના સમાજમાં, સત્સંગક્ષેત્રોમાં અને ધર્મપ્રિય સંસ્કારી ગૃહસ્થોનાં ગૃહોમાં સ્થાન પ્રાપ્ત થઈ શક્યું છે.

આ દશમા અંક પછીના બે અંકો પછી 'વિશ્વમંગલ' તેના ચૌદમા વર્ષમાં પ્રવેશ કરશે; પરન્તુ તેનો ચૌદમા વર્ષનો વિશેષાંક એટલે મહાભારતનો તૃતીય ખંડ તો તેના ચાલુ તેરમા વર્ષના અગિયારમાં અંક સાથેજ પ્રગટ થઇ જશે. મહાભારતના ચારે ખંડો મેળવવા માટે જનતામાંથી જે માગ આવી રહી છે અને ગ્રાહકો તરફથી પણ અમને એવી સૂચનાઓ થઇ છે એને લીધે અમે મહાભારતના ત્રીજો અને ચોથો ખંડ જલદી તૈયાર કરવા પ્રેરાયા અને એ અનુસાર અમે ત્રીજો ખંડ આવતા માઘ માસની શરૂઆતમાં અને ચોથો ખંડ ચૈત્ર માસમાં તૈયાર કરીને વાચકો આગળ રજુ કરી શકીશું.

ગયા અંકમાં અમે ત્રીજા અને ચોથા વર્ષના સામટા લવાજમ તરીકે રૂ. ૧૦—૦—૦ મોકલવા માટેનાં મનીઓર્ડર ફોર્મ મૂકયાં હતાં, તે અનુસાર ઘણાં લવાજમો આવી રહ્યાં છે અને ઘણાંના વી. પી.મોકલવા માટેના ઓર્ડરો આવી રહ્યા છે. તેથી અમે એવા નિર્ણય ઉપર આવ્યા છીએ કે જે ગ્રાહકોનાં મનીઓર્ડરો આવેલાં છે તેમના ઉપર અંક તૈયાર થયે રજીસ્ટર્ડ બુકપોસ્ટથી રવાના કરી દેવો અને જેઓ તરફથી વી. પી મોકલવાની સૂચનાઓ આવી છે અને નથી આવી તે દરેક મહાનુભાવો ઉપર ત્રીજા અને ચોથા ખંડના વર્ષના લવાજમ રૂપે રૂ. ૧૦-૪—૦ ના વી. પી. થી ત્રીજો ખંડ મોકલી આપવો. અમને ખાત્રી છે કે જે ગ્રાહકોના વી. પી મોકલવા માટેના ઓર્ડરો નથી આવ્યા તેઓ પણ મહાભારતનો ત્રીજો અને ચોથો ખંડ તેમજ વિશ્વમંગલના અંકોનું વાચન મેળવવા માટે ઉત્સુક છેજ. તેથી ત્રીજો ખંડ તૈયાર થયે બે વર્ષના સામટા લવાજમ માટે તેઓ ઉપર ત્રીજો ખંડ વી. પી. થી રવાના કરવામાં આવશે. જેમનાં વી. પી. સ્વીકારાશે તેઓને ચૈત્ર માસમાં મહાભારતનો ચોથો ખંડ તૈયાર થયે રજીસ્ટર્ડ બુકપોસ્ટથી મોકલી આપવામાં આવશે અને બે વર્ષ સુધી તેમને વિશ્વમંગલના માસિક અંકો મોકલવા ચાલુ રહેશે.

જે ગ્રાહકબંધુઓ વી પી. સ્વીકારવા માગતા ન હોય અથવા જે ભાઇઓ એક જ વર્ષનું લવાજમ ભરવા માગતા હોય તેઓ અમને એક ત્રણ પૈસાનું પોસ્ટકાર્ડ લખીને વી. પી. ન મોકલવાની અથવા એક જ વર્ષના લવાજમનું વી. પી. કરવાની સુચના આપવા કૃપા કરે કે જેથી તેમના ઉપરનાં વી. પી. પાછાં ફરે નહિ અને કાર્યાલયને નિરર્થક પોસ્ટેજ ખર્ચનું નુકશાન ન થાય.

જે ભાઇઓ ચાર વર્ષનું સામટું લવાજમ રૂ. ૨૦-૦-૦ ભરીને ગ્રાહક થયેલા છે તેઓને પણ ત્રીજો અને ચોથો ખંડ-પાકા બાઈન્ડીંગના-તૈયાર થયે રજીસ્ટર્ડ બુકપોસ્ટથી મોકલી

આપવામાં આવશે. તેમજ સંપૂર્ણ મહાભારત માટે જેમનાં રૂ. ૧૪નાં મનીઓર્ડરો આવેલાં છે તેમના ઉપર પણ ખરા તૈયાર થયે રવાના કરવામાં આવશે.

જે ભાઇઓને ત્રીજો અને ચોથો ખંડ પાકા બાઇન્ડીંગના લેવા હોય તેમણે બે રૂપિયા વધુ મોકલવા અથવા વી. પી. મંગાવવું હોય તો પાકા બાઇન્ડીંગનું રૂ. ૧૨-૪-૦ નું વી. પી. મોકલવા સ્પષ્ટતા કરવી. કે જેથી દરેકની માફક તેમના ઉપર રૂ. ૧૦-૪-૦નું સાદા બાઇન્ડીંગનું વી. પી. રવાના કરવામાં ન આવે.

ત્રીજો ખંડ સારી છપાઇથી અને સુંદર ચિત્રોથી તૈયાર થઇ રહ્યો છે. બીજા અંકોના જેવાં ટાઇટલ ઉપરનાં ત્રિરંગી ચિત્રોને બદલે આના ઉપર સુન્દર ત્રિરંગી ફોટો-ચિત્ર મૂકવામાં આવનાર છે. આ ત્રીજા અને ચોથા ખંડોમાં એક જ અંકનો સમાવેશ થાય છે. તેથી બીજા વિશેષાંકોને જેમ ચૈત્ર અને વૈશાખ—એ માસના અંકો ગણવામાં આવતા હતા તેમ આ અંકો ન હોતાં, આ અંકોને કેવળ ચૈત્ર માસના જ અંકો ગણવામાં આવશે. જેથી ગ્રાહકોને વિશ્વમંગલનો વૈશાખ માસનો અંક જુદો મળશે.

## મહાભારત શા માટે વાંચવું જોઇએ ?

'જે મહાભારતમાં છે તે સર્વમાં છે અને જે મહાભારતમાં નથી તે ક્યાંય નથી.' જીવન-વિકાસની બધી સામગ્રીઓ આપણને મહાભારતમાં પરાકાષ્ઠાએ પહોંચેલી જોવા મળે છે. વેદો અને ઉપનિષદોનું તત્ત્વજ્ઞાન મહાભારતમાં લોકભોગ્ય રીતે નિરૂપિત થયું છે. સનત્સુજાતીય, શ્રીમદ્ભગવદ્ગીતા, શાન્તિપર્વ અને બાકીનાં પર્વોમાંનું ધર્મ, અર્થ—કામ અને મોક્ષનું જ્ઞાન મહાભારતને પાંચમો વેદ બનવાની યોગ્યતા આપે છે. એ ઉપરાન્ત મહાભારતમાં આવેલાં પુરાણોનાં અનેક દૃષ્ટાન્તો પણ તેના વાચકોનાં અન્તઃકરણ વિશુદ્ધ બનાવે છે. રાજનીતિ, ધર્મનીતિ, અર્થનીતિ, તેજસ્વિતા, વીરતા, વિનય, સદાચાર વગેરેનાં દર્શનો મહાભારતમાં સ્થળે સ્થળે એકાગ્ર વાચકના હૃદયમાં તેતે ગુણોનું સ્થાપન કરે છે. મહાભારતની પ્રશંસા અનેક રીતે કરી શકાય એમ છે. અથવા મહાભારતની પ્રશંસા કરી શકાય એમ છે જ નહિ. કારણ કે કોઇ પણ પ્રશંસકો તેની પૂરેપૂરી પ્રશંસા કરી શક્યા ન હોવાથી પોતાના કાર્યમાં પરાજિત જ બન્યા છે. આવા ગ્રન્થને શ્રી 'ગીતા પ્રેસ-ગોરખપુર' લોકભોગ્ય રીતે પુષ્કળ ચિત્રો સાથે પ્રકટ કર્યો અને તે બહુમાન પામેલા ગ્રન્થને અમે આ રીતે ગુજરાતી જનતા આગળ મૂકીએ છીએ. આ મહાભારતમાં પરિચિત ગુજરાતી ભાષા, પરિચિત શૈલી, પરિચિત શબ્દો, સરળતા અને પ્રસંગે પ્રસંગે ચિત્રો હોવાથી સર્વ કોઇ રસપૂર્વક વાંચી શકે એમ છે. આ રીતે મહાભારતની સંસ્કૃતિની રત્નખાણ સર્વભોગ્ય બની છે અને તે પણ રૂ. ૧૪ જેટલા સ્વલ્પ મૂલ્યે મેળવી શકાય છે.

આ મહાભારતના પ્રચાર દ્વારા સમાજના લોકોમાં નૈતિકતા, તેજસ્વિતા, સરળતા, આત્મભાવ જેવા સદ્ગુણો જાગૃત થાય અને તેમને પોષણ મળે એવો અમારો ઉદ્દેશ છે. આપણી પ્રજાના પણ સંસ્કારો સુધરે અને તે પોતામાંના આસુરી ભાવોને નષ્ટ કરી દૈવી ભાવોથી સંપન્ન બને એ કામ મહાભારતદ્વારા થઇ શકે એમ છે. તેથી અમે વારંવાર અમારા ધર્મપ્રિય ગ્રાહકોને મહાભારતનો પ્રચાર કરવા વિનન્તિ કરીએ છીએ. આપ પોતાની ઓળખાણના ક્ષેત્રોમાં, મિત્રમંડળમાં, સબંધીઓમાં મહાભારત અને વિશ્વમંગલનો પ્રચાર કરી આ સત્કાર્યમાં આપનો સહકાર આપી શકો છો. પરમાત્મા સર્વનું કલ્યાણ કરો !

# સમાજની સલામતી શામાં છે?

**............ત્યાંસુધી શમરાજ્ય અને સર્વોદયના સિદ્ધાન્તો સમાજને માટે સફળ બનવાની શક્યતા નથી.**

**જો મનુષ્યસમાજ નિર્ભય અને સુખી થવા ઇચ્છતો હોય તો તેમાંથી બીજાં પ્રાણીઓની હિંસા જવી જોઇએ.**

**બંધારણ-વિધાયકો, શાસનપ્રવર્તકો અને સમસ્ત પ્રજાએ અમલમાં મૂકવી જોઇતી આવશ્યક હકીકત.**

લે. શ્રી. જયનારાયણ ભટ્ટ, વેદાન્તશાસ્ત્રી

આ લખાણમાં સમાજમાં ચાલી રહેલી હિંસાને દૂર કરવાની આવશ્યકતાનું નિરૂપણ કરવામાં આવ્યું છે.

હાલનું રાજ્યતંત્ર લોકશાહીના સિદ્ધાન્ત પ્રમાણે અર્થાત પ્રજાસત્તાના ધોરણે ચાલી રહ્યું છે. તેમાં દરેક વ્યક્તિનું વ્યક્તિત્વ રક્ષાય, કોઈપણ માણસને કોઈનીંગી અન્યાય અથવા બળજબરીના ભોગ ન બનવું પડે એવી જોગવાઇ (આ રાજ્યતંત્રમાં) કાયદાના આધારે કરવામાં આવેલી હોય છે. અને આ બધા કાયદાઓ મનુષ્યો ઉપર લાગુ પડતા હોય છે. પરન્તુ તેમાં ખામી અથવા ઊણપ એ છે કે મનુષ્યસમાજ કેવળ એકલી પોતાની મનુષ્ય-જાતિ વડે જ મનુષ્યજાતિના આધારે જ નથી નભી રહ્યો; તેથી મનુષ્યસમાજની રક્ષા અથવા આબાદીનો બીજી જે જે જાતિ અથવા પ્રાણી-પદાર્થના સમૂહ સાથે સંબંધ હોય તેની સાથે પણ મનુષ્યજાતિએ કેવી રીતે વર્તવું તેના કાયદા-તેની મર્યાદાઓનું વિધાન રાજ્યતન્ત્રમાં નિર્ધારિત હોવું જોઇએ.

મનુષ્યજાતિના વ્યવહાર નો ઘણો મોટો સંબંધ પશુઓ સાથે પણ રહેલો છે, બધાં મનુષ્યો પશુઓનાં ઘી-દૂધ દહિં-છાશ ખાય છે, પશુઓના ચામડાના જોડા પહેરે છે, હિન્દુસ્તાનમાં ખેતીનું લગભગ બધું જ કામ બળદોને આધારે થાય છે. આમ મનુષ્યોના પોષણ, આરોગ્ય અને આબાદી સાથે અત્યન્ત સંબંધ ધરાવતાં આ પશુઓ ઉપર મનુષ્યોનો અધિકાર અમુક મર્યાદિત પ્રમાણમાં રહેવો જોઇએ કે જેથી મનુષ્યસમાજની રક્ષા અને પોષણમાં આટલું બધું મહત્ત્વનું સ્થાન ધરાવનાર આ પશુજાતિની રક્ષા થઇ શકે.

પશુઓના માંસનો વેપાર કરનારા અને પશુઓને કાપનારા લોકો ઉપર એવી મર્યાદા મૂકાવી જોઇએ કે જેથી તેઓ મનુષ્યસમાજના આટલા ઉપયોગી પશુધનનો નાશ કરીને મનુષ્યસમાજને વિપત્તિ અથવા વિનાશના કિનારે લાવી ન મૂકે.

હવે પશુહિંસા એ મનુષ્યસમાજને કેવી રીતે અને કેટલા પ્રમાણમાં હાનિકારક છે તેનો વિચાર કરીએ:-

જીવની ચેતના અનેક જન્મોમાં અનેક પ્રાણીઓના શરીરોમાં ફરતીફરતી જુદાજુદા અનુભવો લેતી વિકાસ પામી રહી છે. આપણામાં પશુ-પક્ષીઓ કરતાં જે વધુ સમજણ-વધુ જ્ઞાન

દેખાય છે તે એકદમ અકસ્માત જ ઉત્પન્ન થઈ ગએલું નથી. નીચલાં ધોરણોમાં અભ્યાસ કર્યા વગર જ કોઈ એકદમ ઊંચી પરીક્ષાઓમાં પસાર થઈ જતો નથી. તેથી આપણી ચેતના પણ પશુ-પક્ષીઓનાં અનેક શરીરોમાં જુદોજુદો અનુભવ લઈ વિકાસ પ્રાપ્ત કરતી આ શરીરમાં આવેલી છે. અનેક જગાએથી મળેલા અનુભવો પ્રમાણે તેનો સ્વભાવ અને ખ્યાલો બંધાએલા હોય છે. પશુચેતના એ મનુષ્યજાતિની ચેતનાની નિકટતમ ચેતના છે. તેમાંનાં ગાયો, ભેંશ, બળદ, ઘોડા વગેરે પ્રાણીઓ પોતાના આખા જીવનમાં મનુષ્ય-જાતિના સંસર્ગમાં રહે છે અને એ રીતે પોતાની અંદર મનુષ્યત્વની છાપ ધારણ કરીને પછીના જન્મે મનુષ્યજન્મમા આવે છે. જો કે તેમનું તે મનુષ્યત્વ ઉચ્ચ કક્ષાનું ન હોતાં જડના જેવું શ્રમજીવી મનુષ્યોની કક્ષાનું હોય છે, પરન્તુ તે મનુષ્યત્વ પણ ઉચ્ચ કક્ષાના મનુષ્યત્વ તરફ પ્રગતિ કરી રહેલુ હોય છે. આમ મનુષ્યજાતિમા જે આયાત થઈ રહી હોય છે, તે મનુષ્યત્વની મૂડીથી ખેંચાઇને-મનુષ્યત્વની છાપ પામીને થઇ રહેલી હોય છે. તેથી મનુષ્યો પશુઓ ઉપર પોતાની જેવી છાપ પાડે છે તેવી જાતના મનુષ્યોનો વધારો થાય છે. મનુષ્યો પશુઓ ઉપર મનુષ્યપણાની છાપ પાડશે તો પોતાના સહાયક સેવકો મેળવી શકશે અને જો મનુષ્યો પશુઓ ઉપર રાક્ષસપણાની છાપ પાડશે તો મનુષ્યજાતિ માટે ખતરનાક એવો ઘાતકી, ક્રૂર અને તેનો વિનાશ કરનાર વર્ગ તેઓ મનુષ્યજાતિમાં આવેલો જોશે.

જે ગોમાતાઓ અને ભેંશો કેવળ ઘાસથી પોતાનો નિર્વાહ કરીને પોતાનાં બચ્ચાં-ઓને ધવરાવવાનું દૂધ, મનુષ્યોને આપી તેમને હૃષ્ટપુષ્ટ બનાવે છે, પોતાનાં દૂધ-દહિં, ઘી વગેરેથી તેમને દીર્ઘાયુ અને તાકાતવાન બનાવે છે, તે ગોમાતાઓ અને ભેંશોને તેમણે જીંદગી સુધી કરેલી મનુષ્યોની આ સેવાનો બદલો મનુષ્યો કતલખાનાગાં આપે છે. જ્યારે એ ગોમાતાઓ અને ભેંશો કતલખાનામાં પોતાને મનુષ્યો તરફથી એવો બદલો મળતો જોતાં હશે ત્યારે તેમના ઉપર મનુષ્યત્વની કેવા પ્રકારની છાપ પડતી હશે તે સૌ કોઇ વિચારી શકશે. દરેક સચેતન પ્રાણી જેવું વર્તન જુએ છે તેવા સંસ્કાર ધારણ કરે છે. જે ઘરનાં માણસો ચોર, છળ-પ્રપંચ કરનાર, અન્યાયી અને કપટી હોય છે તે ઘરનાં બાળકો પણ તેવા ગુણો તરત ધારણ કરી લે છે. પોપટ પણ જેવા શબ્દો મનુષ્યો બોલાવે તેવા બોલતો થાય છે. અને પશુઓ પણ પોતાને જેવા પ્રકારના મનુષ્યત્વનો પરચો થાય છે તેવું મનુષ્યત્વ ધારણ કરે છે. અને બીજા જન્મમાં તેઓ મનુષ્યો સાથે મનુષ્ય જેવું નહિ પણ રાક્ષસ જેવું વર્તન રાખે છે. આ રીતે સમાજમાં હિંસક, ખૂની, ઉપકાર પર અપકાર કરનાર, અન્યાયી અને બીજાને ભોગે જીવવાવાળા સ્વાર્થી માણસોનો વધારો થતો જાય છે. એ માણસોએ વાવેલાં બીજોનું ફળ છે.

ગાયો, ભેંશો, બળદો વગેરે જ્યારે દૂધ આપવાને કે કામમાં લેવાને અયોગ્ય બની જાય ત્યારે, જ્યાં દૂઝણાં અને ઉપયોગી ઢોરોનું પોષણ કરવાના ઘાસચારાની જ તંગી હોય ત્યાં તેવાં નકામાં ઢોરોનું પોષણ શી રીતે કરી શકાય ? તેથી તેઓ ભૂખે સુકાઈને દુઃખી થઇને મરે એના કરતાં કતલખાનામાં વરત તેમનો છૂટકો થઈ જાય એ શું ખોટું એવો કેટલાક

લોકો પ્રશ્ન કરે છે. તેઓએ વિચારવું જોઇએ કે જેમ ઘરડાં મા-બાપનું પોષણ કરવાની પુત્રોની ફરજ છે એમ જે લોકોએ જે પશુઓનું દૂધ-ઘી ખાધું હોય તેમનું તેમની છેવટની અવસ્થામાં પોષણ કરવાની ફરજ છે. સરકાર જેમ જુવાન અવસ્થામાં કરેલી નોકરીનું નોકરોને વૃદ્ધાવસ્થામાં પેન્શન આપે છે તેવી જ રીતે જે પશુઓએ આપણને તેમનું દૂધ આપીને પોષ્યાં હોય તેમને પાછલી અવસ્થામાં પોષવાની આપણી ફરજ છે. દૂધ આપતાં બંધ થઈ જાય એટલે દૂધ પીધાનો બદલો તેમને તેમની કતલના રૂપમાં આપવો એ મનુષ્યનું કામ નથી. જે મનુષ્યો એવાં ઢોરોને પોષી ન શકતા હોય તે ઢોરોને માટે સારી સ્થિતિવાળા માણસોએ પાંજરાપોળો ઉઘાડી તેમના નિભાવનો બંદોબસ્ત કરવો જોઇએ, એ એક અત્યન્ત પુણ્યનું કામ છે. અને સરકારે પણ ઢોરો માટે પૂરતું ઘાસ ઉત્પન્ન થાય તેવી જાતની ખેતી અને પડતર જમીન બનાવવા માટે પગલાં ભરવાં જોઇએ. અને એ રીતે ઢોરો ઉપર થતો મનુષ્યજાતિનો અન્યાય દૂર કરવો જોઇએ.

જે લોકો પૈસાના લોભે દૂઝણી ગાયો કાપે છે તેઓને પણ સરકારે અટકાવવા જોઇએ. કારણ કે એ લોકો સમાજના મોટા શત્રુ હોઈ ભારે ગુનેગાર છે. જે ગાય જીવતી રહીને બે-ચાર-આઠ વર્ષમાં સેંકડો અથવા હજારો માણસોને પોષણ મળે એટલું દૂધ આપનાર હોય છે તેને કસાઇ લોકો થોડાક માણસનું પોષણ થાય એટલા માંસ માટે મારી નાખે છે. આમ એક દૂઝણી ગાયને કાપીને તેઓ સેંકડો અને હજારો માણસોના પોષણનો નાશ કરી રહ્યા છે. આ એક મોટો સામાજિક ગુનો છે. આવા ગુન્હાઓ સત્વર બંધ થવા માટે તેવા લોકો ઉપર સખત પ્રતિબંધ મૂકવો જોઇએ.

મનુષ્યોને કોઈ પણ પ્રાણીઓને કમોતે મારવાનો અધિકાર નથી. જો મનુષ્ય કોઇપણ પ્રાણીને ઉત્પન્ન કરી શકતો નથી તો તે તેનો નાશ શી રીતે કરી શકે? ઈશ્વરે રચેલી આ સૃષ્ટિમાં કોઇપણ પ્રાણીનો નાશ કરવાનો અધિકાર ઈશ્વર સિવાય કોઇપણ પ્રાણીને નથી. જે પ્રાણીઓ બીજા પ્રાણીઓનો નાશ-કરીને જીવી રહ્યા છે તેઓ નાશ તરફ-અધોગતિ તરફ જઈ રહ્યા છે. જે પ્રાણીઓ સર્વમાં એક જ ચેતનાનો વિકાસ થતો જોઇને સર્વની સેવા-ઉપકાર કરી રહ્યાં છે તેઓ વિકાસમાં-ઉત્તરાયણમાં-અદ્વૈતમાં-અમરતામાં જઈ રહ્યાં છે.

હવે કમોતે મારવામાં આવેલાં પશુઓનું માંસ ખાવાથી મનુષ્યો ઉપર શી અસર થાય છે તેનો વિચાર કરીએ.

જે શરીરમાં જે ચેતના નિવાસ કરી રહી હોય છે, તે ચેતનાના સંસ્કાર તે શરીરમાં રહેલા હોય છે. એટલે જે લોકોના શરીરમાં પશુઓનું માંસ જાય છે તે લોકોની ચેતના ઉપર પણ તે પશુના સ્વભાવની અસર આવે છે. કારણ કે પશુના માંસથી પોષાતા શરીરમાં તે માણસની ચેતનાને રાત-દિવસ રહેવાનું હોય છે. તેથી ઊંઘતાં અને જાગતાં તે પશુના માંસમાં રહેલા સંસ્કારોની અસર તે મનુષ્યની ચેતના ઉપર પડયા જ કરે છે. કોઇ કહેશે કે મનુષ્યચેતના પોતાના બળ વડે તે માંસમાંના પશુના સંસ્કારોને ફેરવી કેમ નહિ નાખે? તેનો ઉત્તર એ છે કે જે વસ્તુનું આસક્તિપૂર્વક સેવન કરવામાં આવે તે વસ્તુનો રંગ તેમાં આસક્ત થનારને લાગે છે. આસક્ત થનાર તેના ઉપર તરતો નથી પણ તેમાં ડૂબે છે. અને જે જેમાં ડૂબે છે તે વસ્તુની અસર તેના ઉપર ફરી વળે છે. એટલે

મનુષ્યની ચેતના પ્રબળ હોવા છતાં પણ માંસમાં આસક્ત થવાથી માંસમાં રહેલા સંસ્કારોથી પરાજિત થઈને પશુસ્વભાવથી રંગાવા લાગે છે. આથી માંસ-ભક્ષણ કરનારનું શરીર ચેતનાના વિકાસ માટે અનુકૂળ રહેતું નથી, તેવા માણસો બ્રહ્મજ્ઞાનના અધિકારી થઇ શકતા નથી. વળી હત્યા થએલા પશુના માંસમાં હત્યાનો સંસ્કાર પડી જાય છે. તેથી તેનું માંસ ખાનારાઓનું મૃત્યુ અકાળે અથવા ભયંકર દુઃખદ રીતે આવે છે. વળી હત્યા થએલ પશુના બધા મનોરથો તેની હત્યા થવાથી અધૂરા રહેલા હોય છે તેથી તેનું માંસ ખાનારના શરીરમાં પણ પૂર્ણ મનોરથો પામવાનાં શુભ લક્ષણો નાશ પામે છે અને તેનું મોત પણ અધૂરી તૃષ્ણાઓમાં થાય છે. હાલમાં ઘણા માણસો શરીરને પુષ્ટ કરવા માંસ, ઈંડાં, કોડલીવર ઓઇલ વગેરે ખાવા લાગ્યા છે. પરન્તુ તેઓને ઉપરની વાતોનું ભાન નથી. અને તેઓને એ પણ ભાન નથી કે માંસ એટલે જ મૃત્યુ. માંસ ખાઇને તેઓ પોતાની ચેતનાને મૃત્યુનો શિકાર બનવાને યોગ્ય બનાવી રહ્યા છે. શરીરમાં માંસ વધારીને તેઓ કોનું ભલું કરવા ચાહે છે તે સમજાતું નથી. હાથી અને પાડાના શરીરમાં માંસ વધારે હોય છે છતાં તેઓને અંકુશવાળા એક જ નાનકડા માણસને તાબે રહેવું પડે છે. આ જગતનું રાજ્ય વધારે માંસવાળા માણસોના હાથમાં નથી. આ જગત ઉપર હંમેશથી બુદ્ધિ રાજ્ય કરતી આવી છે ને કરશે. પહેલાં મૂર્ખ રાજાઓનું રાજ્ય પણ પ્રધાનો ચલાવતા અને હાલમાં જગતનું બધું રાજકારણ બુદ્ધિને આધીન છે. માંસાહારીઓની બુદ્ધિથી જગતમાં વિદ્વેષ, સ્વાર્થ, જુદાજુદા વાદો, સ્તાનો અને વિશ્વયુદ્ધો ઊભાં થાય છે. અને સાત્ત્વિક મિતાહારીઓની બુદ્ધિથી જગતના સમસ્ત જીવોની રક્ષા કરનારાં સર્વોદયી રામરાજ્યો સર્જાય છે.

જો મનુષ્યજાતિને પોતાને સલામતી અને નિર્ભયતા જોઇતી હશે તો તેણે બીજાં પ્રાણીઓને સલામતી અને નિર્ભયતા આપવી પડશે. જગતના કોઇપણ જીવ સાથે અન્યાયથી વર્તીને કોઇપણ જીવ પોતાને માટે ન્યાયનો અધિકારી રહી શકતો નથી. જગતકર્તાએ મનુષ્યોને મારી ખાવા માટે-હત્યા કરવા માટે બીજાં પ્રાણીઓની સૃષ્ટિ નથી કરી. જ્યાંસુધી મનુષ્યજાતિ બીજાં પ્રાણીઓ પ્રત્યે અહિંસાથી અને ન્યાયથી નહિ વર્તે ત્યાંસુધી મનુષ્યજાતિની સલામતી કે મનુષ્યત્વના પૂર્ણ વિકાસની શકયતા નથી. મનુષ્યજાતિ જો આવી હત્યાઓ કર્યાકરશે તો તેનાથી મનુષ્યત્વનો વધારો નહિ થાય પણ જગત ઉપર રાક્ષસપણાનો વધારો થશે અને રાક્ષસોનો-અસુરોનો-દાનવોનો અન્ત નષ્ટ થવામાં જ આવે છે. તેમને કદી અમૃત પીવા નથી મળતું, કારણકે દાનવો પોતાનાં હિંસામય કૃત્યો વડે જ અમૃતથી ભ્રષ્ટ થઇને મૃત્યુને જ પી રહ્યા હોય છે. અને સંસારમાં આવા અસુરોની વૃદ્ધિ થતાં તેનું પરિણામ વિનાશ જ આવે છે.

આથી હું માંસાહાર તરફ લલચાયેલા પુષ્ટ થવા માગતા લોકોને સૂચવું છું કે ઇશ્વરે એવો આહાર મનુષ્યો માટે બનાવ્યો નથી. મનુષ્યમાંથી દેવ થવા માટે અને મૃત્યુમાંથી છૂટી અમર બનવા માટે નિર્દોષ અને અહિંસક ખોરાક એ જ મનુષ્યનો ખોરાક છે. જે લોકો માંસ અને માંસવાળી દવાઓ ખાઇ રહ્યા છે તેઓ એ રીતે પશુવધને ઉત્તેજન આપી રહ્યા છે. મરી જવાય અથવા દૂબળા રહેવાય તો સારું પણ પ્રત્યક્ષ મરેલા ખોરાકને તમે શરીરમાં ઘાલીને પશુંપણું અથવા રાક્ષસપણું ધારણ કરવા તરફ વળશો નહિ. સૂર્યના

તાપથી સુકાઇ ગએલા ધાન્યનાં ડુંડાંમાં જે કણ હોય છે તે મનુષ્ય માટેનો અહિંસક ખોરાક છે. એ રીતે ઘઉં, જવ, ચોખા, બાજરી, જુવાર કઠોળ વગેરે અન્નનો ખોરાક એ અહિંસક ખોરાક છે. તે નિર્દોષ ખોરાક છે. તે ધાન્યમાં રહેલી ચેતના તે ધાન્યના કણ પાકી જતાં પૂર્ણકામ થઇને પોતાની ઇચ્છાથી જ તે ધાન્યના છોડમાંથી નીકળી જાય છે. તે અન્ન ખાવાથી મનુષ્યનું શરીર સાત્વિક અને અહિંસક ચેતનાને રહેવાને યોગ્ય અને કર્મનાની પૂર્તિ (મોક્ષ) પ્રાપ્ત કરાવનારૂં થાય છે. તે શરીરમાં રહેલી ચેતનાને પૂર્ણ વિકાસ પ્રાપ્ત કરવાની અનુકૂળતા મળી શકે છે.

દૂધ ઘી વગેરે પણ જો કે માંસ છે, પરન્તુ તેમાં હિંસાના કે અન્યાયના સંસ્કારો પડેલા નથી હોતા. મનુષ્ય ઢોરોને જે પાળેપોષે છે અને તેમને ઘાસચારો નીરે છે તેથી ઢોરોનો પણ પોતાના માલિક પ્રતિ સદ્ભાવ ઉત્પન્ન થાય છે. એ સદ્ભાવથી ઢોર જે દૂધ આપે છે તે દૂધમાં ઢોરની આસક્તિ કે હિંસાના સંસ્કારો હોતા નથી. તેથી તે દૂધ ખાનાર તે ઢોરના માલિકનું ચિત્ત તેનાથી વિકૃત બનતું નથી અથવા તો તે દૂધની, હત્યા કરેલા માંસ જેવી, ખરાબ અસર થતી નથી. પરન્તુ સેવા કરવાથી ઢોરે જે પ્રસન્નતાથી, સદ્ભાવથી દૂધ આપ્યું હોય તે જ દૂધ એવું સાત્વિક ગણી શકાય; વેચાતું લીધેલું નહિ. રાજા દિલીપે પોતાના દેહનું બલિદાન આપીને ગાયને બચાવી હતી. તે ગાયે પ્રસન્ન થઇને જે દૂધ આપ્યું તે દૂધ પીવાથી દિલીપને પુત્ર થયો અને તેનાથી તેનો વંશ ચાલ્યો. એવી રીતે લીલોતરીનાં શાક-ભાજી એ પણ માંસ જ છે. તેમાં પણ વનસ્પતિની ચેતનાની હિંસા થતી હોવાથી એવાં તોડેલાં કાચાં શાકભાજી ખાવાં એ મનુષ્યના અન્તઃકરણને મલિન બનાવનાર છે અને શરીરને પણ નુકશાનકારક છે. ઝાડ કે છોડ ઉપરથી પાકીને એની મેળે તૂટી પડેલાં ફળો જ ખાવા યોગ્ય છે. છતાં પશુહિંસા જેટલી વનસ્પતિની હિંસા નિન્દ્ય નથી, કારણ કે પશુ કરતાં વનસ્પતિની ચેતના એટલી બધી નિદ્રિત હોય છે કે તેને પશુ જેટલો કષ્ટનો અનુભવ થતો નથી.

આથી આપણી સૌની અને આપણી સરકારની એ ફરજ છે કે મનુષ્યસમાજની રક્ષા માટે અને ઉત્તમ મનુષ્યત્વ ઉત્પન્ન થવા માટે આપણા દેશમાંથી સત્વર ગોવધ અને પશુહિંસા બંધ કરાવવાં.

જ્યાંસુધી આ દેશમાં પશુહિંસા ચાલુ હશે ત્યાંસુધી રામરાજ્ય અને સર્વોદય સિદ્ધ થઇ શકશે નહિ. જો મનુષ્યસમાજ સુખી અને નિર્ભય થવા ઇચ્છતો હોય તો તેણે બીજાં પ્રાણીઓની હિંસા છોડવી જ જોઇએ.

બંધારણ-વિધાયકોએ આ બાબતો ઉપર આધ્યાત્મિક દૃષ્ટિથી અને પ્રાચીન શાસ્ત્રોના નિર્ણયો ઉપર વિચાર કરીને આ પશુહિંસાને અટકાવવી જોઇએ. ત્યારે જ પૂજ્ય બાપુજીનો અહિંસાનો સિદ્ધાન્ત પણ આ ક્ષેત્રમાં સફળ થયો ગણાશે. અને સમસ્ત જીવોને માટે હિતકર એવા રામરાજ્યની શકયતા ઉત્પન્ન થશે. નિર્દોષ જીવોને કાપીને તેમના માંસથી પેટ ભરનારા માણસો જે દેશમાં વસતા હોય ત્યાં કદી રામરાજ્યનાં દર્શન થઇ શકતાં નથી. સરકાર જેમ દારૂબંધી માટે પ્રચાર કરી રહી છે તેમ લોકોને માંસ ન ખાવા માટેનો સમજાવટપૂર્વકનો પ્રચાર અને પ્રયત્ન પણ તેણે શરુ કરવો જોઇએ.

# નવનાથ કથામૃત

લેખકઃ કીર્તનાચાર્ય શ્રી સીતારામ શર્મા

( ગતાંક પૃષ્ઠ ૭૮૮ થી ચાલુ )

क्लेशत्यागकृतेऽमितेन करणव्यूहेन देहेन च
स्वानर्थं बत जन्तुरार्जयति चेन्मन्तुर्नियन्तुः कुतः
शस्त्रे शत्रुजयाय नैजगुरुणा दत्तेऽथ तेनैव चेत्
पुत्रो हन्ति निजं वपुः कथमरे ! तत्रापराधी गुरुः ॥

પરમાત્માએ સર્વ દુઃખોનો નાશ કરવા અને પરમસુખને પ્રાપ્ત કરવા માટે ઈંદ્રિયોના સમુદાય સહિત આવો ઉત્તમ દેહ આપ્યો, એના યોગે જ્યારે આ જીવ કેવળ અનર્થ ઉપાર્જન કરી પોતાનું અકલ્યાણ પોતાને હાથે જ કરે ત્યારે એમાં ઈશ્વરનો શું અપરાધ! પિતાએ શત્રુના ઉપર વિજય પ્રાપ્ત કરવા માટે પુત્રને જે શસ્ત્રો આપ્યાં એનો ઉપયોગ જ્યારે તે પોતાના શરીર ઉપર કરે ત્યારે એમાં અપરાધી કોણ? અર્થાત્ પ્રભુએ આપેલા આ માનવદેહનો જ્યારે યથાર્થ ઉપયોગ થાય, તો જ એનું સાચું સાર્થક, નહીં તો પછી એની એક ફૂટી બદામની પણ કિંમત નથી.

સજ્જનો ! ગોપીચંદ રાજા માતાની પાસેથી ધડકતે હૈયે રાણીવાસમાં ગયો. ત્યાં તો તેને લુભાવતી ઇત્યાદિ રાણીઓ ઘેરી વળી અને ગોપીચંદ રાજા પણ માએ આપેલા જ્ઞાનોપદેશને વિસારી વિષયના આનંદમાં મસ્ત બન્યો. અહો ! સ્ત્રીતત્ત્વ કેવું છે. ભલભલાને એ પ્રેમપાશનાં બંધન બાંધી નાચ નચાવે છે. હા, વ્યાવહારિક દૃષ્ટિએ જરૂર એમ કહેવું પડશે કે જો ભગવાને સ્ત્રી ઉત્પન્ન ન કરી હોત તો એ સૃષ્ટિની કિંમત ન હોતી અને આધ્યાત્મિક દૃષ્ટિએ વિચાર કરીએ તો ભવાબ્ધિ તરવાને માટે સ્ત્રી જેવો કોઈ અંતરાય નથી. એ તો દુનિયાનો કાયદો છે કે જગત જેમાં સુખ ભાળે છે એનો અંતર દૃષ્ટિએ વિચાર કરે અને બીજુ પાસું તપાસે તો એને સત્ય સમજાય કે જેમાં એને સુખનો આભાસ થાય છે તેમાં તેટલું જ બારોબાર દુઃખ ભરેલું છે. ભોગે રોગભયમ્ ભોગમાં રોગનો ભય બારોબાર છે, છતાં દુન્યવી જીવો દુઃખને સામે ભાળતાં હોવા છતાં વિષયાનંદના એક નહીં જેવા ક્ષણિક સુખનો ઉપભોગ કરવા મરી મથે છે. તેમ આપણા કથાનાયક ગોપીચંદનું પણ તેમ જ બન્યું. અરે ! રામચરિતમાનસના લેખક ગુંસાઈદેવ પત્નીનો બાર કલાકનો વિયોગ સહન નહોતા કરી શક્યા એવું એ માયાનું પ્રબળ જોર છે. નારદ જેવા નૈષ્ઠિક બ્રહ્મચારી, જેમણે કામને જીત્યો હતો એ પણ વિશ્વમોહિનીમાં મોહ પામ્યા હતા. ત્યાં અમારે કહેવું પડે છે કે:—

"ભલભલાનાં ભાન ભૂલાવે
માયા છે પ્રબળ હરિની,
ભલાભલાનાં માન મૂકાવે
માયા છે અકળ હરિની."

માટે હે સજ્જનો ! જો આ સંસારસાગર રૂપી માયાસાગર તરવાની ઇચ્છા હોય તો વિષયાનંદને તજી દઈ સદ્‌ગુરુને શરણે જઈ પરમાનંદમાં નિમગ્ન બનો.

अविदितपरमानन्दो वदति जनो विषयमेव रमणीयम् ।
तिलतैलमेव मृष्टं येन न दृष्टं घृतं क्वापि ॥

જેમને કદી પરમાનંદની પીછાણ નથી, તેવા લોકો જ સ્ત્રી આદિ વિષયોને સુંદર માને છે અને એનો ઉપભોગ કરે છે. જેમ જે માણસે જન્મારામાં કોઈ દિવસે ઘી જોયેલું કે ખાધેલું નથી, તે તલના તેલને મધુર માને છે અને પ્રેમથી ખાય છે. તેવી આપણી સ્થિતિ છે. પરમાનંદને નહીં પીછાણવાવાળા આપણે કેવળ વિષયાનંદમાં રચ્યાપચ્યા રહીએ છીએ. એટલા માટે અમે પ્રતિદિવસ વ્યાખ્યાનમાં પણ કહીએ છીએ કે:-

"માયામાં ફસેલા જીવડા તું ઘેલા !
હરિ ભજો પહેલાં—
હોહો હોડ્યા હાર ભજો પહેલાં !"

પણ મારા વાંચવા અને સમજવામાં અને એ જ આવ્યું છે કે જો માયાસાગર તરવો હોય તો માયાપતિને નિત્ય પ્રાર્થના કરવી જોઈએ અને એ જ માયાપતિની કૃપાએ માયાનું આવરણ દૂર થાય અને સહજ માત્રમાં પરબ્રહ્મ પમાય. પણ આજના જમાનામાં પરબ્રહ્મની પીછાનની કોઈને પડી જ નથી. આજની દુનિયા કેવળ પૈસાને માટે મરી રહી છે. અહા પ્રભુની

અકળ કળા છે! અસ્તુ ગોપીચંદ રાજા પોતાનું નિષ્કંટક રાજ્ય ભોગવી રહ્યો છે. જ્યારે આપણે બીજી બાજુ તપાસીએ—હિમાલયના ગોદમાં આપણા નાથસંપ્રદાયના મુખ્ય આચાર્ય, ભગવાન શંકર અને દત્તની કૃપાપ્રસાદી મેળવી ચૂકેલા મત્સેન્દ્રનાથ અને જાલંધરનાથ એ બંને યોગી પુરુષો, પોતાના બંને શિષ્યોને બદ્રીકેદાર સમીપ ઉગ્ર તપની બાર વર્ષ સાધના કરવાનું આપી તીર્થાટને નીકળી ચૂકયા હતા. તેમાં મત્સેન્દ્રનાથ હમણાં હનુમાનજીની આજ્ઞાથી સ્ત્રીરાજ્યમાં વિચરે છે, અને જાલંધરનાથ કે જેમને ગોપીચંદ રાજાએ કૂવામાં દટાવ્યા છે, તેમના શિષ્ય કાનીફનાથ અને મત્સ્યેન્દ્રનાથના શિષ્ય ગોપીનાથ એ બન્ને શિષ્યોએ પોતાની બાર વર્ષની સમાધિ સિદ્ધ કરી.

ભગવાન શંકર અને દત્તનો સાક્ષાત્કાર કરી આશીર્વચન મેળવી બંને શિષ્યો પોતાના પ્રભુરૂપ ગુરુના દર્શનાર્થે ભારતની પુણ્યપવિત્ર ભૂમિ પર ઊતરી પડયા. ગોરક્ષનાથ એક મસ્ત યોગીપુરુષ હતા. તે એકધા ગુરુનું સ્મરણ કરતાકરતા નિજાનંદમાં મસ્ત બની તીર્થેતીર્થે ગામેગામ, નગરેનગરે, જંગલેજંગલે ગુરુની શોધમાં વિચરી રહ્યા છે. જ્યારે આ તરફ જાલંધરના શિષ્ય કાનીફનાથ પોતાની સિદ્ધિઓથી રાજશાહી વૈભવમાં જગતના જીવોને જાગ્રત કરતા ઉપદેશ દેતા અને જગતના જીવોને પોતાની સિદ્ધિઓનો ચમત્કાર બતાવી આંજી દેતા ગામેગામ ગુરુની શોધમાં વિચરી રહ્યા છે. ગોરક્ષ અને કાનીફ એ બન્ને સમર્થ ગુરુના શિષ્ય હતા અને બન્ને સમર્થ હતા છતાં કાનીફનાથ ગોરક્ષ જેટલા ગુરુના કૃપાપાત્ર ન હોતા અને ગોરક્ષ જેટલા પૂર્ણયોગી પણ નહોતા. છતાં એ જગતને ધર્મનો સત્યોપદેશ આપી બાદશાહી વૈભવથી વિચરતા હતા.

રસ્તામાં એમની સિદ્ધિઓનો ચમત્કાર, જોઈ ઘણા માણસો એમના શિષ્યો થયેલા હતા જ્યારે ગોરક્ષનાથ પૂર્ણ હતા છતાં એમણે જગતને આંજવા મિથ્યા પ્રયત્ન કદી પણ કર્યો નથી અને અત્યાર સુધીમાં એક પણ શિષ્ય કર્યો નથી. એટલે માટે અમે અમારા વ્યાખ્યાનમાં પ્રતિદિવસે કહીએ છીએ કે અધુરો ઘડો હમેશાં વધુ છલકાય છે, ખાલી ચણો ઘણો વાગે છે જે અપૂર્ણ છે તે જગતને પોતે પૂર્ણ છે એ બતાવવા વધુ ઢોંગ કરે છે અને પૂર્ણ છે તે જગતને આંજવા કદી સ્વાંગ (વેષ) રચી શકતો નથી. એટલે કે વ્યભિચારિણી સ્ત્રી હું સતી છું એ બતાવવા પોતે આગળ ખૂબ ઢોંગ કરે છે. અને જે સતી છે એટલે કે જેનું હૃદય જ પવિત્ર છે તે કશો ઢોંગ કરી શકતી નથી. એટલે કે જેને ઈશ્વરની પડી છે તે જગતને આંજવા કદી પ્રયત્ન કરતો નથી અને જે ઈશ્વરથી વિમુખ છે એ જગતના જીવોને આંજવા નિત્ય નવા ક્રમો શોધી કાઢે છે. જો કે કાનીફનાથ ઉપર વર્ણવ્યા તેવા તો ન હોતા એનો પરિચય આપને આગળ થશે. એ પણ એક સમર્થ સિદ્ધ પુરુષ હતા. છતાંય ગોરક્ષ જેટલા તો નહીં જ, એ પણ આપને આગળ સમજાશે. અસ્તુ.

ગોરક્ષનાથ ફરતાફરતા ગોપીચંદ રાજાની રાજધાની (ધીણા પટ્ટણ)માં આવી પહોંચ્યા અને એ સિદ્ધ પુરુષની અનેક લોકોએ સેવા, સુશ્રુષા કરી છતાં એની પરવા ન કરતાં જંગલની અંદર એકાંતમાં ચાલ્યા ગયા. કારણ કે સંન્યાસીઓનો સત્ય ધર્મ તો એ છે કે આજે આ વૃક્ષ તળે રહ્યા તો આવતી કાલે એ વૃક્ષનો ત્યાગ કરી બીજા વૃક્ષનો આશ્રય લેવાનો હોય. એટલે કે ચૈતન્ય મહાપ્રભુના શબ્દોમાં કહું તો સંન્યાસી સંગ્રહ કરે નહીં અને સંગ્રહ કરે તે સંન્યાસી નહીં. એક વખત શ્રી ચૈતન્ય મહાપ્રભુ (ગૌરાંગ દેવ) કાશી જવા નીકળ્યા છે. ત્યાં રસ્તામાં વૈષ્ણવોના (પુષ્ટિસંપ્રદાયના) આચાર્ય મહાપ્રભુ શ્રી વલ્લભાચાર્યના ચૈતન્ય મહાપ્રભુ અતિથિ બન્યા. એટલે કે ચૈતન્ય મહાપ્રભુને શ્રી વલ્લભાચાર્યે જમવાનું આમંત્રણ દીધું. મહાપ્રભુએ જમી રહ્યા પછી સોપારી ખાવાની ઈચ્છા વ્યક્ત કરી. શિષ્ય તુરત જ શ્રીમદ્ વલ્લભાચાર્યની પાસે જઈને કહે છે; "પ્રભુ! શ્રી ચૈતન્ય મહાપ્રભુને સોપારી ખાવાની ઈચ્છા થઈ છે એટલે કે (ચૈતન્યદેવ પાસે સોપારી ન હતી કે સોપારી લાવવાના પૈસા ન હતા) શ્રી વલ્લભાચાર્યે તુરત જ એક સરસ સોપારી કાઢીને શ્રી ચૈતન્યદેવના શિષ્યને આપી અને શિષ્યે અર્ધી સોપારી કાતરી મહાપ્રભુને આપી. મહાપ્રભુએ તે ખાધી અને વિદાય લીધી. હવે જે શિષ્ય પાસે અર્ધી સોપારી બચી છે તે વિચાર કરે છે કે મહાપ્રભુ કદી સોપારી ખાતા નથી અને આજે એમણે માગી. તો આ અર્ધી સોપારી આચાર્યદેવને પાછી ન આપતાં મારી પાસે જ રાખી લઉં, કારણ કે કોઈક

દિવસ વગી મહાપ્રભુને સોપારી ખાવ નો ઇચ્છા થાય તો આપણે કઇનો પસે માગવાની કડાકૂટ મટી જાય એમ ધારી પોતાના કપાય વસ્ત્રના છેડે બચેલી અર્ધી સોપારી બાંધી. એ વાત સર્વાન્તર્યામી પરમ કૃપાળુ શ્રી ચૈતન્ય મહાપ્રભુથી સહેજે અજાણી ન હોતી રહી અને બીજા દિવસે બાર વાગે શિષ્યસમુદાય સાથે તેઓ જ્યારે બીજે સ્થળે ભિક્ષા લેવા બેઠા અને ભિક્ષા લઈ રહ્યા બાદ વિદાય લેતી વખતે ગઇ કાલવાળા સંન્યાસી પાસેથી ફરી સોપારીની યાચના કરી. શિષ્ય સહર્ષ પેલી બચેલી સંગ્રહેલી સોપારી ગુરુદેવના હાથમાં મૂકે છે અને મુકતા-મુકતાં મનમાં વિચારે છે કે મેં બાટલી રાખી મૂકી તો કેટલી કામમાં આવી ગઇ. ત્યાં મહાપ્રભુએ પ્રશ્ન પૂછયો; "શિષ્ય ! તમારી સોપારી લાવ્યો ?" "ગુરુ ! ગઇ કાલની અર્ધી બચેલી સોપારી મેં આપને માટે સંગ્રહી રાખી હતી" એટલા-શબ્દો સાંભળતાં ભગવાન ચૈતન્ય પ્રભુ ક્રોધા-વિષ્ટ થયા અને આવેશમાં આવી બોલ્યા; "સંન્યાસી સંગ્રહ કરે નહી અને સંગ્રહ કરે તે સન્યાસી નહીં. આપણે તો:-

अनन्याश्चिन्तयन्तो मां ये जनाः पर्युपासते ।
तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम् ॥

સંન્યાસીઓનો યોગક્ષેમ ચલાવનાર શ્રીહરિ છે, તો આવતી કાલની તેને ચિંતા ન હોવી જોઇએ. છતાં તે સોપાની સંગ્રહી તો તેથી તું તારા સંન્યાસી-ધર્મથી વિમુખ બન્યો છે. માટે આજથી તારું મોઢું મને કદી બતાવીશ નહીં. એમ કહી મહાપ્રભુએ તેનો ત્યાગ કર્યો અને અંતપર્યંત તેનું મોઢું જોયું ન હતું.

વહાલા આત્માનંદો ! આજના જમાનામાં ક્યાં છે આવા સંન્યાસીઓ ? એકલા સંન્યાસીઓનો હું દોષ કાઢતો નથી, આજના જમાનામાં તો બ્રાહ્મણપુત્રને બ્રાહ્મણ રહેવું ગમતું નથી. ક્ષાત્રવટ તો સદંતર નષ્ટપ્રાયઃ થઇ ચૂકી છે. વૈષ્ણવોને વૈષ્ણવતા ગમતી નથી. શુદ્રોને બ્રાહ્મણ થવાનો શોખ જાગ્યો છે. ત્યાં કહેવું પણ કોને ? આ છે કલિયુગનાં એંધાણ. હવે સાચા પુરુષો નથી એમ નથી, કારણ, ભારતભૂમિની માટીમાં એવા કોઈ અલૌકિક તત્ત્વ સમાયેલા છે કે જેવા અહીં પત્થર થયા એવા બીજે ક્યાંય પણ થયા નથી. એટલે કે સંન્યાસીઓ નથી, બ્રાહ્મણ નથી, ક્ષત્રિય નથી, વૈશ્ય નથી, શૂદ્ર નથી, ભક્ત નથી, સતીઓ નથી, યતિઓ નથી, વીરો નથી કવિઓ નથી, યોગી નથી, નથાનથી શું ? ભારતમાં બધું જ છે. પણ આગળ લખ્યું તેમ સાચા છુપા રહે છે અને જુદા આગળ આવે છે:

છે અમૂલાં રત્નો આ ભારત ભૂમિની ખાણમાં,
મળશે તમોને કંઇક તેમાંનાં કથાપુરાણમાં,

(અપૂર્ણ)

## સામાજિક ફરજ

મનુષ્યોએ પોતાના વર્ગમાંથી, કુટુમ્બ અથવા જ્ઞાતિમાંથી, કુચાલો, વ્યસનો, ખોટી રીત-ભાતો દૂર કરી સદ્વર્તનદ્વારા આપણા દેશમાં શિષ્ટ સંસ્કૃત અને નીતિમાન પ્રજાની વૃદ્ધિ થાય એવો પ્રયત્ન કરવાની પોતાની ફરજ પણ ભૂલવી ન જોઇએ. પોતાના ગામમાં ગાયો અને બીજાં પશુઓનું રક્ષણ થાય, જિંદગી સુધી આપણી સેવા કરનાર પશુઓને કોઇ લોકો કસાઇખાનાના માણસોને વેચી ન દે એવો બંદોબસ્ત કરી તેવાં પશુઓના નિભાવ માટે પ્રબંધ કરવામાં પોતાનો યથાશક્ય ફાળો આપવો જોઇએ. પશુહિંસા સમાજને શા માટે અને કેવી રીતે શાપરૂપ છે તેનો આ અંકમાં જુદા જ લેખદ્વારા ખ્યાલ કરાવવામાં આવ્યો છે. આપણા દેશમાં અપવિત્ર અને હિંસક કાર્યો ન બને એવી પરિસ્થિતિ ઉત્પન્ન કરવાનો પ્રયત્ન કરવાની ખાસ આવશ્યકતા છે. તો સૌ કોઇએ મંડળોદ્વારા અને વ્યક્તિગત રીતે આ કાર્યને સાથ આપવો જોઇએ.

# દિલડાનું દર્દ

## [ જગતની જંજાળમાંથી છૂટવાનો રસ્તો કયો ? ]

મૂળ હિન્દી લેખકઃ-શ્રી 'ચક્ર' — અનુવાદકઃ મા 'પુનિતપદરેણુ'

एक सूल माहि बिसर न काउ ।

હું તેમના કુટુંબનો જ એક માણસ થઈ ગયો હતો. જો કે તેઓ બધા બંગાળી હતા અને હું યુક્તપ્રાંતનો હતો, છતાં સંજોગોએ અમને ભેગા કરી દીધા. તેમના કુટુંબમાં એક વૃદ્ધ માતા, બે ભાઈ અને એક નાની બહેન હતી. હું આવ્યા પછી એ પાંચ પ્રાણીઓના પરિવારને મેં છનો બનાવી દીધો.

તેમની જન્મભૂમિ બંગાળ હોવા છતાં યુક્ત પ્રાંતમાં જીવનનો મોટો ભાગ ગાળેલો હોવાથી અને હિન્દી ભાષા પ્રત્યે પ્રેમ હોવાથી અમારાથી તેઓ જરા ય જુદો નહોતા જણાતા. ઘરમાં પણ હિન્દી ભાષાનો જ વપરાશ થતો હતો. મોટાભાઈ દેવેન્દ્ર કે જેમને હું 'દાદા' કહીને બોલાવતો હતો તેઓ હિન્દીના સારા ..ક હતા. પિતાજી પહેલાં સરકારી અમલદાર હતા પરંતુ હાલમાં નિવૃત્ત જીવન ગાળતા હતા.

એક દિવસે કવિસંમેલન ભરાયું હતું. એકાએક હું પણ ત્યાં જઈ પહોંચ્યો. બીજાઓને પોતપોતાની કવિતા લલકારતા જોઈને મને પણ ઉમળકો આવ્યો. કાગળનો એક ટુકડો લખીને પ્રમુખશ્રીને મેં મને બોલવા દેવાની વિનંતી કરી. થોડીવાર પછી મારું નામ જાહેર થયું અને મેં પણ બે-ચાર લીટીઓ લલકારી બતાવી. હાજર રહેલી વ્યક્તિઓ ખુશખુશ થઈ ગઈ. ઉપરા-ઉપરી 'વન્સ મોર'ના અવાજો આવવા માંડ્યા અનેક વાર મારે એ કવિતાને ગાવી પડી.

સંમેલનની સમાપ્તિ પછી હું હોલની બહાર નીકળ્યો. એક બંગાળી સજ્જને મને પૂછ્યું; 'આપ ક્યાં રહો છો ? તમોએ પણ સંમેલનમાં સુંદર કવિતા સંભળાવી હતી. મેં સ્વાભાવિક રીતે જ કહ્યું, 'કમનસીબીને લીધે રખડતો રખડતો આવી ચડ્યો છું. મારું કોઈ જગાએ ઘર નથી, કે કોઈ નિશ્ચિત ઠેકાણું નથી. જો જગા મળશે તો કોઈ એક ધર્મશાળામાં રાતવાસો કરીશ, નહી તો સંગાથના ગમે તે ઘાટનો મહેમાન બનીશ." સહાનુભૂતિના સ્વરમાં તેમણે કહ્યું; 'જો આપને હરકત ન હોય તો આપ મારે ત્યાં જ પધારો. પિતાજીને પણ જરૂર આનંદ થશે.' આંધળાને બે આંખ સિવાય બીજું શું જોઈએ ! તેમની સાથે મેં ચાલવા માંડ્યું.

ખરેખર માનવોમાં દેવતાઓ પણ હોય છે. તે પરિવારની પ્રત્યેક ચેષ્ટામાં દેવત્વ રહેલું હતું. મારી ઓળખાણ આપ્યા પછી તેમણે મારું શાનદાર સ્વાગત કર્યું. હું ત્યાં જ રહેવા લાગ્યો અને તેમના જ કુટુંબનો એક સભ્ય બની ગયો. આપ સમજી શક્યા હશો કે મને લાવનાર બંગાળી સજ્જન બીજા કોઈ નહિ પણ 'દેવેન્દ્ર દાદા' જ હતા.

[૨]

હું પરિવારનો એક માણસ છું. ઘરમાં જેટલી સગવડ નરેન્દ્રને યા દેવેન્દ્ર દાદાને મળતી હતી તેટલી જ બલ્કે તેથી પણ વધારે સગવડ મને મળતી હતી. પિતાજી અને માતાજીને મારા પર બહુ જ મમતા હતી. 'હું પારકા ઘરમાં છું' એવો અનુભવ મને ન થાય તેની તેઓ ખાસ તકેદારી રાખતા હતા. જે ચીજની હું ઇચ્છા કરતો તે ચીજ મને તરત જ મળી જતી.

આટલું હોવા છતાં કોણ જાણે કેમ મારા હૃદયમાં હંમેશાં સંકોચ રહ્યા કરતો હતો. મારી આવશ્યકતાઓ પણ હું જણાવી શકતો નહોતો. કોઈ નાનકડી વસ્તુ માગવામાં પણ હું નાહિંમત બનતો હતો. ઉપકારના બોજા નીચે દેહની લતા દબાતી જતી હતી. તે લોકોના ના કહેવા છતાં ઘરકામમાં યથાશક્તિ મદદ કરતો હતો. જીવનની જરૂરિયાતોને બને તેટલી ઘટાડવાનો પ્રયાસ કરતો હતો. આપવા અને આગ્રહ કરવા છતાં પણ હું કીમતી ચીજોનો ઉપયોગ ન હોતો કરતો. મારા આવી જાતના વર્તને ત્યાગનો આડંબર ઊભો

કર્યો હતો, તેઓ એમ માનતા હતા કે હું તિતિક્ષુ અને ત્યાગી છું.

એક દિવસ એક સુંદર પુસ્તક પર મારી નજર પડી. પુસ્તકોના વાચનનો અને તેની સજાવટનો મને શોખ તો છે જ, દુકાન પર જઈને તે પુસ્તક કઢાવી જોયું. તેમાં બંગાળના એક સુપ્રસિદ્ધ મહાકાવ્યનો અત્યંત સુંદર પદ્યાનુવાદ હતો અને દુકાનદારે કહ્યું, 'તેને લઈ લો.' પણ મારી પાસે તો ચાર પૈસા પણ નહોતા, જ્યારે તેની કિંમત પૂરા રૂપિયા પાંચની હતી.

ઘણી વાર વિચાર કર્યો કે માતાજી પાસે તેને માટે માગણી કરું. નકકી કરવા છતાં પણ કહેવાનું સાહસ થતું નહોતું. માતાજીની પાસે આને અંગે અનેકવાર જઈને, આડી અવળી વાતો કરીને, પાછો આવ્યો. મન પુસ્તકનું જ રટણ કરતું હતું. હવે શું થાય ! હું શૂન્યમનસ્ક બનીને એક રૂમમાંથી બીજા રૂમમાં આંટા મારી રહ્યો હતો

સંધ્યાનો સમય હતો. બત્તીઓ બૂઝાઈ ગઈ હતી, પિતાજી પોતાના રૂમમાં નહોતા. ચાવીઓનો જુડો મેજ પર પડયો હતો. હૃદયના ઊંડાણમાં રહેલા કુસંસ્કારોએ પ્રેરણા આપી : 'ચાવીઓ લઈને તિજોરી ખોલી નાખો. પાંચ રૂપિયા પુસ્તક નિમિત્તે લેવામાં કંઈ ખાસ તથ્ય નથી. પિતાજી ઓછા ગણવાના છે ?' ધડકતે હૈયે મેં જુડો ઉઠાવ્યો. દીવો હોલવી નાખ્યો અને તિજોરી ઉઘાડવા લાગ્યો.

હાથપગ ધ્રૂજી રહ્યા હતા. તિજોરીનો સાધારણ ખડખડાટ થયો. દેવેન્દ્ર દાદાએ બૂમ મારી: 'કોણ છે ?' હું છાનોમાનો સંતાઈ ગયો. કયાંકથી 'ટોર્ચ' ચમકી અને તેમણે મને જોઈ લીધો, પરંતુ ઓળખી શકયા નહિ. તરત જ બત્તી બંધ કરીને 'ચોર ચોર'ની ચીસો પાડતા તેઓ દરવાજા તરફ દોડયા. હું અંધારાનો લાભ લઈને રૂમમાંથી નીકળી બહાર નાસી છૂટવા ઇચ્છતો હતો, પરંતુ હું તેમની સાથે અથડાઈ પડયો. તેમણે અંધારાને લીધે મને પકડીને બે-ચાર ઠૂંસા લગાવી દીધા. આ સાંભળીને નાનાભાઈ, બહેન અને માતાજી પણ આવી ગયાં. વીજળી સળગાવવામાં આવી.

'અરે કુમાર!' મને તેઓ આ નામથી જ બોલાવતા હતા, 'ભલા માણુસ બોલવું તો હતું ! આમાંયે કંઈ મશ્કરી થતી હશે ? ભૂલમાં ને ભૂલમાં જ મેં તમને માર માર્યો.' હું નીચું મોં ઘાલીને રોઈ રહ્યો હતો. દેવેન્દ્ર દાદા આ બનાવને બનાવટી તરીકે જ માનતા હતા. મેં રોતાં રોતાં જ કહ્યું : 'દાદા ! બનાવટી નહિ પરંતુ આ તદ્દન સાચો બનાવ છે. ચોરી કરવાના ઇરાદાથી જ હું આવ્યો હતો. હું ખરેખર ચોર છું, મારા પર જરાય દયા ન દાખવો.' હસતાં હસતાં વચમાં જ માતાજી બોલી ઉઠયાં; 'કંઈ નહિ, ચોર તો ચોર. ચાલો આપણે બધાં બહાર નીકળી જઈએ. કુમારને જે ચીજની ચોરી કરવી હોય તે ચીજ લઈ જવા દો.' વળી પાછા મારા સામું જોઈને બોલ્યાં : "કેમ કુમાર ! ખરેખર છે ને ? શું ચોરશો ? આપને બહુ વાગ્યું હશે. અમે તેને માટે ક્ષમા પ્રાર્થીએ છીએ.'

'મા ! હું સાચે જ વિશ્વાસઘાતી છું, ચોર છું. મને પોલિસને હવાલે કરી દો. હું દયાનો જરાય અધિકારી નથી.' તેમનાં ચરણોમાં પડતાં મને માતાજીએ ઊઠાવી લીધો. આ વાતમાં રહેલી સત્યાસત્યતાનો તેઓ નિર્ણય નહોતા કરી શકતા. માતાજી મને લઈને રૂમમાં આવ્યાં, મેં તેમને વાસ્તવિક હકીકત સમજાવવા બહુ જ માથાકુટ કરી પરંતુ તેઓ એકનાં બે ન થયાં. તેઓએ એમ જ માની લીધું કે મેં ચોરીનું નાટક ભજવ્યું છે.

મારા હૃદયમાં પશ્ચાત્તાપનો અગ્નિ પ્રજળી રહ્યો હતો. મારે માટે તે ઘરમાં વધુ વખત રહેવું અશક્ય બની ગયું હતું. મોડી રાત્રે જ્યારે ઘરનાં બીજાં બધાં માણસો ઘસઘસાટ ઊંઘતાં હતાં ત્યારે હું હળવે રહીને ઉઠયો કોઈને ખબર ન પડે એવી સાવચેતી સાથે ઘરમાંથી ભાગ્યો. સીધો સ્ટેશન પર આવ્યો સૌભાગ્યવશાત્ તે જ વખતે રેલગાડી મળી ગઈ. ટિકિટ લીધા વગર ખુદાબક્ષ મુસાફર તરીકે હું હરિદ્વાર પહોંચી ગયો.

( ૩ )

ભોજન સમયે 'હરકી પૈડી' પર વહેંચાતી રોટલીઓ લઈને ખાઈ લેવી અને રાત્રે પવનથી બચી શકાય એવી જગ્યાએ પડયા રહેવું. દિવસના બાકીના સમયે કાં તો કોઈ મહાત્માનો સમાગમ કરવો યા કોઈ એકાંત સ્થાનમાં દિલ ખોલીને રડવું. બસ, આજ મારી દિનચર્યા હતી.

એકાન્તમાં પહોંચતા જ હૃદયમાં સેંકડો વીંછીઓના ડંખ જેવી વેદના થતી : 'જેમણે મારા જેવા ઘરબાર

વિનાના નિરાશ્રિતને પોતાના ઘરમાં સ્થાન આપ્યું, પોતાના પુત્રની જેમ પાળ્યો પોષ્યો, તેમની જ ચોરી કરવાનો મનેકુ વિચાર સૂઝ્યો ! મારાથી વધુ પાપી, વિશ્વાસ ઘાતી અને કૃતઘ્ની આ સંસારમાં બીજો કોણ હશે ! આ પાપકર્મથી હું કદાપિ મુક્ત નહિં થઈ શકું. ખબર નથી કે કેટલા જન્મો સુધી મારે તેનું ફળ ભોગવવું પડશે !' કલાકોના કલાકો સુધી હું રોતો અને ભગવાનને પ્રાર્થના કરતો.

મુખ પર બનાવટી હાસ્ય છવાયેલું રાખવાની હું કોશિષ કરતો હતો, પરંતુ હૃદય અંદરથી બળી રહ્યું હતું. આંખોની આંસુધારા અટકાવવા કાયમ પ્રયત્નશીલ રહેતો હતો. તે દર્દથી મારું દિલ કોતરાતું હતું.

ખાતાં-પીતાં, હાલતાં ચાલતાં, ઊઠતાં બેસતાં, સૂતાં જાગતાં—પ્રત્યેક સ્થિતિમાં તે ડંખી રહ્યું હતું. વચ્ચે-વચ્ચે લાંબો શ્વાસ ખેંચીને બોલી ઊઠતો; 'ઈશ્વર !' મારું જીવન એ જીવતું મરણ બની ગયું હતું. આ ... કોઈ પણ ભોગે હું છૂટવા માગતો હતો.

તે દિવસે પરમ પવિત્ર સ્વામી શ્રી વિચારાનંદજી ... બીજું કોઈ બેઠું ન હોતું. નિર્જન વનમાં એક માત્ર લંગોટી લગાવીને તેઓ એકલા વિચારમગ્ન દશામાં બેઠા હતા. મેં નજીક જઈને તેમને પ્રણામ કર્યા. તેઓ બોલ્યા; 'તમે હંમેશાં કંઈને કોઈ ચિંતાથી ઘેરાયેલા જણાઓ છો.' આ કથનનો હું પ્રત્યક્ષ સાક્ષી છું, પરન્તુ હજુસુધી તેનો આખરી નિર્ણય નથી કરી શક્યો. વાત શું છે એ તો કહો ! આજે મારું હૈયું હાથ ન રહ્યું, તેમનાં ચરણોમાં માથું મૂકીને બાળકવત્ આક્રંદ કરીને મેં અથથી ઇતિ સુધીની આખી વાર્તા કહી સંભળાવી.

તેમણે મારી વાતો પર પૂરતું ધ્યાન આપ્યું. મને સમજાવતાં તેમણે કહ્યું; 'આમાં ચિંતા કરવા જેવું કશું નથી. સંસાર એટલે જ પાપ અને પ્રપંચનું ધામ ! તમે આવા નજીવા પાપ પર આટલું બધું ધ્યાન આપ્યું પરન્તુ સૌથી મહાન પાપ પર બિલકુલ વિચાર કર્યો નથી. તમારા હૃદયના ઊંડાણમાં એક પ્રકારનું દિલ-દર્દ છે એ એક શુભ લક્ષણ છે. આપ પશ્ચાત્તાપ કરો અને આંસુનો ધોધ વહાવો, પરન્તુ ભૂતકાળની વાતો પર નહિ. જન્મ-જન્માન્તરમાં આવા કેટલા ગુન્હા થયા હશે તેને કોણ જાણે છે ! ભગવાનને માટે રૂવો અને સાધનહીન જીવન માટે પસ્તાવો કરો. આ મહાન વિશ્વાસઘાતમાંથી બચવાનો ખાસ પ્રયત્ન કરો. અંતરની વ્યથા એ પ્રભુની બક્ષીસ છે. માટે તેના પ્રવાહને માયાવી પદાર્થો-માંથી હટાવીને પ્રભુના પ્રેમમાં વાળી દો.

( ૪ )

મારા જીવને ત્યારથી પલટો ખાધો. નિર્જીવ જીવનમાં તે દિવસથી નવજીવનનો સંચાર થયો. જો કે મારી આંખનાં આંસુ હજુ સુધી અટક્યાં નથી છતાં ભૂતકાળની વાતો માટે મેં એક પણ આંસુ વહાવ્યું નથી. મારું હૃદય એવું જ વ્યાકુળ છે, પરંતુ હવે કોઈ બીજી જ વસ્તુ માટે. તે પાપ હતું, ઘોર પાપ હતું પરંતુ મને તેની હવે ચિંતા નથી. હું તેના પરિણામથી જરાય ગભરાતો નથી. તેને ભોગવવા માટે હું રાજીખુશીથી ખડે પગે ઊભો છું.

હું રડું છું, પરન્તુ હવે મને રડવામાં પણ આનંદ આવે છે. દિલના દર્દમાં પણ મને અપૂર્વ સુખનો રસાસ્વાદ મળે છે. મારા માટે હવે સંસારભરમાં દુઃખ જેવી કોઈ ચીજ અસ્તિત્વ ધરાવતી જ નથી. જ્યાં જ્યાં નજર નાખું છું ત્યાં ત્યાં આનંદ, સુખ, શાંતિ અને સંતોષ જ નજરે પડે છે. દુઃખમાં પણ સુખ છે, પીડામાં પણ આનંદ છે, અને રુદનમાં પણ હાસ્ય છે.

લોકો મને પૂછે છે કે જગતની જંજાળમાંથી છૂટવાની બારી કઈ ? આપ તમારા પ્રશ્નો માટે મારી પાસે એક જ જવાબ છે. શાશ્વત આનંદની પ્રાપ્તિ અને દુઃખની મુક્તિનો માર્ગ તો બહુ જ સીધો છે. પરંતુ તેને માટે દિલનું દર્દ જોઈએ. હૃદયની વ્યાકુળતા વિના બધી વાતો ફોકટ છે. સૌથી પહેલાં હૃદયમાં વેદનાને પ્રકટાવો. પછીનું બધું કામ આપમેળે પતી જશે.

# ભગવાન ભીષ્મ

લેખકઃ કીર્તનાચાર્ય શ્રી સીતારામ શર્મા

(ગતાંકથી ચાલુ)

जन्मान्तरसहस्त्रेषु यज्ञदानतपोव्रतैः ॥
नराणां क्षीणपापानां कृष्णभक्तिः प्रजायते ॥ स्मृ० ।

અનાદિ અવિદ્યાથી અનાત્માને વિષે આત્મત્વભ્રમ વડે મોહિત અને એટલા માટે સંસારદુઃખાગ્નિથી સંતપ્ત જે મનુષ્યો છે, ત્હેમને પરમાત્માની કીર્તનાદિ ભક્તિ જ તારક છે, એમ સિદ્ધ થયું તો પછી તે પ્રકારની પરમાત્માની ઉપાસના કરીને સર્વ અનર્થોને ઉપજાવનારી માયાને લોકો કેમ નથી તરી જતા? એવી શંકા સ્વાભાવિક જ થવાની. તો તેના સમાધાનમાં એમ સમજવાનું છે કે અત્યંત શ્રદ્ધાથી ઈશ્વરપ્રીત્યર્થ ઘણા જન્મમાં યજ્ઞ, દાન, તપ ઇત્યાદિ સત્કર્મોનું 'અનુષ્ઠાન જે પુરુષોએ કર્યું' છે, અને એથી કરીને 'ધર્મેણ પાપમપનુદતિ' એ શ્રુતિવચનાનુસાર જેમનાં પૂર્વ-જન્મને વિષે કરેલાં પાપકર્મો, યજ્ઞાદિ પુણ્યકર્મો વડે નષ્ટ થઇ ગયાં છે, તેઓ જ અચલ નિષ્ઠાથી પરમેશ્વરને ભજે છે.

વ્હાલા સજ્જનો! હવે અંબા દ્રુપદ રાજાને ત્યાં શીખંડી તરીકે કેમ અને કેવી રીતે જન્મી તે પ્રસંગ વર્ણવવામાં આવે છે.

પાંચાલ દેશનો દ્રુપદ રાજા (દ્રૌપદીનો પિતા) જ્યારે રાજકુમાર તરીકે હતો ત્યારે ભગવાન પરશુરામના હિમાલયની તળેટીમાં આવેલા શાંતનિકેતન (આશ્રમ)માં ઘણા રાજકુમારો અને ઋષિપુત્રો ધનુર્વિદ્યા શીખવાને માટે આવતા. તેમાંના એક દ્રુપદ રાજા પણ હતા અને તેમના સમકાલીન ધનુર્વેદવિશારદ દ્રોણાચાર્ય પણ હતા. એમાં દ્રુપદ અને દ્રોણાચાર્યને પરમ મૈત્રી થઇ ગઇ, તેઓ એકબીજાની સાથે બહુ જ પ્રેમથી વર્તતા હતા.

સજ્જનો! મોટામોટા રાજકુમારો પણ આવા શાંત આશ્રમમાં જઇને અભ્યાસ કરતા હતા, જ્યારે આજની શિક્ષણપ્રણાલિકા તેથી તદ્દન વિરુદ્ધ છે. આજ તો પાશ્ચાત્ય પદ્ધતિથી રંગાએલાઓ સ્હશિક્ષણની હિમાયત કરે છે. અને હિંદુસ્તાનમાં તો એ સહ શિક્ષણની પ્રણાલિકાએ કેટલું અધઃપતન આણ્યું છે અને એ સહશિક્ષણના વિષવૃક્ષે કેટલી વર્ણસંકરતા [illegible]વી છે, એ આજની દુનિયાથી જરાએ [illegible] નથી. છતાંએ કેણ જાણે, કલિદેવના સામ્રાજ્યમાં કેવું વિષમ વાતાવરણ ફેલાયું છે કે કોઈ આખ ઉઘાડીને જોવા સરખું પણ નથી કે આ નૌકા કઇ તરફ વહન કરી રહી છે. અરે ભારત! તારી આ દશા!

"સ્વર્ગના દેવો સદા અહિં આવીને રમતા હતા,
ચરણે નમાવી શીશ ભારતવર્ષને નમતા હતા."

એ જ ભારતવર્ષ પોતાના મહામોંઘા ધર્મગ્રંથોને વિસારી મૂકી પાશ્ચાત્ય રંગે રંગાઈ આંધાધુંધીની આંધીમાં ઊડીને અધઃપતનની ઊંડી ગર્તામાં દિન-પ્રતિદિન ઊતરતા જાય છે અને ખરેખર સ્વર્ગીય ભારતમાં નરકની ઝાંખી થઇ રહી છે. છતાંએ હાલના ચલચિત્ત વાળાઓ બોલ્યા જ કરે છે કે દેશ ખૂબ આગળ વધી ગયો છે. એ ખરેખર દુઃખની વાત છે. અને કેટલું દુઃખ છે, એ તો તમો નજરોનજર નિહાળી રહ્યા છો અને હિંદુસ્તાન ને પાકિસ્તાનના ભાગલા પડ્યા પછી હિંદુ ભાઇબહેનોની કેવી અધોગતિ થઇ છે એ સત્ય જ્યારે તમોને સમજાશે ત્યારે રોમાંચ ખડાં થઇ જશે. ભારતની એક લક્ષ્મી જાનકીને માટે ભારતના ભાલુ અને કપિરાજે બલીદાન દીધાં હતાં, જ્યારે આજે લાખો જાનકીઓની બેઇજ્જતી થઇ રહી છે ત્યારે હું અને તમે માનવતાનો સ્વાંગ સજીને ફરી રહ્યા છીએ, ત્યારે હું પૂછું છું કે એવા માનવીને માનવી કેમ કહી શકાય? છતાંએ ખેર અમે તો એ સિદ્ધાંતના છીએ. કે-

"પ્રભુને ગમે તે સમે સર્વ સ્હેવું
સદા રાજી રાજી હૃદેમાં રહેવું"

છતાંએ અંતર દવ્યા વગર તો ન્હેવાં નથી. અને અશ્રુભીની આંખે કહેવું પડે છે કે ભારત તારી આ દશા!

હવે જો ભારતની ઉન્નતિ કરવી હોય તો હાલના સહશિક્ષણની અને બીજી ભણવાં ભણાવનારી રીતને તિલાંજલી દઇ પૂર્વવત્ આશ્રમનું સ્થાપન કરી દેશના-ભાઇ બહેનોને માનવતા અને આર્યત્વના સાચા પાઠો ભણાવો. તો જ ભારત ભારત બનશે. નહિતર 'ઘરકા ન ઘાટકા' બનશે. (ધોબીનાં કૂતરા જેવો

ઘાટ ન થાય તેનો ખ્યાલ રાખશો.) કરતુ, જેવાં ભારતનાં ભાગ્ય.

હમણાંની દુનિયા તો માનવતાને વિસારી મૂકી એવી અવળે ચઢી છે કે હું કોણ છું, ક્યાંથી આવ્યો છું, શું કરવા આવ્યો છું એ બધુંય ભૂલી જઈ કેવળ પેટ ભરવાનું જ્ઞાન મેળવી ગમે તે ભોગે કાળાં-ધોળાં કરી પૈસાઉપાર્જિત કરી ખાઈપીઈને મરી જવું એમાં જ મનુષ્યત્વની ઇતિશ્રીમત્તા સમજે છે. પણ એવા માનવીને માનવી તરીકેનું સંબોધન આપી શકાતું નથી.

દ્રુપદ અને દ્રોણ વિદ્યાભ્યાસ કરતાં એવા પરમ મિત્રો બની ગયા અને એક દિવસ તો આવેશમાં દ્રુપદે કહી પણ દીધું કે 'હું જ્યારે રાજા બનીશ ત્યારે હે પરમ મિત્ર દ્રોણ! મારા રાજ્યનો અર્ધો ભાગ તને આપીશ અને મારો સમોવડિયો બનાવીશ.' આમ તે આમ વિદ્યાભ્યાસ પૂર્ણ થયો. અને મિત્રો પણ છુટા પડયા. દ્રુપદ રાજા ઘેર ગયા પછી રાજા બન્યા અને પોતાની પ્રજાને પુત્રવત્ પાળવા માંડયા. જ્યારે આ તરફ દ્રોણાચાર્ય કૃપાચાર્યની બ્હેન કૃપીની સાથે લગ્નગ્રંથિથી જોડાયા અને પોતાનો ગૃહસ્થધર્મ ચાલુ કર્યો. દ્રોણાચાર્ય એક સમર્થ કર્મકાંડી બ્રાહ્મણ હતા અને મહાન ધનુર્વેદવિશારદ હતા, પરંતુ આજ દિન સુધી ચાલી આવતી પ્રણાલિકા મુજબ જેમકે લક્ષ્મી અને સરસ્વતીને અનાદિ વેર હોય છે તેમ આચાર્ય દ્રોણ માટે પણ બન્યું. પોતે સમર્થ વિદ્વાન હોવા છતાં ય પૂર્વના પ્રારબ્ધના અંતરાયે કરીને જેટલી સરસ્વતીની કૃપા હતી તેટલી જ સામે લક્ષ્મીની અવકૃપા હતી. એટલે પોતાનું ગૃહસ્થી જીવન ઘણું જ ગરીબ હતું. કારણ કે એ યુગ હાલના યુગ જેવો ન હતો કે શ્રીમંતોને શેઠસાહેબ કહીને તેમના ચરણ ચાટતો જાય. આજનો જમાનો તો ધનિકોની ખુશામત કરવાનો છે. અને ખુશામતિઆઓ તો એવા ફાવી ગયા છે કે 'ન પૂછો ન જાણો વાત'.

આજના જમાનામાં દ્રોણની માફક બ્રાહ્મણધર્મમાં તટસ્થ રહેનારાઓ વસમ્બાં મરે છે છતાં એમનું પૂરું પડતું નથી એક કવિએ કહ્યું છે કેઃ—

> " સત ચલે. ઓ સબકા વૈરી
> પાખંડી શિર છાયા રે ભાઈ,
> જ્ઞાનીકી કોઇ બાત ન માને
> જુઠ જગ ભરમાયા;
> તેરી અકલિત માયા રે
> ભેદ કોઇને ન પાયા જી."

કલિદેવના સામ્રાજ્યમાં સજ્જનોને સ્થાન નથી અને પાખંડીયો પોષાય છે. સતીઓનું સન્માન નથી અને સ્ત્રીને સામ્રાજ્ઞીનું બહુમાન થાય છે, એ છે કલયુગનાં એંધાણ. વ્હાલા આત્માનંદો! એ ભૂલશો નહી, સુખની પાછળ દુઃખ અને દુઃખની પાછળ સુખ આવતું જ રહે છે. ઉગે છે તે જ આથમે છે, ચડે છે તે જ પડે છે, જન્મે છે તે જ મરે છે, જે ખીલે છે તે જ કરમાય છે.

> પીપળ પાન ખરંતાં હસતી કુંપળીઆ
> મુજ વીતી તુજ વીતશે ધીરી બાપલીઆ,

તદનુસાર દ્રોણની હૈક એવી નિર્ધનાવસ્થા હતી કે જેનું વર્ણન થવું અશક્ય છે. છતાં એક દૃષ્ટાંતથી દ્રોણની ગરીબાઈનું શબ્દોદ્વારા વર્ણન કરૂં છું, દ્રોણાચાર્યે પોતાની પવિત્રતાની કૃપાથી અશ્વત્થામા નામના પુત્રને ઉત્પન્ન કર્યો, એ અશ્વત્થામા જ્યારે ચારપાંચ વર્ષના હતા ત્યારે એમની બીજી સખામંડળી દૂધ પીતી હતી, આ જોઈને અશ્વત્થામાને દૂધ પીવાની જિજ્ઞાસા થઈ અને માની પાસે જઈને દૂધની માગણી કરી. પણ દ્રોણ નિર્ધનતારૂપી ષડયંત્રમાં એવા ફસાયેલા હતા કે પુત્રને પાશેર દૂધ લાવીને પીવરાવી શકે તેવી સ્થિતિમાં ન હતા. અને એમને સાચા બ્રાહ્મણ તરીકે જીવવાનો એવો શોખ હતો કે કોઇની પાસે ખોટી ખુશામત કરીને યાચના કરવી તે સિદ્ધાંતથી વિરુદ્ધ હતા. જ્યારે અહીં અશ્વત્થામાએ કૃપી પાસે દૂધની બહુ રંજાડ કરી ત્યારે કૃપીએ અશ્રુભીની આંખે રડતા દીકરાને શાંત કરવા થોડો જવનો લોટ લઇ પાણીમાં મીલાવી રડતા અશ્વત્થામાને પીવાને તેણે આપ્યો. આ હૃદયદ્રાવક દશ્ય દ્રોણ અનિમિષ નેત્રે જોઈ રહ્યા હતા. અને એ હૃદયભેદક દશ્ય જોઇ આચાર્ય પણ રડી ગયા અને સ્વગત બોલ્યા; "કેવી ગરીબાઇ! કેવી નીર્ધનતા!" ત્યાં જ એમને દ્રુપદનું અર્ધો ગાદી આપવાનું વચન યાદ આવ્યું અને તુરત જ કૃપી અને અશ્વત્થામાને આશ્વાસન આપી પોતાના પરમ મિત્ર (પાંચાલપતિ)ને મળવા ચાલી નીકળ્યા. ત્યાં અમને કવિ બાપના શબ્દો યાદ આવે છેઃ—

> વરં વનં વ્યાઘ્રગજેન્દ્રસેવિતં
> દ્રુમાલયે પત્રફલામ્બુભોજનં
> તૃણાનિ શય્યા પરિધાનવલ્કલં
> (પણ) ન બંધુમધ્યે ધનહીનજીવિતં )

અપૂર્ણ

# અધ્યાત્મ ભાગવત

લેખકઃ
સ્વામી માધવતીર્થજી

## ધનની તૃષ્ણાનું ફળ

(ગતાંક પૃષ્ઠ ૭૮૪ થી ચાલુ)

શ્રીકૃષ્ણ ખાંડણીએ બંધાઈ ગયા હતા અને જશોદાજી ઘરના કામકાજમાં લાગી રહ્યાં હતાં તે વખતે શ્રીકૃષ્ણચંદ્રની દષ્ટિ ઘરની પાસે રહેલ બે યમલાર્જુનનાં ઝાડ ઉપર પડી. તે ઝાડમાં રહેલ જીવો પૂર્વ જન્મમાં યક્ષપતિ કુબેરના પુત્ર હતા. તેઓ ઐશ્વર્યવાન અને ધનવાન હતા અને નલકૂબર અને મણિગ્રીવ નામથી પ્રખ્યાત હતા અને નારદજીના શાપથી વૃક્ષરૂપ થઈ ગયા હતા. પણ ભગવાનના સ્પર્શથી તેમની સદ્‌ગતિ થઈ હતી.

રાજા પરીક્ષિતે પૂછ્યું—નલકૂબર અને મણિગ્રીવને શાપ થવાનું શું કારણ હતું, તેમણે એવું કયું નિંદનીય કર્મ કર્યું હતું કે જેથી દેવર્ષિ નારદને તેમના ઉપર ક્રોધ થયો હતો ?

શુકદેવજી—આ બન્ને કુબેરના પુત્ર હતા અને રુદ્રના સેવક હતા. તેથી તેમને બહુ ગર્વ થયો હતો. (અહીં કુબેરના પુત્ર એટલે ધનવાનના પુત્ર સમજવા અને રુદ્ર એ અહંકારના દેવ હોવાથી રુદ્રના સેવક એટલે અહંકારી જીવ સમજવા) એ બન્ને વારુણી મદિરાનું પાન કરવાથી નશામાં રહેતા હતા અને કૈલાસના પરમ રમણીય ઉપવનમાં, ગીત ગાતી સ્ત્રીઓની સાથે શ્રી ગંગાજીના તટપર એક પુષ્પિત વનમાં ફરતા હતા. જેમ હાથી હાથણીઓની સાથે વિહાર કરે તેમ આ બે ધનવાનો તે યુવતિઓની સાથે જલક્રીડા કરવા લાગ્યા. દૈવયોગે ત્યાં તે વખતે નારદજી આવી પહોંચ્યા. તેમણે જોયું કે આ ધનવાનો ધનના ગર્વથી મોહિત થઈ ગયા છે. દેવર્ષિ નારદજીને જોઈને વસ્ત્ર વગરની તે અપ્સરાઓએ તરત પોતાનાં વસ્ત્રો પહેરી લીધાં પણ તે ધનિક પુત્રોએ પોતાનાં વસ્ત્રો પહેર્યાં નહિ. તેમની મર્યાદા વગરની રીતભાત જોઈને નારદજીએ તેમને શાપ આપતાં કહ્યું કે " વિષયોનું સેવન કરવાવાળા પુરુષોને ઐશ્વર્યનો મદ ચડે છે અને તેમની બુદ્ધિ ભ્રષ્ટ થાય છે. ધનથી છકેલા માણસો સ્ત્રીમાં, જુગારમાં, શેર બજારના સટ્ટામાં અને દારૂ વગેરેમાં બહુ ફસી જાય છે, અને પોતાના શરીરને અજર-અમર માનીને શરીર પુષ્ટ કરવા માંસના ખોરાક માટે પશુઓની હિંસા પણ કરે છે (૧૦-૧૦-૯). જે શરીરને રાજાનું નામ અથવા દેવનું નામ આપવામાં આવે છે તે પણ અંતે કીડારૂપ અને વિષ્ટારૂપ થઈ જાય છે. અથવા અગ્નિમાં ભસ્મરૂપ થઈ જાય છે. તેને પુષ્ટ કરવા માટે જે માંસ વગેરેનો આહાર કરે છે અને તે માટે પ્રાણીઓને મારે છે, તેને નરકની પ્રાપ્તિ થાય છે. આ શરીર ઉપર કોની માલીકી છે ? અન્ન દેવાવાળાના, વીર્યવાળા પિતાની, ઉદરમાં ધારણ કરનાર માતાની, માતાના પિતા (દાદા)ની, બળવાનની, અગ્નિની કે કૂતરાની ? આ દેહ અવ્યક્ત માયાથી ઉત્પન્ન થાય છે અને તેમાં લય પામે છે. આવી સાધારણ વસ્તુને આત્મા માની તેના ભોગમાં પડે તે ખરેખર મૂર્ખ છે. જે અસત્પુરુષો ઐશ્વર્યના મદથી અંધ થઈ ગયા છે તેમને માટે દરિદ્રતા એ જ ઉત્તમ અંજન છે. કારણ કે દરિદ્રપુરુષ બીજા જીવોને પોતાની સમાન જુએ છે. જેને પોતાને કાંટો લાગ્યો હોય છે તે બીજાના કાંટાનું દુઃખ જાણી શકે છે. દરિદ્ર પુરુષોમાં ધનવાનના જેવો અહંકાર રહેતો નથી. તેમને દૈવયોગે જે કષ્ટ પ્રાપ્ત થાય તે તેમનું પરમ તપ છે. જેનું શરીર ભૂખથી ક્ષીણ થાય છે અને જે અન્નની તંગી ભોગવે છે તે પુરુષની ઇંદ્રિયો તરત શુષ્ક થઈ જાય છે અને તેનામાં હિંસાની વૃત્તિ રહેતી નથી. સમદર્શી સાધુ પુરુષોનો સંગ પણ ધન વગરના માણસોને થાય છે. એવા સંગથી વિષયોની તૃષ્ણા દૂર થાય છે અને જીવ શુદ્ધ થાય છે. જે માણસ ભગવાનના ચરણારવિંદનો રસિક છે તેને દુર્ગુણોથી યુક્ત અને ધનના મદથી મત્ત થએલ દુર્જન માણસોનું શું પ્રયોજન છે ! તેથી (નારદજી કહે છે કે) હું આ વારુણી મદિરાથી ઉન્મદ થયેલ ઐશ્વર્યના મદથી આંધળા થએલ, સ્ત્રીપરાયણ અને ઇંદ્રિયલંપટ યક્ષોનો અજ્ઞાનજનિત મદ દૂર કરીશ. આ કુબેરના પુત્રો એવા અજ્ઞાનમાં ડુબી ગયા છે કે પોતે વસ્ત્ર વગરના છે એવું પણ તેમને ભાન રહેતું નથી. તેથી તેઓ સ્થાવર યોનિમાં જવાને યોગ્ય છે કે જેથી તેમને આવું અજ્ઞાન ન રહે. પણ મારી કૃપાથી તેમને એ અવસ્થામાં આ જન્મની સ્મૃતિ રહેશે. તેમને સો દિવ્ય વર્ષ પછી શ્રી વાસુદેવના ચરણનો સ્પર્શ થશે તે વખતે ભગવાનની ભક્તિ કરી તેઓ સ્વર્ગને પામશે."

આવો શાપ આપી નારદજી બદરિકાશ્રમ ચાલ્યા ગયા અને નલકૂબર અને મણિગ્રીવ નામના બે કુબેરના પુત્રો યમલાર્જુન નામનાં વૃક્ષ બની ગયા.

આ કથામાં ધનથી થતા અનર્થોનું વર્ણન આપવામાં આવેલ છે. કોઇપણ ડાક્તર લોભી થાય તો દરદી તરત સાજો થાય નહિ, વકીલ લોભી થાય તો કેસ લાંબો ચલે, વેપારી લોભી થાય તો કાળાં બજાર કરે અથવા ઘી અને તેલમાં ભેળ કરે. આવી રીતે અનેક દુર્ગુણ લોભની અંદર રહેલા છે ધનવાન માણસ પ્રમાણિક પણે ધનવાન બનેલ હોય એવું ભાગ્યે જ બને છે અને ધન મળ્યા પછી તેમનામાં ઇંદ્રિયોના ભોગ પ્રત્યે ઉદાસીનતા અને વૈરાગ્ય આવ્યાં હોય એવું પણ ભાગ્યે જ બને છે. યુરોપ અને અમેરીકામાં ઘણા કુબેરોના પુત્રો જોવામાં આવે છે પણ હવે તેમની સામે મજુરોનો પક્ષ ઊભો થતો જાય છે. મજુરોના સંસ્કારમાં પણ, હાલની દશા જોતાં, ફક્ત પૈસો ધનવાનો પાસેથી લઇને પોતાના ઉપયોગમાં વાપરવો એટલું જ લક્ષ રહેલ છે. તેથી મજુરોને જ્યારે વધારે પગાર મળે છે ત્યારે તેઓ પણ તે પૈસો દારૂ, સીનેમા અને ઇન્દ્રિયોના ભોગમાં વાપરે છે. તેથી એક પ્રકારના કુબેરના પુત્રો માંથી બીજા પ્રકારના કુબેરના પુત્રો તૈયાર થાય છે. પણ સંસ્કાર સારા કરવા તરફ અને ઇંદ્રિયોના ભોગમાં વૈરાગ્ય રાખવા તરફ ઘણાનું લક્ષ રહેતું નથી. વળી સંચાની મદદથી ઇંદ્રિયોના સુખના ભોગને માટે માણસોને વધારે અનુકૂળતા મળી છે. તેથી સારા સંસ્કાર તરફ મનનું લક્ષ્ય જતું નથી. તેથી સાક્ષીરૂપી નારદજીનો શાપ લાગે છે અને ઘણા માણસોનું જીવન ઝાડની માફક માત્ર વધવા પૂરતું રહે છે પણ તેમને ઉત્તમ લક્ષ્ય મળતું નથી. આવી દશામાંથી માત્ર ભગવાનની કૃપાથી જ જીવ છૂટી શકે છે. ધનની તૃષ્ણાવાળાને સત્સંગની વાતો માટે ફુરસદ મળતી નથી અને કોઇ સજ્જન કોઈ સારા કામ માટે તેમની પાસે ધનની મદદ માગવા આવે તો ધનવાનો પોતાને. તેના કરતાં વધારે ઓડ માને છે. માત્ર કોઇક જ સાત્વિક માણસ હોય છે કે જે દાન કરતી વખતે એમ માને છે કે જે ભગવાનનું છે તે હું ભગવાનને માટે આપું છું. પણ આવી વૃત્તિવાળા બહુ થોડા માણસો હોય છે. કોઈ શિક્ષક પોતાના વિદ્યાર્થીને ઘેર શિક્ષણ આપવા જાય છે અને ટ્યુશનની ફી લે છે ત્યારે પણ કેટલાક વિદ્યાર્થી એમ માને છે કે અમે શિક્ષક કરતાં મોટા છીએ. વળી જ્યારે સમાજમાં ઉદ્યોગો વધારવા લક્ષ રહે છે ત્યારે માણસો સંચા જેવા થતા જાય છે. જ્યારે સંસ્કાર તરફ લક્ષ્ય રહે છે ત્યારે સાચું સુખ ક્યાં છે તે શોધવાની વૃત્તિ ઉત્પન્ન થાય છે.

દેવર્ષિ નારદનાં વચન સત્ય કરવા માટે જ્યાં યમલાર્જુનનાં ઝાડ હતાં ત્યાં શ્રીકૃષ્ણ ધીરે ધીરે પહોંચ્યા. ત્યાં તેમનો ખાંડણીઓ અથડાયો, અને ઝાડ મૂળથી ઉખડી ગયાં અને નીચે પડી ગયાં. તે વખતે એ વૃક્ષોમાંથી અગ્નિના જેવા બે તેજસ્વી પુરુષો નીકળ્યા. તેઓએ શ્રીકૃષ્ણને પ્રણામ કર્યાં અને કહ્યું કે—

कृष्ण कृष्ण महायोगिं स्त्वमाद्यः पुरुषः परः ।
व्यक्ताव्यक्तमिदं विश्वं रूपं ते ब्राह्मणा विदुः ॥

અર્થ—હે કૃષ્ણ! હે મહાયોગી! આપ પ્રકૃતિથી અતીત આદિ પુરુષ છો. વેદવાદી બ્રાહ્મણો આ સંપૂર્ણ વ્યક્ત અને અવ્યક્ત વિશ્વને આપનું જ રૂપ માને છે. એક માત્ર તમે જ સમસ્ત જીવોના શરીર, પ્રાણ, આત્મા અને ઇંદ્રિયોના ઇશ્વર છો તથા તમે જ ભગવાન કાળ અને અવ્યય ઇશ્વર શ્રી વિષ્ણુ છો, તમે જ મહત્તત્વ અને સત્વ, રજ તથા તમોમયી સૂક્ષ્મ પ્રકૃતિ છો. તમે બધાના અંતઃકરણના વિકારોને જાણવાવાળા સાક્ષી પુરુષ છો. (૧૦–૧૦–૨૯) પ્રાકૃત ગુણોદ્વારા આપનું ગ્રહણ થઇ શકતું નથી, આપ જીવોની ઉત્પત્તિના પહેલાં જ વિદ્યમાન છો તેથી દેહ વગેરેથી આવૃત્ત કોઇ પ્રાણી આપને જાણી શકતા નથી. આપ ભગવાન વાસુદેવ અને જગતના વિધાતા છો અને આપનું સ્વરૂપ આપથી પ્રકાશિત ગુણોદ્વારા આચ્છાદિત છે. આપ સાક્ષાત પરબ્રહ્મ છો, અમે આપને નમસ્કાર કરીએ છીએ. (૧૦–૧૦–૩૩)

કોઇપણ રીતે પ્રભુનો સંબંધ કરી લેવો એ દરેક જીવનું મુખ્ય કર્તવ્ય છે. તેને માટે અધિકાર પ્રાપ્ત કરવો જોઇએ. હાલના કાળમાં સંચાની શોધથી તૈયાર થયેલ ન્યુસપેપરો, રેડીઓના પ્રોગ્રામ અને ટોકી-સીનેમાથી માણસોનાં મન બહુ ચંચળ અને બહિર્મુખ થઇ ગયાં છે અને અંતરાત્માનો અવાજ સાંભળવા જેટલી એકાગ્રતા માણસો પ્રાપ્ત કરી શકતા નથી. તેથી માણસના મન ઉપર અનેક પ્રકારથી વિક્ષેપો આવ્યા કરે છે. માણસો વિચાર વગર ગમે તેની સૂચના

સ્વીકારી લે છે અને મોહમાં તણાયા કરે છે. જન્મ પહેલાં અને મરણ પછી પોતાની જ્ઞાતિ કે પોતાના દેશની ખબર હોતી નથી પણ વચમાં તે બાબતનું એવું અભિમાન થઈ જાય છે કે તે માટે ભયંકર યુદ્ધ થાય છે. નેપોલીઅન બોનાપાર્ટ કોર્સીકા ટાપુમાં જન્મ્યો હતો. તે વખતે તે ટાપુ ફ્રાન્સના કબજામાં હતો તેથી નેપોલીયનને જન્મથી ફ્રાન્સ દેશ પોતાનો લાગ્યો. થોડાં વર્ષ પહેલાં તે ટાપુ ઈટાલીના કબજામાં હતો તેથી જો નેપોલીઅન થોડાં વર્ષ પહેલાં જન્મ્યો હોત તો તે ઈટાલીને પોતાનો દેશ માનત અને ઈટાલીનું રક્ષણ કરત. મ. ગાંધીજી ઈંગ્લાંડમાં જન્મ્યા હશે તો તે દેશની સેવા કરશે અને અમેરીકાનો પ્રમુખ ટ્રુમન જો મર્યા પછી રશીઆમાં જનમશે તો રશીઆના ઉદ્ધાર માટે પ્રયત્ન કરશે. તેથી માણસની લાગણીનું ઠેકાણું નથી. લાગણીની સાથે આત્મજ્ઞાન હોય તો જ સંસ્કાર સુધરે છે.

આત્મા કોઈ દેશમાં અથવા કોઈ કાળમાં બંધાતો નથી. આપણી જાગ્રત અવસ્થા એ પૂર્ણ જીવન નથી. તેની પછવાડે સૂક્ષ્મ સંસ્કારો, સંચિત કર્મ અને આત્માનું ગૂઢ રહસ્ય છુપાયેલું રહેલ છે. સંચિત કર્મને બરાબર ઓળખવાં એ બહુ અઘરું કામ છે. સૂક્ષ્મ સંસ્કારોનો કાળ પણ જુદી જાતનો હોય છે. સૂક્ષ્મ જગતના કર્તા બ્રહ્મા છે અને તેમનાં થોડી ક્ષણમાં માણસના હજારો યુગ ચાલ્યા જાય છે. અહંકારી જીવન એ બહુ અલ્પજીવન છે. અહંકારી માણસ બધા બનાવ વખતે સમતા રાખી શકતો નથી. સાધારણ માણસો કર્મ કરે છે પણ કર્મના કર્તાને જાણતા નથી અને કર્મ ઉપર તેમની સત્તા ચાલતી નથી. વળી સ્વપ્ન વખતે ઘણા માણસો હલકી દશા ભોગવે છે. જો સ્વપ્નના કર્મ માટે માણસોને શિક્ષા કરવામાં આવે તો માણસોને એટલું દુઃખ આવે કે તે સહન કરી શકે નહિ. તેથી એક ભક્તે ભગવાનને એવી પ્રાર્થના કરી હતી કે સ્વપ્નના કર્મ માટે તમે શિક્ષા નથી કરતા એ આપનો ઉપકાર છે. બધી ભૂલોનું મૂળ કારણ અજ્ઞાન છે. જ્યાંસુધી જીવ ભગવાનને શરણ થતો નથી, ત્યાંસુધી અજ્ઞાન દૂર થતું નથી અને આત્મજ્ઞાન ઉત્પન્ન થતું નથી. તેથી કુબેરના પુત્રો શ્રીકૃષ્ણની સ્તુતિ કરતાં કહે છે કેઃ

वाणी गुणानुकथने श्रवणौ कथायां
हस्तौ च कर्मसु मनस्तव पादयोर्नः।
स्मृत्यां शिरस्तव निवास जगत्प्रणामे
दृष्टिः सतां दर्शनेऽस्तु भवत्तनूनाम्॥ १०-१०-३८

અર્થ—અમારી વાણી આપના ગુણો ગાય, કાન આપની કથા સાંભળે, હાથ આપની સેવા કરે, મન આપના ચરણકમળોનું ચિંતન કરે, અમારૂં મસ્તક આપના નિવાસસ્થાનરૂપ સંપૂર્ણ જગતને પ્રણામ કરે અને અમારાં નેત્રો આપના વિગ્રહરૂપ સાધુજનોનું દર્શન કરે એવું અમે માગીએ છીએ.

ઇન્દ્રિયોનો નિરોધ બે રીતે થઈ શકે છે. તેમને વિષયો ન આપવાથી નિરોધ થાય છે અથવા ઇંદ્રિયોને ભગવાનના કામમાં લગાડવાથી પણ નિરોધ થાય છે. દશમસ્કંધની લીલાને નિરોધલીલા પણ કહે છે, જેમ જમીન ઉપર પડી ગયેલો માણસ જમીનનો આધાર લઈને ઊઠે છે તેમ નામરૂપની માયામાં ફસી ગયેલ જીવ ભગવાનનું નામ લઈને અને તેનું દર્શન કરીને માયામાંથી નીકળી શકે છે અને પૂર્ણતા પ્રાપ્ત કરી શકે છે.

મનોમય કોશ સુધી ઇંદ્રિયોની સત્તા ચાલે છે, પણ એ જ મન જ્યારે ભગવાનનું સ્મરણ કરવા લાગે છે ત્યારે તેના ઉપર ઇંદ્રિયોની સત્તા ચાલતી નથી. ઊલટું તેની અંદર ભગવદ્ ભાવ ઉભરાય છે. ભગવાનના ગુણોને હદ નથી, તે ગમે તે વખતે જીવને મદદ કરી શકે છે પણ જીવમાં શરણભાવ જોઈએ. ઇંદ્રિયો શરણ રાખવી સહેલી છે પણ શરણ થનાર જીવને શરણ રાખવો એ બહુ અઘરું કામ છે. અહંકાર એ એવું તત્ત્વ છે કે જ્યારે આપણે જાણીએ કે અહંકાર ગયો ત્યારે પણ તે કોઈ ખૂણામાં ગુપ્ત રીતે પડ્યો હોય છે અને માણસ ને ફસાવે છે. તેથી શરણાગતિ બરાબર પાળવી મુશ્કેલ છે.

અહંકારનો મુખ્ય આધાર ઇંદ્રિયોના વલણ ઉપર છે તેથી કુબેરના ભક્તો પોતાની વાણી, કાન, હાથ, પગ, મન વગેરેની શુદ્ધિ માટે પ્રાર્થના કરે છે. એટલે કે તે ભગવાનમાં લાગ્યા રહે તો શરણાગતિ રાખવામાં સમજ પડે. ખાસ કરીને ધનવાન માણસોની વાણી, કાન હાથ, પગ, મન વગેરે ભગવાન તરફ વળતાં નથી. તેમાં ભગવાનની કૃપાની જરૂર પડે છે તેથી તે માટે કુબેરના પુત્રો ભગવાનની પ્રાર્થના કરે છે. ઉપનિષદોની

અંદર પણ શાંતિપાઠમાં भद्रं कर्णेभिः शृणुयाम देवा भद्रं पश्येमाक्षभिर्यजत्राः વગેરે વાક્યોમાં આત્માનું કલ્યાણ થાય એવું શ્રવણ કાનથી થાય અને એવું દર્શન આંખોથી થાય એવી માગણી દેવો પાસે કરવામાં આવે છે. યજ્ઞ વખતે પણ કહે છે કે આંખે પાણી અડાડો. અથવા કથા સાંભળ્યા પહેલાં કહે કે કાને પાણી અડાડો એનો અર્થ પણ એવો છે કે કાન અને આંખ શુદ્ધ કરો. પણ સીનેમાવાળા તેથી ઉલટી દિશામાં કાન અને આંખની ગતિ વાળી દે છે. તેથી માણસોને ભગવાનની માયા જીતવી બહુ મુશ્કેલ પડે છે. તેથી સત્સંગની જરૂર છે. એ બાબત હવે ભગવાન કુબેરના પુત્રોને સમજાવે છે.

ભગવાને કહ્યું, કે "હું પહેલેથી જાણતો હતો કે તમે બંને ઐશ્વર્યના મદથી આંધળા બની ગયા હતા. તે વખતે દેવર્ષિ નારદે શાપ આપીને તમારું ઐશ્વર્ય નષ્ટ કરવાની કૃપા કરી.

साधूनां समचित्तानां सुतरां मत्कृतात्मनाम्।
दर्शनान्नो भवेद्बन्धः पुंसोऽक्ष्णोः सवितुर्यथा ॥

અર્થ—જેનું ચિત્ત નિરંતર મારામાં જ રહેલ છે એવા સમદર્શી સાધુજનોના દર્શનથી પુરુષોનું સંસાર બંધન રહેતું નથી. જેમ સૂર્યનો ઉદય થતાં નેત્રોનો અંધકાર દૂર થઈ જાય છે તેમ સંસારનું બંધન તૂટી જાય છે. માટે (ભગવાન કહે છે કે) હે નલકૂબર અને મણિગ્રીવ! તમે બંને મારું સ્મરણ રાખતાં તમારે ઘેર જાઓ. તમે જેની ઇચ્છા કરો છો તે સંસારના બંધનને દૂર કરવાવાળો મારો પરમ પ્રેમ તમને પ્રાપ્ત થઈ ગયેલ છે.

એક બાજુ દરેક જીવને અનાત્મભાવમાંથી મુક્તિ મેળવવાની જરૂર છે. બીજી બાજુએ જોઈએ તો હાલના કાળમાં કુબેરના પુત્રોની સંખ્યા વધતી જાય છે. પાકીસ્તાનવાળા બીજાનું ધન પડાવી લેતાં અચકાતા નથી અને પોતાનો દેશ વધારવા માટે જુવાન સ્ત્રીઓને પણ લશ્કરી તાલીમ આપે છે. હાલના કાળમાં સંસ્કાર કરતાં ધન ઉપર બધા દેશોનું લક્ષ્ય ગયું છે. તેથી ધનવાન એ ગુણવાન મનાય છે, પણ પ્રજામાં સંસ્કાર સારા કરવા હોય તો સત્સંગની ખાસ જરૂર છે. ઉપર જણાવેલ શ્લોકમાં શ્રીકૃષ્ણ પણ કહે છે કે સમદર્શી સાધુજનોના દર્શનથી જ સંસારનું બંધન દૂર થઈ શકે છે.

તેથી સમાજસુધારાનો આધાર સાધુઓ ઉપર છે, પણ અજ્ઞાનીની બહુમતિથી સમાજ સુધરે તેમ નથી. નાનાં બાળકોને સુધારનાર ઘણાં મોટા માણસોનાં મન પણ બાળક જેવાં હોય છે તેથી બાળકોને સાચી વિદ્યા મળતી નથી.

સાત્ત્વિક જીવન રાજ્યના કાયદાથી ઉત્પન્ન થઈ શકતું નથી. માણસોમાં તેની જરૂરીઆત ઉત્પન્ન થવી જોઈએ. જેટલી ધનની જરૂર લાગે છે, સસ્તા અનાજની જરૂર લાગે છે તે કરતાં વધારે જરૂર સાત્ત્વિક જીવનની લગાવી જોઈએ. જ્યાં બળ વધે છે ત્યાં પ્રેમ વધતો નથી. જ્યાં પ્રેમ વધે છે ત્યાં બળની જરૂર પડતી નથી. સામાન્ય માણસના જીવનમાં સત્ત્વ, રજ અને તમ એ ત્રણ ગુણોની ભેળસેળ એવી થઈ જાય છે કે તેનું પૃથક્કરણ કરવું મુશ્કેલ પડે છે, અને ઘણા માણસો જે જીવનનાં વખાણ કરે તે સારું માની લેવામાં આવે છે એ પણ ભુલ છે. સારા જીવન માટે સાચા પ્રમાણની શોધ કરવી જોઈએ. થોડો સમય એકાંત સેવન અને સત્સંગ ની ટેવ પાડવી જોઈએ. સરકાર વધારે અન્ન ઉગાડવાની મહેનત કરે છે અને પ્રજા વસતીની સંખ્યા વધારતી જાય છે. તેથી અન્ન વધશે એટલા વખતમાં વસ્તી પણ વધી જશે. તેની સાથે જો સંસ્કાર સારા નહિ થાય તો મનની વહેંચણીમાં મોટી મુશ્કેલી ઉત્પન્ન થશે. માણસોને માયામાંથી સુખ લેવાની ઇચ્છા થાય છે પણ માયામાં સુખ નથી એવી ચેતવણી ભગવાન વારંવાર આપ્યા કરે છે. કંસના દૂતોને વારંવાર મારવા માટે બહુ સાવધ રહેવું પડે છે. દૈવી પ્રકૃતિનું જોર વધે છે તેની સાથે આસુરી પ્રકૃતિનું જોર પણ વધે છે. અને હજુ સમાજમાંથી કંસનું રાજ્ય તદ્દન દૂર થયું નથી. તેથી શ્રીકૃષ્ણની મદદ માટે ગોવાળીઆઓની વારંવાર જરૂર લાગે છે. સાત્ત્વિક ભાવની રક્ષા કરવાની જે ઇચ્છા રાખે છે તેને ગો-પાલ કહે છે. જો રજોગુણી અને તમોગુણી માણસોની વચ્ચે રહીને સાત્ત્વિક ભાવ કેળવી ન શકાય તો એકાંતમાં જવું અથવા જ્યાં સત્સંગ હોય ત્યાં જવું જોઈએ એવો ઉપાય હવે પછીના અધ્યાયમાં ઉપનંદ નામના ગોપ બીજા ગોપ-ગોપીને બતાવશે.

નલકૂબર અને મણિગ્રીવ નામના કુબેરના પુત્રોએ ભગવાનનો ઉપદેશ સાંભળ્યા પછી, ભગવાનને પ્રણામ

કર્યાં અને તેમની આજ્ઞા લઇ ઉત્તર દિશામાં ચાલ્યા ગયા. અહીં ઉત્તર દિશા એટલે ઉત્તમ ભૂમિકા સમજવી, એટલે રાજસી ભાવમાંથી સાત્વિક ભાવમાં આવવું અથવા સાત્વિક ભાવમાંથી બ્રહ્મભાવમાં આવવું તેને પણ ઉત્તર દિશા કહેવાય છે. (૧૦–૧૦–૪૩)

આ પ્રમાણે જો ઝાડમાંથી દેવ નીકળે, પથ્થરમાંથી અહલ્યા નીકળે, કાકીડામાંથી નૃગરાજા નીકળે અને ગજેન્દ્રમોક્ષના પ્રકરણમાં હ.ધ.ના શરીરમાંથી પણ દેવપુરુષ નીકળે અને વાંસમાંથી ઘંઘુકારી દેવ થઇને નીકળે તો પશુપક્ષી ઉપર અને ઝાડ પથ્થર ઉપર પણ દયા રાખવી જોઇએ. અથવા દૃષ્ટિ બ્રહ્મમય કરીને બધું વિશ્વ બ્રહ્મભાવે જોવાની ટેવ પાડવી જોઈએ.

હાલમાં દિલ્હીની કાઉન્સીલમાં હિંદુકોડ બીલની ચર્ચા ચાલે છે. તેનો હેતુ પણ પૈસાની વ્હેંચણી કરવાનો છે. સંસ્કાર સારા કરવા તરફ લક્ષ નથી. તેમાંથી કુબેરના પુત્રો વધશે પણ સંસ્કારી હિંદુઓ વધશે નહિ.

## અન્ન–પાનની અસર

સંગ્રાહક–
શ્રી કેશવલાલ હરગોવિંદદાસ ઠક્કર

ચંપકલાલ કરીને એક શેઠ હતા, ચતુરા તેમની ધર્મપત્ની અને અને ચંપા નામે એક દીકરી હતી. પવિત્ર જીવનવાળા સાધુસંતોની વાતો શેઠને બહુ ગમે, પ્રિય લાગે, સાંભળતાંસાંભળતાં સ્થિર થઇ જાય અને ક્યારે એ આચરીએ એવી તેમને લગની લાગે! પ્રભુમય જીવન ગાળીએ, અનીતિ ન થાય, સાદાઇથી રહીએ, એવી જ એમની ભાવના. ચતુરબાઇ પણ મહાધર્મિષ્ઠ અને વિવેકી. શેઠનો અનાજ–કરિયાણાનો વેપાર હતો, ચંપકલાલ બહુ પૈસાદાર નહિ, તેમ ગરીબ પણ નહિ, એમ મધ્યમ સ્થિતિના હતા. ચંપાની ઉંમર લગભગ તેર–ચૌદ વરસની, પણ ભારે સંસ્કારી હતી. કારણ કે સંતતિ ઉપર સારા સંસ્કાર રેડી સાચા નાગરિક બનાવવાનું ચતુરા બરાબર સમજતી હતી.

અક્ષરજ્ઞાન સાથે પ્રજાને બ્રહ્મચર્ય અને માનવધર્મનું શિક્ષણ તો મળવું જ જોઇએ, એમ ધારીને, ચતુરાએ આ કરવા યોગ્ય છે, આ કરવા યોગ્ય નથી પિતા, માતા સાસુ, નણંદ, ભોજાઇ, દેરાણી, જેઠાણી અને માણસો પ્રત્યે કેવું વર્તન રાખવું વગેરે ઉપરાંત વિનય, વિવેક, સેવા, સ્વચ્છતા, સુઘડતા તથા નિયમિતતાના પાઠો ચંપાને સારી રીતે ભણાવ્યા હતા. વિશેષ કહેવું જ ન પડે, સાનમાં સમજી જાય એવી તો એ ચાલાક હતી. લજ્જા તો એની આંખમાં સહજ હતી. આનું નામ તે કેળવણી. કોલેજમાં માર્કસ લઇને પાસ થયેલી કન્યાઓને આવી સહજ તાલીમ માબાપ સિવાય ક્યાંથી મળે! ચારિત્ર્યની તાલીમ વિનાના પુસ્તકિયા જ્ઞાનની કિંમત એકડા વિનાના મીંડાથી વધુ નથી એવું જ્ઞાન તો ઉલટું હાનિકારક નિવડે.

એક દિવસ ચંપકલાલ શેઠ જમવા બેઠા. ચતુરબાઇ પાકશાસ્ત્રમાં હોશિયાર હતાં. શેઠે દુકાનેથી મોકલાવેલ ઉજળી જારનો સુંદરમાં સુંદર રોટલો શેઠની ઇચ્છાનુસાર બનાવ્યો હતો. શેઠ જમીને ઓરડામાં ગયા. દીકરી ચંપાએ પાન સોપારી વગેરે મુખવાસથી ભરેલો ડાબડો લાવીને પિતા આગળ હંમેશના માફક હાજર કર્યો. ચંપાના યૌવનની ઉષા આજે ખીલની હતી. આજે એ જ પોતાની પુત્રીને જોઇ શેઠની દૃષ્ટિ ફરી ગઇ! દૃષ્ટિ પવિત્ર છે કે અપવિત્ર, સ્નેહીની કે દુશ્મનની, વિકારી કે અવિકારી તે અમુક અંતર તુરત જ ઓળખી શકે છે.

आकारैरिङ्गितैर्गत्या चेष्टया भाषणेन च ।
नेत्रवक्त्रविकारेण लक्ष्यतेऽन्तर्गतं मनः ॥

જો ચાલાક માણસ હોય તો સામાન્ય મનુષ્યની આકૃતિ, હાવભાવ, ગતિ, ચેષ્ટા, વાણી, મુખ તથા આંખ કે મુખ ઉપરના ફેરફાર પરથી મનોભાવ કળી જાય છે.

ચાલાક ચંપા તુરત જ કળી ગઇ કે આજે પિતાજીની આંખમાં ફેર છે. પણ ક્ષણમાત્રમાં તો ચંપકલાલે હાથ લાંબો કરીને ચંપાનું કાંડું પકડ્યું. ચંપા નિઃશંક ખેદ પામી ગઇ. તરત કાંડું છોડાવી મા પાસે જઇ છાતી ઉપર માથું રાખીને રોવા મંડી ગઇ.

માએ તેને ધૈર્ય બંધાવી પૂછ્યું, 'બેટા શું છે? કોઇએ કંઇ કહ્યું?' જેમજેમ પૂછે તેમતેમ હીબકે ને હીબકે એણે તો રોઇને આંસુની ધારથી છાતી ભીંજવી. ચતુરાબાઇને બહુ નવાઇ લાગી. માથે હાથ ફેરવતાં

કહ્યું, 'બેટા! પણ બન્યું શું છે? તું કહેતાં કેમ અચકાય છે?

ચંપા થોડી હિંમત એકઠી કરી આટલું બોલી, બા! બા! શું બોલું? જ્યાં જળમાંથી જ્વાળા ઊઠે! પૂજ્ય પિતાજીની દૃષ્ટિ આજે જુદી હતી. એમણે મારે કાં.....બસ આટલામાં જ મા સમજી ગઇ. એણે ચંપાને દિલાસો આપ્યો, પણ પોતે ભારે વિચારમાં પડી ગઇ. એને નવાઇ અને ખેદ બંને એકી સાથે થવા લાગ્યાં. જે પતિ પરસ્ત્રીને જોતાં જ નજર નીચી ઢાળી નાખે, તે પતિ પોતાની જ દીકરી સામે વિકારથી જુએ એ શું બનવા યોગ્ય છે?

વિચારતાં તેને લાગ્યું, રખે આજે જે ખોરાક ખાધો એ કારણે તો આ નહિ હોય? એ જ ક્ષણે ઊઠીને ચતુરાએ ફાકી લીધી અને પતિ પાસે ગઇ.

"આ ફાકી લઇ લો, આજે તમારા પેટમાં ચેન નથી લાગતું. આથી ઠીક થઇ જશે." ચતુરાએ ફાકી અને જળ બંને ધર્યાં. ફાકી ઉલટી કરાવનાર હતી. ચંપકલાલે પાણી સાથે ફાકી લીધી અને બે ઘડી વારમાં તો ભારે ઉલટી થઈ ખોરાક નીકળી ગયો. ચતુરાએ ગાદલું પાથર્યું ને કહ્યું; 'સુઇ જાઓ.'

ચંપકલાલ સૂઇ તો ગયા, પણ એમને કેમે કરી ઊંઘ આવી નહિ. એ તો જોરેથી રોવા જ લાગ્યા. રડે રડે તે પાર નહિ એટલું રડે.

"હાય, હાય આજે મને શું થઇ ગયું! હવે મોઢું શું બતાવું? આપઘાત કરું કે મરી જાઉં?" ચતુરાએ કહ્યું; "નાથ! એમાં તમારો દોષ નથી, પણ ખોરાકનો દોષ છે. મને એવી પાકી ખાતરી થઇ છે. મને શંકા પડવાથી જ આપને ઉલટીની ફાકી આપી હતી. હવે મને કહો, આજે જે ઉજળી જાર લાવ્યા હતા તે ક્યાંથી આવી હતી?"

શેઠે પોતાના વણોતરને બોલાવી આદિથી અંત સુધી જુવારનો ઇતિહાસ જાણ્યો તો માલુમ પડ્યું કે એક ગણિકાનો યાર ચોરી કરીને જુવાર લાવ્યો હતો, અને પ્રેમને ખાતર રખાતને ત્યાં થોડી તેણે મોકલી હતી. ગણિકાની દાસીએ એ જુવારની ચોરી કરીને ટેલવાને આપી હતી, અને એ ટેલવો શેઠની દુકાને અર્ધે ભાવે વેચી ગયો હતો.

સંસ્કારનાં અંદોલન એવાં તો સૂક્ષ્મ હોય છે, કે દળવાથી પે જાય નહિ. આ જુવાર ઉપર ચોરી અને વ્યભિચારના સંસ્કારો ચોંટયા હતા.

મનુષ્યે એટલું યાદ રાખવું જોઈએ કે જેમ કાળા કપડામાં ડાઘ પડે તોય જણાતો નથી, તેમ હંમેશના ખાટા વ્યવહારથી ટેવાયેલા મન ઉપર આવા સૂક્ષ્મ સંસ્કારોનો અસર તત્કાળ થતી નથી; પણ જેમ ધોયેલા સફેદ લુગડામાં પડેલો ડાઘ તરત જ દેખાય છે, તેમ શેઠ શુદ્ધ હતો, એનું હૃદય પવિત્ર હતું, અણહકનું કોઇ દિવસ ખાતો નહિ. આજે જ એના વણોતરે સસ્તી કિંમતે જુવાર લીધી અને તે જુવાર એને ગમી, એટલે એ જુવારની ખરાબ અસર તુરત થઇ ગઇ.

દેહભાવનો નાશ કરવો એનો અર્થ એ છે કે, ઊંચાં મન કરાવે, કજિયો કરાવે અને દુઃખ રોગ તથા શોક ઉત્પન્ન કરે એવી જે જે વૃત્તિઓ જીવાત્મામાં હોય તેને તારવી કાઢી તેનો નાશ કરવો. એનો અર્થ એ નથી કે સદાચારી, સુંદર અને શાંતિદાયક એવા એકે ગુણનો નાશ કરવો. ઉદાહરણ, જ્યારે કોઇ મનુષ્ય ચીઢ અથવા ગુસ્સે થવાની અણી પર આવે અને તે વેળા મહાન પ્રયાસથી પોતાના અહંભાવને દાબીને તે ભાવના પોતાના મનમાંથી દૂર કરીને ક્ષમા અને પ્રેમભર્યું વર્તન આચરે ત્યારે, આવા મનોનિગ્રહ દરમિયાન તેના દેહભાવનો તે નાશ કરે છે એમ કહી શકાય. દરેક સજ્જન મનુષ્ય કેટલેક અંશે એવો મનોનિગ્રહ કરે છે ખરો; પરંતુ જે મનુષ્ય તેનામાં એકલા-નર્યા દૈવી સુંદર ગુણો રહે ત્યાં સુધી તેનો પૂરેપૂરો અમલ કરે છે અને એ રીતે દરેક સ્વાર્થવૃત્તિ-સંકુચિત મનોદશા દૂર કરે છે તેણે દેહભાવનો નાશ કર્યો છે તથા સનાતન આત્માને ઓળખ્યો છે એમ કહી શકાય છે.

# ભગવાનની મોટર

અમદાવાદમાં રાયપુરમાં એક જુવાન જ્યોતિષી રહેતા હતા. ઉંમર ૩૧–૩૨ વર્ષની જ હતી, પરંતુ એમની વાણીમાં ભગવાન વસ્યા હોય તેમ એ જે ભવિષ્ય-કથન કહેતા તે સાચું પડતું. અમલદારો અને શેઠી-આઓ પોતાના જૂના જ્યોતિષીઓનો સંબંધ છોડી આ જુવાન જ્યોતિષીના દાદરનાં પગથિયાં ચડવા ઊત-રવા લાગ્યા.

જોતજોતામાં કામ એટલું બધું વધી ગયું કે જ્યોતિષીને ૩૫ વર્ષ થતાં કમાણીનો મોટો તડાકો પડવા માંડ્યો. હાથ નીચે જ્યોતિષીની તાલીમ લેતા ચાર ઉમેદવારો કામ કરતા છતાં કામને પહોંચી વળાતું નહિ. ઓફીસ સાથે ત્રણત્રણ અને ચારચાર શેઠિયાઓની મોટરો એમની ઓફીસની બહાર મુલાકાત માટે વખતની રાહ જોતી ખડી થઈ રહેતી.

એ અરસામાં એ જ્યોતિષી એમના ગુરુમહારાજના દર્શને ગયા. ગુરુ મહારાજ પણ પૂર્વકાળમાં મોટા જ્યોતિષી હતા, નિવૃત્તિ લઈ સ્વેચ્છાએ નજરકેદ ભોગવતા હોય તેમ પોતાના વતનમાં–ગામડામાં–જે રેલ્વે અને મોટાં શહેરોથી દૂર દૂર એકાંત સ્થળે આવેલું હતું, ત્યાં નિવાસ કરતા હતા અને અગ્નિહોત્રી તરીકે અગ્નિની ઉપાસના કરતા હતા.

જ્યોતિષી પોતાની ચડતીનું કારણ ગુરુમહારાજની કૃપા માનતા હતા. એટલે પોતાની ચડતીની સ્થિતિ ગુરુને વર્ણવવાની અભિલાષાને વશ થઈ એમણે કહ્યું; 'ગુરુ મહારાજ! આપની કૃપાથી મારું કામ સારું ચાલે છે. ત્રણત્રણ અને ચારચાર શેઠિયાઓની મોટરો મારી ઓફીસ આગળ ઊભી હોય છે.'

જ્યોતિષીએ તો માન્યું હતું કે ગુરુ મહારાજ એ સાંભળીને રાજી થશે, મોં મલકાવશે, અને બે મીઠા પ્રોત્સાહનનાં વેણ કહેશે, પરંતુ ગુરુમહારાજના મોં ઉપરની ગંભીરતા વધુ ઘેરી બની. તેમણે કહ્યું; 'ભાઈ, આપણા આંગણે શેઠિયાઓની મોટર ઊભી રહે તે કંઈ હરખાવા જેવી વાત છે? જો એવી મોટરોથી ગૌરવ લેખાતું હોય તો રાંડો (વેશ્યાઓ) ને ઘેર શેઠિયાઓ અને રાજા મહારાજાઓની મોટરો ઓછી ઊભી રહે છે! એથી એ ભલે તેટલી મનમાં ગૌરવ લે પણ સમાજમાં એમની કોડીની પણ કિંમત છે?'

ગુરુમહારાજ સહેજ અટકીને બોલ્યા: 'એવું જ ભગવાનની નજરમાં તમારું. ભલે લોકો મોટરો જોઈને તમારું ગૌરવ કરે, પણ ભગવાન આગળ એ રાંડ અને તમે એકસરખા છો. એ દેહ વેચે છે, તમે વિદ્યા વેચો છો. શીલ જેટલી જ વિદ્યા પણ પવિત્ર છે. શીલ જો ન વેચી શકાતું હોય તો પછી વિદ્યા શી રીતે વેચી શકાય! એટલે આપણે બ્રાહ્મણોએ ભગવાનની મોટર આપણે આંગણે ઊતરે તેવું નિષ્કિંચન અને નિઃસ્વાર્થ જીવન જીવવું જોઈએ.'

જુવાન જ્યોતિષી આ વેણ સાંભળી કંપી ગયા. તેઓ બોલ્યા; 'તો તમે મને આજ સુધી આ રસ્તે જતાં રોક્યો કેમ નહિ?'

ગુરુમહારાજ–'સંસારના ભોગ ભોગવ્યા વગર અને પૈસો તારા હાથમાં આવી શકે છે એનો તને અનુભવ થવા દીધા વગર તારી પાસે ત્યાગ કરાવું એનો અર્થ કંઈ નહિ. ત્યાગ એટલે માણસ પાસે હોય છતાં છોડી દે એ. આજે તારી ચડતી જુવાની છે. તારા ચરણોમાં લક્ષ્મી આળોટે છે, તે વખતે તું એ બધું છોડી શકે તો તેં ત્યાગ કર્યો કહેવાય. તારો વખત ભરાઈ ગયો માટે જ મેં આજે તને ટકોર કરી.

ગુરુમહારાજના એ વેણે લૌકિક ઉજળા ભવિષ્યને લાત મારી એ જુવાન જ્યોતિષીએ ૩૫ વર્ષ અને ૬ માસની ઉંમરે અમદાવાદ છોડ્યું. મેળવેલી લક્ષ્મી અને એનાથી વસાવેલો સરસામાન–બધાનો ત્યાગ કર્યો અને નિષ્કિંચન બ્રાહ્મણ તરીકે ગામડામાં વસીને ગુરુ મહારાજની જેમ એમણે અગ્નિહોત્ર તરીકે દીક્ષા લીધી.

આજે એ વાતને સત્તર વર્ષ થયાં. એ જુવાન જ્યોતિષી તે આજના શ્રી. સુનીલાલજી મહારાજ. કપડવંજ મોડાસા રોડ ઉપર એમની યજ્ઞશાળા છે.

[ રેખામાંથી ]

# પૂજા, વિધિમાં કે આચારમાં ?

મારા પૂર્વજન્મમાં બનેલો એક પ્રસંગ મને યાદ આવે છે. હું સ્વર્ગમાં ચિત્રગુપ્ત તરીકે નોકરી કરતો હતો ત્યારે એક વખત ભારે નવાઇ પમાડે એવું મેં દૃશ્ય જોયું. ભગવાન પોતે એક માણસને ખભે બેસાડી લઈ આવતા હતા. હું તરત જ મારી ઓફીસમાંથી બહાર દોડી ગયો અને ભગવાનને કહ્યું;

'દેવ ! આ શું ? તમે આજ્ઞા આપી હોત તો હું રથ લઈ આવત પણ તમારે આમ શા માટે કરવું જોઇએ ?'

ભગવાને જવાબ આપ્યો; "સાંભળ, પૃથ્વી ઉપર લોકો પત્થરને પૂજે છે એમ માનીને હું એક મોટા સારીયામ રસ્તા ઉપર પત્થર બનીને બેઠો. એ રસ્તો કોઈ મહાન મંદિર તરફ જતો હતો અને કહેવાતું હતું કે એ મંદિરમાં મારી સારામાં સારી મૂર્તિ હતી. અસંખ્ય યાત્રાળુઓ આ રસ્તા ઉપરથી પસાર થતા હતા અને હું વચમાં પડયો હતો તેથી મારી સાથે ઘણા ભકતો અથડાતા અને મને ખૂબ ગાળો દેતા હતા. કોઈએ મને ઉઠાવીને એક બાજુએ પણ ન મૂકયો. કારણ કે દરેકને મંદિરમાં જવાની ઉતાવળ હતી.

એક દિવસ એક આંધળો, દૂરદૂરથી ઠેબાં ખાતો ખાતો આ રસ્તે આવી ચડયો. એ પણ મંદિરમાં જવા ઇચ્છતો હતો. અચાનક તે મારી સાથે અથડાયો. તેનું માથું ફાટી ગયું, ખૂબ રકત વહેવા લાગ્યું અને બેભાન બની ગયો. આસપાસ માણસો ભેગા થઈ ગયા અને મને ઠીકઠીક સુણાવી. આંધળાને પણ થોડી ગાળો દીધી કે તદ્દન ભૂત જેવો છે, આંખે દેખાતું ન હોય તો શા માટે મંદિરના મહોત્સવમાં જવું જોઇએ ?

થોડીવાર પછી આંધાળાને ભાન આવ્યું. હું ધારતો હતો કે એ તો મને લાકડીએ લાકડીએ મારશે પણ તે તરત જ બોલી ઊઠયો;

'ભાઇઓ ગુસ્સે ન થાઓ. જુઓ તો ખરા, પત્થરને કયાંય વાગ્યું તો નથી ને ? કયાંય લોહી તો નથી નીકળ્યું ને ?'

આ સાંભળીને આસપાસ ઊભેલા માણસો બોલી ઊઠયા, 'અરે આ માણસ એકલો આંધળો છે એટલું જ નહિ ગાંડો પણ છે. ચાલો ચાલો, આરતીનો સમય થઈ ચૂકયો છે.' આટલું કહીને લોકો મંદિરમાં ચાલ્યા ગયા. આંધળો એકલો રહ્યો. મહાપ્રયત્ને તે ઊઠયો અને પત્થરને પંપાળતાં પ્રેમથી બોલવા લાગ્યો;

દેવ, હું તો આંધળો છું, મને માફ કરો, મને માફ કરો. દેવ ! તમારૂં માથું તો નથી ફૂટી ગયું ને ?'

આ શબ્દો સાંભળીને મારૂં હૃદય રડી ઊઠયું, રથ મંગાવવાનો જરા પણ સમય ન હતો. અને તેથી જ હું પોતે જ એને અહીં ઉઠાવીને લાવ્યો છું. ચિત્રગુપ્ત ! આ આખો યે પ્રસંગ ચોપડામાં લખી લેજે.'

મેં મસ્તક નમાવ્યું અને આજ્ઞાને અમલ કરવા હું તરત જ મારી ઓફીસમાં ચાલ્યો ગયો. શાહીના ખડીયામાં કલમ બોળી અને જોયું તો શાહી સોનેરી થઇ ગઈ હતી !

—શ્રી વજુ કોટક.

# અવધવાસીની યાદ

અનુવાદક
શ્રી માણેકલાલ શંકરલાલ

એ પતિતપાવન નામ સાંભળતાં તમે સંકોચ નહિ અનુભવો. તો જરૂર તમને એ પરિચય આપીશ. ધન્ય છે એ સજ્જન મિત્રને, કે જેણે મને એ અનન્ય રામભક્ત મુસ્લિમ સંતના સમાધિ સ્થાનમાં લઈ જઈ દર્શન કરાવ્યાં. સાથે એ મસ્ત ફકીરના નિર્મલ ચારિત્રામૃતનું પાન કરાવ્યું. એ વંદનીય સંતનો જીવન ઇતિહાસ જાણે ગઈ કાલે જ શ્રવણ કર્યો હોય તેમ હજુ એના ઘેરા રણકારો હૃદય પર ગુંજી રહ્યા છે. એ વંદનીય સંતનું નામ 'બાબા જલાલુદ્દીન વસાલી' છે.

સરયૂગંગાના કિનારે સ્વર્ગદ્વારઘાટ, લછમનઘાટ, આદિ સ્થળોએ ફરતાંફરતાં માણુપર્વત ઉપર જઈ આગ્યા બાદ પ્રમોદવનમાં પ્રવેશ્યા. આ આહ્લાદક વનમાં દાખલ થતા જ ઓરડીના ઘાટા વૃક્ષ નીચે એક સુંદર સમાધિ નજરે પડી. ભગવાન રામચંદ્રજીના ધ્યાનમાં તદ્રૂપ બની બ્રહ્મતંદ્રામાં લીન બની બાબા જલાલુદ્દીન એ સમાધિમાં પોઢી ગયા હતા.

નિકટ આવતાં જ દીનતાથી સંતની સમાધિને વંદન કરીને પુષ્પો ચઢાવ્યાં અને શ્રમિત થયેલા હોવાથી ઘડીભર એ પરમ શાન્તિમય સ્થાનમાં વિશ્રામ લેવા બેઠા. મુસ્લિમ હોવા છતાં ભગવાન શ્રી રામના ચરણે જેને નિર્મલ અનુરાગ પ્રગટયો એ મુસ્લિમ સંતનું ચરિત્ર જાણવા હૃદય આતુર બન્યું. દૈવયોગે તે સમયે એક વયોવૃદ્ધ મહાનુભાવ તે સ્થાનમાં આવ્યા. તેમને એ વિષે પ્રાર્થના કરતાં હસતા વદને એ સજ્જન પુરુષે બાબા વસાલીનો જીવનઇતિહાસ કહેવા માંડયો. અમે સ્વસ્થ થઈ સંતની કથા શ્રવણ કરવા લાગ્યા.

'વસાલી' શબ્દ ફારસી ભાષાનો છે. એનો અર્થ એવો થાય છે, કે જે ઉઠતાં જ શ્રીહરિમાં સમાઈ જાય છે એને વસાલી કહેવામાં આવે છે. સદ્દી હુસ્નપરસ્ત અર્થાત્ શૃંગારનિશાના ભક્ત શાહ જલાલુદ્દીન ખુરાસાનના મૂળ વતની હતા.

ફરતાફરતા એ મહાત્મા પંજાબ પ્રાંતના મુલતાન શહેરમાં આવી પહોંચ્યા. આ શહેરમાં પંડિત ટેકચંદજી નામના કલાકાર રહેતા હતા. તેઓ મોટા વિદ્વાન અને સુયોગ્ય વક્તા હતા. દરરોજ સંધ્યા સમયે આગના ચબુતરા પર રામાયણની કથા વાંચતા હતા. તેમનો અવાજ અત્યંત કોમળ અને મધુર હતો. સુંદર અને સરલ શબ્દોમાં સમજાવવાની તેમની ખુબીથી બાળકો તેમજ નાનાના બાળકો પણ સહેલાઇથી કથાનું રહસ્ય સમજી જતાં પંડિતજીનું વક્તૃત્વ એવું 'અદ્‌ભુત' હતું કે એ કથાપ્રસંગ ચિત્રની જેમ જીવંત બની શ્રોતાના હૃદય પર ઉપર અંકિત થઇ જતો. એને લીધે જ એ મહાન વક્તાની કથામાં હજારોની સંખ્યામાં શ્રોતાજનો એકત્રિત થતાં.

## (૨)

રામાયણની કથા ચાલતી હતી. રાજા જનકની પુલવાડીનો પ્રસંગ હતો. મિથિલાવાસીઓ શ્રી રામચંદ્રજીની અદ્‌ભુત છબી નિહાળતા મંત્રમુગ્ધ બની ગયા હતા. પંડિતજીએ એ અલૌકિક છબીનું વર્ણન એવી સુંદર અને સરસ ભાષામાં કર્યું કે શ્રોતાગણ સાંભળીને મદ્‌ગદિત થઇ ગયો રાત્રિનો પ્રથમ પ્રહર વ્યતીત થયો એટલે કથાની સમાપ્તિ થઈ. શ્રોતાજનો આરતી લઈ પોતપોતાને ઘેર જવા લાગ્યા. પંડિતજીએ પોતાની પોથી બાંધવાની શરુઆત કરી. તે સમયે તેમની પાસે આવી શાહ સાહેબ વસાલી બાબા કહેવા લાગ્યા:–

પંડિતજી! તમારી રામાયણની કથા શ્રવણ કરીને હું અત્યંત પ્રસન્ન થઇ ગયો છું. કૃપા કરીને એ બતાવો કે આ બહુ અર્થગૌરવાન્વિત કયું પુસ્તક છે અને એમાં યુસુફના જેવી કઈ સુંદર વ્યકિતના સૌંદર્ય અને લાવણ્યનું વર્ણન કર્યું છે? દીનતાથી સલામ કરતા શાહ સાહેબે સવાલ કર્યો. એટલે પંડિતજી વિનયપૂર્વક કહેવા લાગ્યા; 'શાહ સાહેબ! હિમાલયથી કેટલેક દૂર એક વિશાલ નગર વસેલું છે. એનું નામ 'અયોધ્યા' છે. એ રાજધાનીમાં મહારાજા દશરથ રાજ્ય કરતા હતા. તેઓ મહાન પ્રભાવી અને ધર્માત્મા રાજા હતા મહાપ્રભુ રામચંદ્રજી એમના સુપુત્ર હતા. તે અત્યંત સુંદર, શૂરવીર અને બુદ્ધિમાન હતા.

'ગુણસાગર નાગર બરબીરા,
સુંદર સ્યામલ ગૌર સરીરા'

આ રામાયણમાં એમની જ મંગલમય લીલાનું વર્ણન કરેલું છે. બોલો, તમોને એ કથા સારી લાગે છે?' 'પંડિતજી! હું કેટલા દિવસો થયા અહીં આં રોજ આવીને આપની કથા સાંભળું છું. મને અત્યંત આનંદ થાય છે. હું તો એ અવધના રાજકુમારનો પ્રેમી–આશક બની ગયો છું. દીન અને દુનિયાથી મુખ

કે'વીને હું તો એના આવવાની વાટમાં જઇને પડી રહીશ !'

'શાહ સાહેબ ! તમે રામકથાના પરમ અનુરાગી છો. કૃપા કરીને હંમેશાં આવ્યાં કરજો. હું તમોને મારી પાસે જ બેસાડી દઇશ !'

'પંડિતજી ! હું રોજ સૌથી પહેલો આવું છું અને સૌથી પાછળ જાઉં છું. પરંતુ મને કોઇ અહીંઆં બેસવા નથી દેતું એટલે ઉભો-ઉભો આપની કથા શ્રવણ કરું છું. સારું થયું કે તમે મને પાસે બેસાડવાની જગ્યા કરી આપશો. ચલો હવે આપણે આવતી કાલે મળીશું'. દીનતાથી શિર નમાવી શાહસાહેબ વિદાય થયા.

* * *

રામકથા ઉપર આશક થયેલા શાહ સાહેબની પ્રેમવાર્તાની ચર્ચા મુસલમાનોના કાને પહોંચી. મુસ્લિમ થઇ એક કાફીરની કથા ઉપર આશક થયેલા શાહ સાહેબ પર તેઓ અત્યંત ગુસ્સે થયા. સર્વેએ નિર્ણય કરી અબ્દુલ્લા નામના મૌલવીના મકાન ઉપર એક સભા ભરવામાં આવી તેમાં શાહ સાહેબને પણ બોલાવવામાં આવ્યા.

મૌલવી સાહેબે વાયજની શરૂઆત કરી. ઇસ્લામ ધર્મની વ્યાખ્યા તથા તેની મહત્તા અને શબાબ સમજાવ્યા. સર્વે લોકો ધ્યાન દઇને સાંભળતા હતા. શાહ સાહેબ એક ખૂણા પર બેઠા હતા, એમણે લગારે ધ્યાન પણ આપ્યું નહિ. પ્રેમનિશામાં તેઓ સલકારી રહ્યા.

'કાફિરે ઇશ્કમ મુસલમાની મરા દરકાર નેસ્ત'

અર્થાત્ હું તો પ્રેમપથનો મુસાફર છું. અને મુસલમાની-ઇસ્લામની જરૂરત નથી' પછી અંતમાં આટલું બોલીને—

હસરત મેરી યહ હૈ, મેરા અરમાન હૈ યહી,
આ જાય તુ નજર, તો તુઝે દેખતા રહું.

તેઓ ચુપકીથી કથામાંથી ઉઠીને ચાલ્યા ગયા. વાયજ પુરી થતાં શાહ સાહેબની તપાસ કરી. પરંતુ તેઓ તો હતા જ નહિ. 'ગયે પણ કેવી રીતે ? લોકો એમની શોધ કરતા કથામાં આવ્યા. જોયું તો પંડિતજીની પાસે બેસી પ્રેમપૂર્વક તેઓ કથા સાંભળી રહ્યા હતા. આંખોમાંથી પ્રેમાશ્રુવદન થઇ રહ્યું હતું. તન-મનની સુધ બુધ ભૂલાઇ ગઇ હતી. તેમની આવી પ્રેમવિહ્વલ દશા જોતાં મુસલમાનોને વહેમ પાયો કે ગમે તેમ હોય પણ આ પંડિતજીએ જ શાહ સાહેબને પ્રેમદિગના બનાવી મુસલમાનમાંથી કાફિર બનાવી દીધા છે. એટલે સર્વે મુસલમાનો પંડિતજી ઉપર ઉશ્કેરાઇ ગયા. હવે સૌથી આગળ આવી મૌલવી સાહેબ પંડિતજીને ધમકાવી ને કહેવા લાગ્યા; 'પંડિતજી ! જે થવાનું હતું, તે થઇ ગયું. હવે આવતી કાલથી કથા વાંચવાનું માંડી વાળી, તમારાં પોથીપાનાં બાંધીને અહીંથી ચાલ્યા જાઓ, નહિ તો તમારું આવી બન્યું સમજજો !' પંડિતજી બિચારા રીવાસદા આદમી હતા, તેમ મૌલવી સાહેબને તેઓ બરાબર ઓળખતા હતા. એટલે નમ્રતાથી કહેવા લાગ્યા; "બહુ સારું ! કાલથી કથા વાંચવાનું બંધ કરીશ. માટે એ વાતથી તમે બેફિકર થઇ રહેજો."

(૩)

બીજે દિવસે કથા બંધ થઇ ગઇ. બાળકાંડ સમાપ્ત થઇ ગયો હતો. પ્રાતઃકાલમાં વહેલા ઉઠી હવન-યાગ કરીને પંડિતજીએ અન્ય શહેર તરફ જવાનો રસ્તો લીધો. રસ્તામાંજ શાહ સાહેબનો ભેટો થયો. એમણે તુરત જ પંડિતજીને ઓળખી લીધા અને વિનયથી કહેવા લાગ્યા; ક્યાં ચાલ્યા જાઓ છો ! પંડિતજી ! જરા આ દિલદારને આપનું ઠેકાણું તો બતાવતા જાઓ !" સજ્જનપંને પંડિતજીએ વેણુ ઉચ્ચાર્યાઃ- 'શાહ સાહેબ ! આ વખતે તો જીવ લઇને નાસી જાઉં છું. વિલંબ કરવાથી પકડાઇ જવાનો ભય છે. નહિ તો હું જરૂર આપને એ પ્યારા રાઘવાનનું ચરિત્ર વાંચી સંભળાવત." શાહ સાહેબ સિદ્ધ ફકીર હતા. તેમણે પંડિતજીની ભયભરત વાણી સાંભળતાં હસતા વદને જવાબ આપ્યો; 'પંડિતજી ! ડરો નહિ, હું તમને આ છરી આપું છું તેને જ્યારે પૃથ્વી ઉપર પટકશો તો અજગર બની જશે. એટલે સર્વ લોકો ડરીને નાસી જશે. જ્યારે તમે એ છરીને મૂઠમાં રાખી રહેશો ત્યારે ફરી એ પોતાના અસલ રૂપમાં આવી જશે. માટે તમે એને હાથમાં લઇને ફરજો. તમે તો મારા પ્યારા પ્રભુની કથા સંભળાવો છો ને ? પછી તમારે ભય કોનો રાખવો જોઇએ !

ઠીક ત્યારે હવે શરૂઆત કરો. એ અવધના રાજકુંવરની કેવી સુંદરતા છે ! બિચારા પંડિતજી તો પોથી ખોલીને શાહસાહેબની સામે બેસી ગયા અને રઘુનાથજીની શોભાનું વર્ણન કરવા લાગ્યા. ધનુર્યજ્ઞના સમયે દેશવિદેશના રાજામહારાજા કેવી રીતે એમની અદ્

લિત શોભાને લીધે એ અહામની ક્રિંમતના બની ગયા હતા એ સર્વ વાતોનું પંડિતજીએ સવિસ્તર વર્ણન કરતાં શ્રવણ કરતા શાહ સાહેબ મસ્ત બની ગયા. એમને પોતાની સિદ્ધિઓથી પોતાના વ્હાલા પ્રભુની કથા સંભળાવનારને કંઈ આપવાની ઈચ્છા ઉદ્ભવતાં બોલ્યાઃ—

ધન્ય છે પંડિતજી! ધન્ય છે. તમે ખૂબ સંભળાવ્યું. આજે હું પ્રસન્ન છું. માટે તમારે જે માગવું હોય તે અભીષ્ટ વરદાન માગો.' પંડિતજીએ ખૂબ વિચાર કરીને ત્રણ વરદાન માગ્યાં-પ્રથમ તો હું પુત્રહીન છું માટે મને એક પુત્ર થાય. બીજું મારૂં મરણ અનાયાસે થાય-એટલે કોઈની સેવાચાકરી કરવી નહિ પડે. ત્રીજું શ્રીરામના ચરણમાં મારી સદૈવ પ્રીતિ રહે.'

"સારી વાત ઉચ્ચારી પંડિતજી! લ્યો, અત્યારે તો તમને બે વરદાન આપું છું. ત્રીજું વરદાન જ્યારે આપણે પાછા મળીશું અને જ્યારે તમે ફરીને મારા પ્રભુની કથા સંભળાવશો ત્યારે આપીશ.' પંડિતજીએ સ્વીકાર કર્યો, પરંતુ પાછળથી તેમનું મન પસ્તાવા લાગ્યું. કેમકે જે અસલી ચીજ હતી તેની પોતે પ્રથમ માગણી નહિ કરી. અને જે નકલી હતી તેનો સોદો કર્યો. પંડિતજી ઘડીભર વિચારમગ્ન બની ઉભા હતા એટલે બાબાએ સાદ કર્યો; 'પંડિતજી! વિચાર નહિ કરતા, હવે તમે જાઓ, આપણે ફરી પાછા મળીશું.' કહી સાંઈ બાબા ચાલવા માંડયા. તેમને ઉભા રાખતાં પંડિતજી બોલ્યા; 'બાબા! આપણે ફરી ક્યાં મળીશું?' શાહ સાહેબે કહ્યું; "મારા પ્રભુની રાહમાં, તમને એ જ પ્રભુ ખેંચી લાવી મારી પાસે મોકલી આપશે. માટે અત્યારે એ વાતનો વિચાર નહિ કરતાં તમે તમારા માર્ગે વિચરો.' પંડિત ટેકચંદજી પ્રણામ કરી વિદાય થયા. મસ્તીમાં ઝૂલતા શાહ સાહેબ અવધ-પુરીના માર્ગે ચાલતા લલકારી રહ્યા હતાઃ—

દિલદાર યાર પ્યારે ગાલયેમે મેરી આ જા,
આંખે તરસ રહહી હૈ, સુરત મુઝે દિખા જા.

* * *

પાંચ મહીના પછી શાહ સાહેબ અયોધ્યા પહોંચ્યા અને બાબરની મસજીદમાં ઉતર્યા. આટલા દિવસની પ્રબળ ઉત્કંઠા પછી પ્રભુના ધામમાં પહોંચ્યા પછી એમના હૃદયમાં જે અસીમ આનંદ પ્રાપ્ત થયો એનું કોણ વર્ણન કરી શકે! પ્રેમમગ્ન બનીતેઓ ભગવાન રામચંદ્રની આરાધનામાં તદ્રૂપ બની ગયા એટલામાં એક સજ્જને શાહ સાહેબને એકલા બેઠેલા જોઈ પ્રશ્ન કર્યો; 'બાબા! તમે એકલા કેમ બેઠા છો?' મહાત્મા વસા-લીના ધ્યાનનો ભંગ થયો. એમણે એક પ્રકારની પોતાની વિયોગવેદના વ્યક્ત કરતાં શાન્ત ચિત્તે કહ્યું; 'અત્યાર સુધી તો હું એકલો હતો; મારા વ્હાલા પ્રભુની સાથે આનંદનો આસ્વાદ લૂંટી રહ્યો હતો. પરંતુ તમારા આવવાથી એ પ્રેમની દોરી તૂટી ગઈ અને હું એકલો પડી ગયો!' બાબાનાં એ અમૃતમય વેણ સાંભ-ળતાં આગંતુક સ્તબ્ધ થઈ ગયો અને હાથ જોડીને પોતા-ના કૃત્ય માટે ક્ષમાની યાચના કરતો પ્રણામ કરીને પોતાના માર્ગે ચાલ્યો ગયો.

ત્યારપછી વસાલી બાબાએ ઈષ્ટ ગામ-અવધની પરિક્રમા કરવાનો વિચાર કર્યો. આજકાલના મોજીલા મહાશયોને એ વાતની તત્કાળ ગમ નહિ પડે. સાંઈ બાબા આનંદપૂર્વક અયોધ્યાજીની ગલીયોમાં વિચરવા લાગ્યા. તે સમયે અયોધ્યામાં મંદિરો ઘણાં થોડાં હતાં, પરંતુ તેમાં પ્રવેશ કરવો એ તેમને માટે એક અસંભવિત વાત હતી. એક તરફ પ્રિયતમના દર્શનની લાલસા ત્યારે બીજી તરફ પૂજારીઓનો તિરસ્કાર. આ બંને દ્વંદ્વોના સંઘર્ષણમાં એ પ્રેમવિયોગી મહાત્માના દર્શન પ્યાસી હૃદયમાં એક પ્રકારનો વિરહાગ્નિ પ્રજળ્યો હતો. જાણે દુઃખના સાગરમાં ડુબી ગયા હતા. પરંતુ એક એવો નિયમ છે કે જે જેની યાદ કરે છે, તે પણ તેની યાદમાં જ હોય છે. એક સ્થળે ગોસ્વામી તુલસી-દાસજી પણ કહે છેઃ—

તુલસી કમલન જલ બસે, રવિ શશિ બસે આકાશ
જો જાકે મનમેં બસે, સો તાહિકે પાસ

અંતે એમના હૃદયની વ્યથા અત્યંત દારુણ બની ગઈ. વ્યાકુળ બનેલા સંતના નેત્રોમાંથી પ્રેમાશ્રુ વહન થઈ રહ્યાં હતાં. તે સમયે આકાશવાણી થઈ

'હે વસાલી! જલ્દી આવ, તને મળવા મારૂં હૃદય તલપી રહ્યું છે.' એ ગેબી અવાજ સાંભળતાં જ મહાત્મા વસાલીનું વદન અત્યન્ત પ્રફુલ્લિત બની ગયું. પ્રેમાનંદમાં ફુલાતા ખાતા તેમના નેત્રોમાંથી અશ્રુધારા વહન થવા લાગી.

( ૪ )

ભ્રમણ કરતા બાબા વસાલી સરયૂજીનાં કિનારે આવ્યા. વિમલ જળપ્રવાહ નિહાળીને પ્રેમથી પરિપૂર્ણ થઈ ગયા. એમને જમીન કે જળના સુધ ન રહી. અને પોતે પહેરેલી ગુદડી સહિત જળધારામાં કૂદી પડયા, ઘાટ પર લોકો સ્નાન કરતા હતા તેમને એ જોતાં અત્યંત આશ્ચર્ય થયું. સર્વેએ જાણ્યું કે શાહ સાહેબ ડુબી ગયા. એટલે બ્હાવરા બની તેઓ જળમાં કૂદી પડયા. સ્વર્ગદ્વાર ઘાટ, લક્ષ્મણઘાટ, આદિ સર્વે સ્થળો ખોળી વળ્યા. પરંતુ તેમનો કયાંય પત્તો નહિ લાગ્યો.

અષાઢ મહિનો હતો. એટલે સરયૂજીનો પ્રવાહ ખૂબ વેગથી વહન થઇ રહ્યો હતો, સર્વે લોકો નિરાશ થઈ ઘાટ ઉપર બેઠા. ત્યારપછી એક પ્રહર પછી બાબાજી ગુપ્તારઘાટ ઉપર નીકળ્યા. તેમનું બધું શરીર ભીંજાઇ ગયું હતું પરંતુ ગુદડી બીલકુલ સુકી હતી. કિનારે નીકળતાં આશ્ચર્યચકિત બની ઉભા રહી શાહ સાહેબ વ્યાકુળ બની ચારે તરફ નિહાળવા લાગ્યા. તેમની આંખો કોઇને શોધી રહી હતી.

કેટલાક દિવસ સુધી તેઓ સ્વર્ગદ્વારઘાટઅને મણિ-પર્વત ઉપર રહ્યા. ત્યારપછી તેઓ પ્રમોદવનમાં ચાલ્યા. અને ત્યાં જ રહેવા લગ્યા.

* * *

ઘેર આવ્યા પછી પંડિત ટેકચંદજીને પોતાના કૃત્ય ઉપર ખૂબ પસ્તાવો થયો. પોતે સાચા હીરાને ગુમાવી કોડીનો સોદો કરી આવ્યા. ભગવાન શ્રીરામના દર્શન ખોઈને પોતે માયિક વસ્તુ વહોરી લાવ્યા. દુઃખી હૃદયે પોતાના ચાહેરાઓ નીકળી શાહ સાહેબની શોધ કરતા ટેકચંદજી અયોધ્યામાં આવ્યા. પરંતુ ત્યાં તેમનો મિલાપ થયો નહિ એટલે પોતે વિચાર કર્યો કે કથાની શરૂઆત કરૂં એટલે તેઓ જ્યાં હશે ત્યાંથી જરૂર આવી પહોંચશે. એમ વિચારી પંડિતજીએ કથા વાંચવી શરૂ કરી દીધી.

શ્રોતાઓની ભારે મેદનીનો જમાવ હતો. હજારો માણસો કથામાં ભેળા થયા. હવા આશાભર્યા હૃદયે પંડિતજી કથા વાંચતા. તેમનો મુખ્ય ઉદ્દેશ તો શાહસાહેબને ગમે ત્યાંથી પ્રાપ્ત કરવાનો હતો. એક દિવસ જ્યારે કથા સમાપ્ત થઈ હતી. અને હવન થઇ ગયા પછી પૂજા પણ ચઢી ચૂકી, છતાં એ મનનાં ચંદ્ર-વસાલી બાબા આવ્યા. હૃદય ખિન્ન થઇ ગયું, એટલે ઉદાસ થઇ તે સમયે પંડિતજીએ વેગુ કહ્યું:—

'રંગ પીલે પડ ગયે જિનકે લિયે,
વે શાહજી આયે ન દમભર કે લિયે'

એ જ વખતે શાહસાહેબ આવી પહોંચ્યા. પરંતુ પોથીને અડકાઈ જવાના ભયથી તેમણે દૂરથી પાંચ દાણા જવના પુસ્તક ઉપર ફેંક્યા. એ દાણા ચમકદાર હતા. પાસે બેઠેલા શ્રોતાઓએ વીણી લઇ પંડિતજીને આપ્યા, એ દાણા સોનાના હતા, લોકો આશ્ચર્યચકિત થઇ ગયા. પંડિતજી ત્વરાથી આસન ઉપરથી નીચે ઉતર્યા અને હર્ષથી શાહસાહેબને ભેટી પડયા અને પોતે શા કારણથી આવ્યા છે તે ત્રીજા વરદાનની માગણી કરતાં પંડિતજીએ હાથ લંબાવ્યો. એ શ્રવણ કરતાં 'ઠીક ત્યારે તમે હવે કથા સમેટી પ્રમોદવનમાં બેરડીના ઝાડ નીચે આવો, ત્યાં આપણે મળીશું', કહી શાહસાહેબ ચાલ્યા ગયા.

પંડિતજીએ પોતાના પોથી-પત્રાં બાંધી દીધાં અને પ્રમોદવન તરફ જવા માંડયું. એટલે શ્રોતાઓનું મોટું ટોળું તેમની પાછળ પડયું. જો આ લોકો મારી સાથે આવશે તો શાહસાહેબનો મેળાપ નહિ થાય. એટલે દીનતાથી સર્વેને પ્રાર્થના કરતા ટેકચંદજીએ તેમને વિદાય કર્યા. શ્રોતાગણો પાછા ફર્યા. પરંતુ એક આદમી ચૂપકીથી તેમની પાછળપાછળ ચાલતો હતો. પંડિતજીએ બોરડીના ઝાડ નીચે આવી તપાસ કરી, પરંતુ શાહસાહેબનો ભેટો થયો. નહિ એટલે તેઓ ત્યાં જ બેસી ગયા. પંડિતજીની પાછળ જે ભેદુ લાગુ પડયો હતો, તે નિરાશ થયો અને પાછો ફર્યો.

તેના ગયા પછી તુરત જ શાહસાહેબ બોરડીના વૃક્ષ નીચે પ્રગટ થયા. તેમને જોતાં પંડિતજીએ હાથ જોડી પ્રાર્થના કરી; 'શાહસાહેબ! તમારી કૃપાથી પુત્રરત્ન તો પ્રાપ્ત થયું અને ધન પણ પૂર્ણ છે. હવે મારૂં ત્રીજું વરદાન જે બાકી છે તે આપો!'

'બહુ સારી વાત છે,' પરંતુ કાલે કથાની સમાપ્તિ કરી તે વખતે તમને જે કાંઈ પ્રાપ્ત થયું છે તે સર્વ દાન કરી દઇ રાત્રિએ આ સ્થાન પર આવજો. પરંતુ એક વાત યાદ રાખજો કે તમારી સાથે કોઈ અન્ય

ભક્તિ હેવી જોઈએ' 'બહુ સારુ બાબા!' કહી પ્રણામ કરી ટેકચંદજી વિદાય થયા.

[ ૫ ]

એ દિવસે પંડિતજીએ પોતાને પ્રાપ્ત થયેલી સર્વ ચીજો દાન કરી દીધી. કેવળ પહેરેલાં વસ્ત્રો સિવાય કાંઈપણ રાખ્યું નહિ. સાંજ થતાં પોતે ભિખારી બની શાહસાહેબના સ્થાનમાં પહોંચવા વિનંતી કરી. 'બાબા! આપનો સેવક હાજર થયો છે' બાબા વસાલી તે સમયે આંખો બંધ કરી ભગવાન શ્રી રામચંદ્રજીની અનુપ રૂપરાશિનો અસીમ આનંદ લૂંટી રહ્યા હતા. એ વેળાની તેમની મસ્ત દશાનું વર્ણન કરતાં એક કવિએ લખ્યું છેઃ—'તુઝમે રેનાહુ ઔર તુઝીમે રેના રહું;

આ જાય તુ નઝર તો તુઝે દેખતા રહું'

મહાત્માજી એ આંખો મીંચેલી અવસ્થામાં જ બોલી રહ્યાઃ 'હા, તમો આવ્યા ઠીક ત્યારે......

શાહ સાહેબ બોલ્યા જતા હતા અને પંડિતજી હોંકારો આપતા હતા. આખરે શાહસાહેબે કહ્યું: 'બહુ સારું, હવે તમે વલી અલ્લાહ બની જાઓ.' પંડિતજી કહેવા લાગ્યા; 'હું તો તમારો સેવક ટેકચંદ છું!' 'ઠીક કહો છો, તમે, વલીરામ બની જાઓ.' એ જ ઘડીએ પંડિત ટેકચંદજી પણ બાબા વસાલીની જેમ મસ્ત દશામાં ડૂબી ગયા. ત્યારથી તેમનું નામ 'વલીરામ' પડ્યું.

બાબા વસાલીએ લખેલા 'માસુકીમા' ગ્રંથની કેવળ ચણુચાર શેર વાંચતાં જ વલીરામ ફારસી અને અરબીના ભારે વિદ્વાન બની ગયા. એમણે રચેલો 'દિવાને-વલીરામ' નામનો ગ્રંથ પ્રેમીજનો આજે પણ આદરની દૃષ્ટિથી નિહાળે છે.

મહાત્મા વસાલી પ્રમોદવનમાં રહેતા હતા. અને પંડિત વલીરામજી મણિકૂટ પર વિચરતા હતા. રાત્રિ-સમયે જ્યારે બંને ભેગા થતા ત્યારે એ મુંઝાની સમ-સ્યાની જેમ બંને દિવાનાઓ પ્રેમ સાગરમાં ડુબકાં ખાતા. કેટલાક સમય પછી મહાત્મા વસાલી બાબાએ પોતાની એ જીવનયાત્રા સમાપ્ત કરી ભગવાન શ્રી રામચંદ્રજીના ચરણસરોજમાં વિરામ પામ્યા. એમની સમાધિ આજે પણ એજ બોરડીના વૃક્ષનીચે વિદ્યમાન છે.

'માસુકીમા' નામનું પુસ્તક મહાત્મા વસાલીએ રચેલું છે. મધ્યરાત્રિના સમયે એ કવિતા અચાનક એમના મુખમાંથી નીકળી ગઈ હતી. બીજે દિવસે લખનૌના કૈસરબાગના મિજલસમાં પીરજાદા સાહેબે એ જ કવિતા લલકારી. લોકોને એ કવિતા અત્યંત ગમી ગઈ, અને ઠેરઠેર તેનો પ્રચાર થઈ ગયો, અને તે એટલે સુધી કે અત્યારે પણ મદરેસા અને પાઠશાળાઓમાં પણ એનો પ્રવેશ કરાએલો છે.

બાબા વસાલીના જીવનમાં બીજી અનેક પ્રભાવમય ઘટનાનો સમાવેશ થાય છે. પ્રિયતમ-પ્રભુના એ રહસ્યોને એ જ સમજી શકે છે, જે એવા રહસ્યની વાતો જાણી શકે છે!

ધન્ય છે મહાત્મા વસાલીને અને તેમના અલૌ-કિક પ્રેમને! યવનનોના કાળમાં પણ એમણે ભગવાન શ્રી રામચંદ્રજીની વિમલ ભક્તિનું આસ્વાદન કરી હિન્દુઓની આંખો ખોલી નાખી.

બાબુ હરિશ્ચંદ્રજીએ ઠીક કહ્યું છે: 'ઇન મુસલમાન હરિજન પર કોટિન હિંદુન વારિયે.

એક સ્થળે કૃષ્ણપ્રેમી મુસ્લિમ સંત-બાબા ગુલહન પણ એવા જ તાત્પર્યનો ઉલ્લેખ કરે છે:
શ્યામ છબી છિન છિન લીખી, 'ગુલહન' ચહે ન આન,
મુરલીધરસે મન લગા, ઉન્હેં વોહી ભગવાન.

ભગવાન રામચંદ્રજીના પ્રેમી ભક્ત શાહસાહેબ-બાબા વસાલીનું સ્મરણ થતાં હૃદયમાં એક પ્રકારની દર્શનલાલસા-દર્દ જગાવી જાય છે!

જય હો! બાબા વસાલી અને તેમના શિષ્ય પંડિત વલીરામનો જય હો!

# ગાંધી જીવન રસ

લેખક–પ્રયોજક
શ્રી. ઇન્દુવદન નરોત્તમદાસ દેસાઈ

## સત્યનો આગ્રહ

"બધા સાચું બોલતા ને આચરતા થઇ જાય તો સ્વર્ગ પૃથ્વી ઉપર ઉતરે."

ગાંધી બાપુએ સત્યની આરાધના કરીને સત્ય આચરી બતાવ્યું. સત્યનારાયણની સેવા કરતા ને જીવનમાં ઉતારતા પોતે ખુદ સત્યનારાયણ બની ગયા. સત્ય એજ પરમેશ્વર છે. સત્યનું પાલન કરતાં કરતાં એમણે દુઃખ વેઠયું, સત્યનો આગ્રહ રાખી સત્યાગ્રહ કર્યો, માર ખાધો, જેલ ગયા. રાજા હરિશ્ચંદ્રની માફક તેઓ બીલકુલ ડગ્યા નહિ, પોતાના અનુયાયીઓને સત્યનો માર્ગ બતાવ્યો. અભ્યાસ અને વૈરાગ્યથી એમણે સત્યને જીવનમાં ઉતાર્યું. સત્યની શોધ પાછળ, સત્યના આરાધન સાથે તપશ્ચર્યા હોય, પોતે દુઃખ સહન કરવાનું હોય, તેની પાછળ મરવાનું હોય એ ગાંધીજીએ કરી બતાવ્યું.

## અહિંસાનો વિજય

"સત્યનો સાક્ષાત્કાર કરવાનો મુખ્ય માર્ગ અહિંસા."

ગાંધીજીએ પોતાના જીવનમાં અહિંસાને પણ લીધી. અહિંસાની આરાધનામાં પોતે ખુદ અહિંસાનો અવતાર બની ગયા. શ્રી કૃષ્ણ ભગવાને ઉદ્‌બોધેલી અહિંસા એમણે જીવનમાં આચરી બતાવી. મહાવીર, બુદ્ધ અને ઇશુને પંથે ચાલી, તેઓનાથી પણ આગળ વધી એમણે અહિંસાના વિધવિધ પ્રયોગો, સામાજિક અને રાજકીય ક્ષેત્રમાં આદર્યા, વિજય, મહાવિજય અહિંસાના પેગમ્બરના ચરણોમાં ઢળતો આવ્યો. અહિંસાથી એમણે હિન્દુસ્તાનને સ્વરાજ અપાવ્યું.

"અહિંસા સાધન છે, સત્ય સાધ્ય છે. સાધન આપણા હાથની વાત છે, તેથી અહિંસા પરમ ધર્મ થઇ...સાધનની ફિકર કર્યા કરીશું તો સાધ્યનાં દર્શન થશે જ." જે સાપ ઝેરી નથી તે માનવનો મિત્ર છે.

સત્યના આગ્રહમાં અહિંસાનો પ્રયોગ કર્યો. ડગલે ને પગલે એમને વિજય મળ્યો. શાન્તિ ગાંધીજીનું જીવનધ્યેય હતું. અહિંસા વિના શાન્તિ કયાં મળે? આફ્રિકામાં આદરેલી અહિંસા અને એ પ્રયોગથી વિજય મળ્યા પછી એમણે અહિંસાને હિન્દુસ્તાનમાં આદરી બતાવી. હિંસક બળો ઘડીભર થંભી ગયાં ને અહિંસાનું આરાધન કરવા લાગ્યાં.

ગાંધીજીનું મૃત્યુ ભલે હિંસક માણસે કર્યું, એમાં પણ અહિંસાનો વિજય હતો. અહિંસાનું પાલન કરતાં, પોતાની જાતને તેમણે ઈશ્વરના ખોળામાં મૂકી દીધી હતી.

"અભય અહિંસાધારીનું મુખ્ય વ્રત છે. જેને ક્રોધ ને કામ ન અડે, જેને દ્વેષ કે ઈર્ષ્યા ન અડે તે અહિંસક."

ગાંધીજી, ખરેખર, અહિંસાનો અવતાર હતા.

## અભયની આસપાસ.

"સત્ય અને અહિંસાનું પાલન કરનારને નિર્ભય બનવું પડે છે. તેને કોઇનો ડર હોતો નથી. તે મૃત્યુથી કે સમાજ અને સરકારના પાશવી હુકમોથી કે અન્યાયોથી ડરતો નથી; રોગથી કે ગરીબાઇથી, ચોરથી કે ડાકુથી તેણે ડરવું ન જોઇએ."

ગાંધીજીએ અભયને પોતાની રગેરગમાં વણી લીધો હતો. ગુંડાઓની વચ્ચેથી જતાં એમણે આફ્રીકામાં ડર રાખ્યો નહોતો. બ્રીટીશ સલ્તનત જેવી સત્તાને પડકારતાં એમણે ભય બતાવ્યો નહોતો.

અભય વિના બીજી સંપત્તિઓ સાંપડતી નથી.

"આપણે બાહ્ય ભયથી મુક્ત બનીએ તેની સાથે આંતરિક શત્રુના ભયથી પણ મુક્તિ મેળવવી જોઈએ."

"જીવનમાંથી મારાપણું નિકળી જાય તો અભયનું વ્રત સાવ સહેલું છે," એ ગાંધીએ બતાવ્યું.

## બ્રહ્મચર્યનો મહિમા

"સત્ય અને અહિંસાનું પાલન કરનારને બ્રહ્મચર્યની પહેલી જરૂર છે."

ગાંધીજીએ માનસિક અને શારીરિક રીતે બ્રહ્મચર્યના પ્રયોગો કર્યા અને એમાં એઓ પારંગત થયા, બ્રહ્મચર્યનું પાલન કરતાં તેઓ કર્મયોગી બની ગયા. મન, વાણી, અને કર્મથી એમણે બ્રહ્મચર્યને સાવ સહેલું કરી મૂક્યું.

"વિષયમાત્રની કામનાનો નિરોધ એ જ બ્રહ્મચર્ય છે" એ જીવનમાં વણી બતાવ્યું, ઇન્દ્રિયોને એકાગ્ર કરી એમણે માણસો બનાવવનો પ્રયોગ આદર્યો. માટીમાંથી ગાંધીજીએ માણસો ઘડ્યા ને માણસોમાંથી દેવ ઘડ્યા. પોતે સત્યની શોધમાં આચાર,–વ્યહારને શુદ્ધ રાખ્યો, ને નિર્મળ ચિત્તે એમણે પોતાનો ને માનવ જાતિના ઉદ્ધારનો રાજમાર્ગ બતાવ્યો. ગાંધીજીએ અનેકવાર સંયમનો મહિમા ગાયો છે.

## સ્વાદથી પાયમાલી

બ્રહ્મચર્યના વ્રતને સહેલું બનાવનાર અસ્વાદનું વ્રત છે. "ભોગ એટલા રોગ." એ કહેરત સત્ય છે. ગમેતેમ ખાવું, પીવું અને ભોગવવું તેથી અનેક રોગો ઉત્પન્ન થાય છે."

ગાંધીજીએ જીભને અને બીજી ઇન્દ્રિયોને વશ રાખવા સ્વાદની માત્રા ઓછી કરી બકરીનું દૂધ, ખજુર અને બીજો શરીર ટકાવી રાખવા માત્ર નામનો જ ખોરાક લીધો. એથી એમને ઘણો લાભ થયો ને પોતાનું જીવન દાખલારૂપ બનાવી આપણી સમક્ષ મૂક્યું.

વ્યસનમાત્રનો ત્યાગ એ એમનું જીવનસૂત્ર હતું. "સ્વાદ લીધા વગર જીવન ટકાવવા ખાવું." સ્વાદને જીતવા એમણે પુરુષાર્થ કર્યો ને સ્વાદને જીની તેઓ સંયમી બન્યા.

## ચોરીની લાલચ

"પારકું એટલું આપણું" એવો જાણે જીવનવ્યવહાર બની ગયો હતો, ત્યાં ગાંધીજીએ ધડાકો કર્યો." પારકાનું તેની રજા વિના લેવું એ ચોરી છે, પાપ છે. ને એથી ચોરી કરનાર ગુનેગાર હોઈ સજાને પાત્ર છે."

'પરધન પત્થર માનીએ' ભક્ત નરસિંહ મહેતાએ ગાયું ને ગાંધીજીએ જીવનમાં ઉતાર્યું. આશ્રમ-જીવનમાં અને આખા દેશના વહીવટમાં ગાંધીજી ચોખ્ખા રહ્યા. ચોખ્ખા રહી મળેલી વસ્તુના માત્ર ટ્રસ્ટી બની એમણે અનેકોને દાખલો આપ્યો.

"પોતાની જરૂર ઉપરાંતનું લેવું ને સંગ્રહ કરવો એ પણ ચોરી કહેવાય." મોટા ખાનદાન કહેવડાવનારાઓ, અમલદારો પણ લાંચ રૂશ્વતથી મુક્ત બનતા નથી. માલિકપણાનો અભાવ એટલે ગાંધીજી.

## સાદા જીવનની જરૂર

"પોતાની જરૂર કરતાં વધારે રાખવું એ પાપ છે. સંઘરાખોરી એ ગુનો છે. રોજનું રોજ પેદા કરો, કમાઓ ને રોજ ખાઓ," એવો ગાંધીજીનો આગ્રહ હતો.

આશ્રમજીવનમાં કે ઘરના જીવનમાં ઘરેણા ને દાગીનાનો એમણે મોહ નથી રાખ્યો. શરીર

ઉપર કપડાં પણ શરીરને ઢાંકવા પૂરતાં. "ખુરશી વિના ચાલે તો ખુરશી ન રાખવી."

ગાંધીજીએ સાદી ભાષા ને સાદા વેશથી, સાદા જીવનથી 'સંત'ની પદવી પ્રાપ્ત કરી.

આચારમાં તો ખરાજ, પણ વિચારમાત્રથી પણ સેવાપરાયણ રહેવું અને બીજાને ઉપયોગી થઇ પડવું એ ગાંધીજીના જીવનની રોજનીશી છે.

આપણો હિન્દુસ્તાન ગરીબ દેશ છે અને આ ખોટા મોજશોખ અને કપડાંના ખોટા ભપકા બિનજરૂરી છે. આખા દેશની ગરીબી નિહાળીને ગાંધીજી નગ્ન ફકીર બન્યા.

### આભડ છેટ શા માટે ?

"આપણે હિન્દુલોકો અનેક અધર્મ કરતા આવ્યા છીએ તેમાં મોટામાં મોટો અધર્મ ને પાપ તે અસ્પૃશ્યતા ઈ. અમુક વર્ગને ન અડકવું, તેમને હેરાન કરવા વગેરે વસ્તુ માનવતામાં સમાઇ શક્તિ નથી." જરા વિવેકબુદ્ધિથી વિચાર કરતાં આ અન્યાય કેવો ભયંકર છે તે માલુમ પડશે. બાકી હિન્દુઓએ દૂર કરેલા વિવેકને ગાંધીજીએ જીવનમાં ને આચારમાં ઉતારી હિન્દુ-ધર્મ ઉપર લાગેલું કલંક ધોયું.

"અસ્પૃશ્યતા નિવારવી એટલે જગત માત્રની સાથે મૈત્રી રાખવી" દ્વેષ ભાવ દૂર કરવો.

દરેક સાથે પ્રેમથી વર્તી ગાંધીજીએ પોતાનો ને એ રીતે કહેવાતા અસ્પૃશ્યનો જયજયકાર વર્તાવ્યો.

### જાતમહેનત ઝીન્દાબાદ

"તારી રોટી તું તારા પસીનો રેડીને કમાજે ને ખાજે." બાઇબલે કહ્યું.–

કુદરતનો પણ નિયમ છે કે મહેનત કરો ને ખાઓ.

"જાતમહેનત ન કરે, તેને ખાવાનો અધિકાર નથી." ગાંધીજીએ કહ્યું. ને પોતે જાતમહેનત આદરી આપણી સમક્ષ દાખલો બેસાડ્યો.

"મહેનત કર્યા વગર ખાય છે તે સમાજનો દ્રોહ કરે છે. ભીખ માગીને ખાવું એ પાપ છે. બીજાની મહેનતમાંથી પોતે ખાવું ને એશઆરામ ભોગવવા એ પોતાનો અને પારકાનો બન્નેનો દ્રોહ છે.

"સ્ત્રી–પુરુષોએ પોતાનું નિત્યકામ પોતે આટોપી લેવું જોઈએ. પોતે બને ત્યાં સુધી બીજાની સેવા ન લેવી, પણ બની શકે તો બીજાની સેવા કરવી." એ ગાંધીજીનું જીવનસૂત્ર હતું.

### એકરાર

"જાણ્યે–અજાણ્યે થયેલી મારી ઘણીએ ભૂલચૂકોને માટે કદાચ ભાવી પ્રજા મને નિંદે, છતાંયે મેં રેંટીયાનો જે જીર્ણોદ્ધાર સૂચવ્યો છે તેને માટે મને તેના આશીર્વાદ જ મળશે, એવી મારી પૂરેપૂરી ખાતરી છે. એ રેંટીયા ખાતર તો હું મારૂં સર્વસ્વ હારી જવાને તૈયાર છું, કારણ કે એ ચરખાચક્રના આંટેઆંટેથી શાન્તિ પ્રેમ અને શુભેચ્છા નિર્ઝરે છે.

કેટલી નમ્રતા ! ગાંધીજીના વિવેકે અને નમ્રતાએ ભલભલાને આંજી નાખ્યા છે. પોતે કરેલી અગર જીવનમાં પ્રયોગો કરતાંકરતાં થઈ ગયેલી ભૂલોનો એમણે અનેકવાર એકરાર કર્યો છે. એમણે આદરેલી ને વર્ણવેલી 'હિમાલય જેવડી ભૂલ' પ્રખ્યાત છે.

## સુવર્ણ સૂત્રો

સંગ્રાહક :
શ્રી ગુરુચરણકમલાનુરાગી—ભિક્ષુ

નિષ્ફળ જાય એવાં કૃત્યોથી અળગા રહેવું પણ, સફળતાનો સંભવ છતાં માત્ર વિઘ્નોથી ડરીને પ્રયત્નથી દૂર ન થવું, એ બે સિદ્ધાંતો બુદ્ધિમાન લોકોના માર્ગદર્શક સિદ્ધાંતો કહેવાય છે.

ગમે તે એક નિર્ણય પર પહોંચવું, એ જ વિચારમાત્રનો ઉદ્દેશ છે; અને એકવાર નિર્ણય થયો એટલે તેને અમલમાં મૂકવાની ઢીલ કરવી એ મોટી ભૂલ છે.

જે કામમાં જે મનુષ્ય ખાસ હોશિયાર હોય તેની પાસે તે કાર્યનું રહસ્ય યુક્તિપૂર્વક શીખી લેવું, એ જ સફળતા મેળવવાની રીત છે.

પ્રત્યેક કામ કરતા વખતે કાળજીપૂર્વક કાર્યનું સ્વરૂપ, સમયની યોગ્યતા, કાર્ય માટે પસંદ કરેલ જગ્યાની યોગ્યતા, સામગ્રી અને કાર્યની સમાપ્તિ પહેલાં વચ્ચે આવનાર વિઘ્નોને વટાવી સંપૂર્ણ કરવાની ધગશ આ પાંચ બાબતોનો વિચાર અવશ્ય કરવો જોઈએ.

પ્રેમાળ સ્વભાવ, ઊંચું કુળ અને રાજાઓના દિલનું રંજન કરે તેવી રીતભાત—એ એલચીના કાર્ય માટેની લાયકાતો છે.

પોતાના રાજા પ્રત્યેની એકાનપાભરી વફાદારી, તેજસ્વી બુદ્ધિ, અને વાક્ચાતુરી, આ ત્રણ ગુણ એલચીમાં ખાસ જરૂરી છે.

ટૂંકું વક્તવ્ય, જીભની મીઠાશ અને અપ્રિય ભાષાનો ત્યાગ, એ સાધનો દ્વારા એલચી પોતાના માલિકનું હિત અવશ્ય સાધી શકશે.

દૂતકાર્ય માટે જેને મોકલવામાં આવે, તે માણસ ચિત્તનો દૃઢ, હૃદયનો પવિત્ર અને મનોહર પ્રકૃતિવાળો હોવો જોઈએ.

રાજાઓની સાથે ફરવાના જેમને કોડ હોય, તેમણે પોતાનું વર્તન, અગ્નિ સમક્ષ તાપવા બેઠેલાં મનુષ્યો જેવું રાખે છે તેવું જ રાખવું ઉચિત છે; એટલે કે તેઓ ઝાઝા પાસે પણ ન જાય અને વિશેષ દૂર પણ રહે નહિ.

કોઈ પણ વાત લપાઈને સાંભળો બધાથી કે તમારાથી ગુપ્ત રખાયેલી વાત યુક્તિપૂર્વક કઢાવી લેવાની કોશિશ કરવી નહિ; અને તે ગુપ્ત વાત ત્યારે જ ગ્રહણ કરો કે જ્યારે તમને સ્વેચ્છાપૂર્વક કહેવામાં આવે.

રાજા નાનો હોય, સગોસંબંધી હોય, અથવા વગવાળો હોય તો પણ તેને તુચ્છ નાહ લેખતાં તેના રાજતેજ આગળ આદરપૂર્વક ચાલો.

દિલની વાત, કહેતાં પહેલાં સમજી જાય, તેવા મનુષ્યને માત્ર મનુષ્ય નહિ પણ દેવ સમજો.

દેખાવ પરથી જ મનુષ્યના મનોભાવ પામી જવાની જેમનામાં શક્તિ છે, એઓને હરકોઈ પ્રકારે તમારા સલાહકાર બનાવો.

અરે, ઓ વક્તૃત્વકળાના પારંગત અને રસજ્ઞતાના સંપાદક! તારા શ્રોતાઓનો બરાબર અભ્યાસ કરી લે અને એમને અનુકૂળ આવે એવું જ તારું વક્તવ્ય થવા દે

જે લોકો સભાની પ્રકૃતિને બરાબર પીછાણ્યા વગર તેની આગળ વ્યાખ્યાન કરે છે તેઓને વક્તૃત્વકળાની ગતાગમ જ નથી.

શાણાઓના જ સભામાં શાણપણની ચર્ચા કરો અને મૂર્ખાઓના સાથે તો સાદાઈ જ ધારણ કરો.

વૃદ્ધોની સભામાં આગળ નહિ પડવા જેટલો આત્મસંયમ કેળવો. એ પણ એક અગત્યનો ગુણ છે.

# સાધકો અને વિભિન્ન ધર્મમતો

અનુવાદકઃ—
શ્રી. જયન્તીલાલ મંગળજી ઓઝા
બી. એ. એલ એલ. બી.

૧. જુદાજુદા માણસો એકના એક પાણીને જુદેજુદે નામે ઓળખાવે છે. કેટલાક તેને 'પાણી' કહે છે, કેટલાક 'જળ', કેટલાક 'એક્વા', ( Aqua ) કેટલાક 'વારિ' એવાં નામ આપે છે. તે જ રીતે એક સચ્ચિદાનન્દને જ કોઈ 'ગોડ' ( God ) કોઇ 'અલ્લાહ,' 'હરિ' અને કોઈ 'બ્રહ્મ' કહીને ભજે છે.

૨ કુંભારને ત્યાં કુંજા, તાવડી, કથરોટ, વાટકા, હાંડલા-એમ જુદાંજુદાં વાસણો હોય છે, પણ બધાં એક જ માટીમાંથી બનાવેલાં હોય છે. તે જ રીતે ઈશ્વર એક છે, પણ ભિન્નભિન્ન યુગે અને દેશે ભિન્નભિન્ન નામે અને ભાવે તેની આરાધના થાય છે.

૩ એક જ ખાંડમાંથી જુદાજુદા આકારનાં પશુ-પંખીનાં ખાવાનાં રમકડાં બને છે, તે જ રીતે એક જ જગદમ્બા જુદાજુદા યુગમાં અને દેશમાં, જુદેજુદે નામે અને સ્વરૂપે પૂજાય છે.

૪ સોનામાંથી વિવિધ અલંકારો બને છે. અંદરની ધાતુ એક હોવા છતાં, તેમનાં જુદાંજુદાં નામ પડે છે અને દેખાવમાં જુદાંજુદાં રૂપ માલુમ પડે છે, તે જ રીતે ઇશ્વરના સંબંધમાં સમજવું. જુદીજુદી ધારણા પ્રમાણે તેને વિવિધ રીતે ભજવામાં આવે છે. કેટલાક તેને પિતા તરીકે, કેટલાક માતા તરીકે તથા કેટલાક સખા તરીકે અને કેટલાક પતિ તરીકે, કેટલાક અન્તર્યામી તરીકે તથા કેટલાક પોતાના મધુર બાળક તરીકે તેને ગણવાનું પસંદ કરે છે. પરન્તુ આ વિવિધ ભાવે એક જ ઇશ્વરની આરાધના કરવામાં આવે છે.

૫ એક સમયે વર્ધમાનના મહારાજાના દરબારમાં શિવ અને વિષ્ણુ એ બે દેવમાંથી કયા દેવ વધારે મોટા, એ સંબંધમાં વિવાદ શરૂ થયો. કેટલાક પંડિતો કહે, શિવ વધારે મોટા, કેટલાક કહે વિષ્ણુ. જ્યારે વિવાદે ઝઘડાનું સ્વરૂપ પકડ્યું, ત્યારે એક ડાહ્યા પંડિતે કહ્યું; "પંડિત મહાશયો! મેં તો વિષ્ણુને પણ નથી જોયા, અને શિવને પણ નથી જોયા. હું કેમ કહી શકું કે બેમાંથી વધારે મોટા કોણ?" એ જ પ્રમાણે એક દેવની બીજા દેવ સાથે સરખામણી કરવી નહીં. જ્યારે એમાંથી કોઈના પણ દર્શન થશે, ત્યારે સમજાશે કે, એ બધા એક જ બ્રહ્મનાં સ્વરૂપો છે.

## વિભિન્ન ધર્મમતો એટલે વિભિન્ન માર્ગો

૬ મોટાં તળાવોમાં નહાવા માટે ઘણાયે ઘાટ બાંધેલા હોય છે. નહાવા માટે અથવા પાણી ભરવા માટે માણસ ગમે તે ઘાટે જાય, તોય પાણી નજીક પહોંચે છે; જો કોઇ પોતાના ઘાટને બીજાના ઘાટ કરતાં વધારે સારો કહી ઝઘડો કરવા માંડે, તો એ મોટી મૂર્ખાઇ છે. એ જ રીતે શાશ્વત આનન્દના જળાશયના પાણીને પહોંચવા અનેક ઘાટ છે. પ્રત્યેક ધર્મ એ એવો એક ઘાટ છે. નિષ્કપટ અને આતુર હૃદયે સીધેસીધા આવા ગમે તે ઘાટ ઉપર પહોંચો, તમને અવશ્ય સચ્ચિદાનન્દ રૂપી જળની પ્રાપ્તિ થશે. પરંતુ એમ ન કહેવું કે મારો ધર્મ બીજાના ધર્મ કરતાં વધારે સારો છે.

૭ ઇશ્વરનાં નામ અનેક છે, સ્વરૂપ પણ અસંખ્ય છે. અને તેમાંથી ગમે તે દ્વારા તેમની પાસે પહોંચાય છે. ગમે તે નામ કે સ્વરૂપ દ્વારા તેને ભજશો તો તમને તેમનો સાક્ષાત્કાર થશે.

૮ જુદાજુદા ધર્મમતો અને સંપ્રદાયો એ તેમને પહોંચવાના જુદાજુદા માર્ગો છે. કલકત્તામાં કાલીઘાટ પરના મા કાલીને મંદિરે જવા માટે ઘણા માર્ગો છે. તે જ રીતે પ્રભુને ધામે પહોંચવાના અનેક રસ્તાઓ છે. પ્રત્યેક ધર્મ એટલે એકએક આવો માર્ગ.

૯ કેટલાંક વર્ષો પહેલાં જ્યારે સનાતનીઓ અને બ્રાહ્મો બન્ને પોતપોતાના ધર્મમતોનો ખરા મનથી અને ઉત્સાહથી પ્રચાર કરી રહ્યા હતા, ત્યારે કોઈએ પરમહંસદેવને આ બંને પક્ષો સંબંધી તેમનો શો અભિપ્રાય છે એવો સવાલ પૂછ્યો હતો. તેના જવાબમાં પરમહંસદેવે કહ્યું હતું કે, "મારી દૈવી મા આ બન્ને પક્ષ દ્વારા પોતાનું કામ કરાવી રહી છે એમ મને ચોકખું દેખાય છે."

૧૦ હિન્દુધર્મ અને બ્રાહ્મો સમાજના મત વચ્ચે શો તફાવત છે એમ કોઇ પવિત્ર બ્રાહ્મોસમાજીએ પૂછ્યું

પરમહંસદેવે કહ્યું હતું કે, "સા,રી,ગ,મ,ના સ્વર-સપ્તકના એક જ સ્વર અને આખા સપ્તકની વચ્ચે જે તફાવત છે તેના જેવો આ બેની વચ્ચે તફાવત છે. ખ્રિસ્તમત બ્રહ્મના એક જ સ્વરથી સંતોષ માને છે, જ્યારે હિન્દુધર્મમાં આવા અનેક સૂરો છે, અને તે બધા ભેગા મળી મધુર સંગીત ઉત્પન્ન કરે છે.

૧૧ ઘરના છાપરા પર જવું હોય તો કોઈ નીસરણી વાપરીને, તો કોઈ દાદરેથી કે દોરડાની મદદથી ઉપર પહોંચી શકે છે, તે જ રીતે ઈશ્વરને પહોંચવાના વિવિધ માર્ગો છે, અને દરેક ધર્મ એકએક માર્ગ બતાવે છે.

૧૨ વિજળીક બત્તીઓ શહેરના જુદાજુદા ભાગોને વધારે-ઓછે તેજે પ્રકાશિત કરે છે, પરંતુ એ બત્તીઓના પ્રકાશના આધારરૂપ વિજળીક શક્તિ તો એક જ ભંડારમાંથી આવે છે. એ જ પ્રમાણે બધા દેશ અને કાળના ધર્માચાર્યો પરમાત્માના દીવા સ્વરૂપ છે, તેમની શક્તિ તો સર્વશક્તિમાન પ્રભુ પાસેથી જ આવે છે.

૧૩ બધાં શિયાળોની લાળી (અવાજ) એક સરખી હોય છે, તે જ રીતે બધા મહાત્માઓનું કહેવું એકસરખું હોય છે.

## ધર્માંધતાનું કારણ અને નિવારણ

૧૪ અજ્ઞાનને લઈને સાધારણ માણસ પોતાના ધર્મને સર્વશ્રેષ્ઠ માને છે, અને મોટી ધાંધલ ખૂબ કરે છે; પણ જ્યારે સત્ય જ્ઞાનથી તેનું મન પ્રકાશિત થાય છે ત્યારે બધા સાંપ્રદાયિક ઝગડાઓનો અંત આવી જાય છે.

૧૫ બે માણસો કાચંડાના રંગ સંબંધી વિવાદ કરતા હતા. એકે કહ્યું કે, 'આ સામેના ઝાડ પરના કાચંડાનો રંગ ચમકદાર રાતો છે; બીજો કહે કે, 'તારી ભૂલ થાય છે; તેનો રંગ રાતો નહીં, પણ વાદળી છે.' અંદરઅંદર આ વાદવિવાદનો અંત આવે એમ ન હોવાથી તેઓ બન્ને એ ઝાડ નીચે કાયમ રહેનાર એક મહાત્મા પાસે ગયા. તે બે માણસોમાંથી એકે તેમને પૂછ્યું, 'બાપુ! આ ઝાડ પરના કાચંડાનો રંગ રાતો છે ખરું ને?' મહાત્માએ જવાબ આપ્યો, "હા, ભાઈ." તરત જ બીજાએ કહ્યું, "બાપુ! આપ આ શું કહો છો? એ તો અસંભવિત છે. કાચંડાનો રંગ તો રાતો નહીં, પણ વાદળી છે." મહાત્માએ તેને પણ નરમાશથી જવાબ દીધો, 'હા, ભાઈ.' તે મહાત્માને ખબર હતી કે કાચંડો કાયમ રંગ બદલતો રહે છે, તેથી તેમણે બન્ને વિરોધી વાત કરનારને હા કહી. સચ્ચિદાનંદ ઈશ્વરના સબંધમાં પણ એમ જ છે. તેનાં પણ અનેક સ્વરૂપો છે. જે ભક્તે ભગવાનના એક સ્વરૂપનાં જ દર્શન કર્યાં છે, તેને તે એક સ્વરૂપની જ માહીતી હોય છે. જેણે પ્રભુનાં વિવિધ સ્વરૂપોનો સાક્ષાત્કાર કર્યો છે, તે જ કહી શકે કે, 'ઈશ્વર અનેક સ્વરૂપવાળો હોવાથી આ બધાં તે જ ઈશ્વરનાં સ્વરૂપો છે. તે સાકાર તેમ નિરાકાર બંને છે અને તેનાં કેટલાં સ્વરૂપો છે તે તો કોઈ કહી શકે એમ જ નથી.

૧૬ દળ (લીલને માટે બંગાળી શબ્દ) ચોકખા પાણીવાળાં તળાવોમાં બાઝે નહીં, એ તો ગંદાં, ગંધાતાં, નાનાં ખાબોચીઆંમાં જામે છે. તે જ રીતે જે ધર્મના માણસો નિઃસ્વાર્થી, પવિત્ર અને ઉદાર ભાવનાવાળા ત્યાં દળ (સંપ્રદાય) જામતાં નથી, પણ જે ધર્મનાં માણસો સંકુચિત, સ્વાર્થી અને ધર્મઝનૂની હોય ત્યાં તે જોવામાં આવે છે.

૧૭ દળ પાડવાં એ સારું છે? દળ (લીલ) વહેતા પાણીમાં ઊગી શકે નહીં, એ તો બંધીઆર ખાબોચીઆમાં જ જામે જેમનાં હાથ-મન ઈશ્વર તરફ સતત વહી રહ્યાં છે, તેમને આવી વાતો માટે સમય હોતો નથી. જેને માનમરતબાની ભૂખ હોય છે, તે આવા જુદાજુદા પક્ષો રચો-બાંધે છે.

૧૮ માપ કરીને માણસ પોતાની જમીનની આસપાસ આડ ઊભી કરી શકે, પણ ઉપરના અનન્ત આકાશના ભાગલા પાડી શકાતા નથી. ઉપરનું અવિભક્ત આકાશ પણ સર્વને વીંટળાઈવળી સર્વનો પોતમાં સમાવેશ કરે છે. આમ જ અજ્ઞાની માણસ કહે છે કે, 'એકલો મારો ધર્મ જ સાચો છે અને તે જ સર્વશ્રેષ્ઠ છે. પરંતુ જ્યારે તેના હૃદયમાં સત્ય જ્ઞાનના પ્રકાશનો સંચાર થાય છે, ત્યારે તેને સમજાય છે કે સંપ્રદાયોના અને મતમતાંતરોના આ બધા ઝગડાથી પર એવો એક અખંડ સચ્ચિદાનંદ છે.

# સદ્‌બોધ-કુંજ

'બીમારી પણ ભગવાનની કૃપા.—અશ્વિનીકુમાર દત્તના ગુરુનું નામ રામનારાયણ વસુ હતું. એ અડગ ભગવદ્‌વિશ્વાસુ ભક્ત હતા. જીવનના પાછલા દિવસોમાં તેમને લકવો થયો હતો અને તે રાજગૃહમાં રહેતા હતા. શ્રી અશ્વિનીકુમાર તેમનાં દર્શન કરવા ગયા અને ગુરુની બીમારીને લીધે ગંભીર તથા ઉદાસ મુખથી તે ઘરમાં ગયા. તેમણે પ્રણામ કર્યા તે જોઈને ગુરુ બહુ રાજી થયા અને કહ્યું, 'ભાઈ અશ્વિન! તમે તો બહુ દિવસે આવ્યા છો. આવો, આવો, કહીને તેમણે એક જ હાથથી તેમને આલિંગન કર્યું. બીજા હાથે લકવો થયો હતો. ત્યારબાદ ગુરુ રામનારાયણજી મહાત્માઓની વાણી, ગીતા તથા ઉપનિષદોના મંત્ર સંભળાવવા લાગ્યા. દુઃખનું કોઈ પણ જગાએ નામ-નિશાન ન હતું. ઉપરાંત બહુજ આનંદ છવાયો હતો. ત્યાં ને ત્યાં એક પ્રહર વીતી ગયો, સમયની ખબર પણ પડી નહીં. ત્યારબાદ અશ્વિનીકુમારે વિદાય માગતાં કહ્યું; 'તમારી તબીયત બીમાર સાંભળીને હું સમાચાર પૂછવા આવ્યો હતો. મારા મનમાં મોટી ઉદાસીનતા છવાઈ હતી; પરંતુ અહીં આ તો મેં અનેરો રંગ જોયો. જાણે કંઈ જ દુઃખ નથી. તમે ત્રણ મહિનાથી માંદગીના બીછાના પર પડ્યા છો. શું આપને કંઈ પણ દુઃખનો અનુભવ નથી થતો?' અશ્વિનીકુમારની વાત સાંભળીને રામનારાયણજીએ હસતાં-હસતાં કહ્યું, 'ભાઈ અશ્વિન' દેખો, હું ઘરડો થઈ ગયો ભગવાનની કૃપાથી અત્યારસુધી કેટલાંય સુંદર-સુંદર દૃશ્ય જોયાં, કેટલાંય સુંદર સુખ-આરામ ભોગવ્યા, હવે તેમની કૃપથી મારે થોડાક દિવસ રોગશય્યા પર સૂતાંમાં કેમ પ્રસન્ન ન થવું જોઈએ? માટે ભગવત્ કૃપા કોઈ પણ રૂપમાં આવે, બન્ને સ્વરૂપ તેમનાં જ છે ને! માટે તેનો અંગીકાર બહુજ પ્રસન્નતાપૂર્વક કરવો જોઈએ.'

*

## ઉત્તમ વૈરાગ્ય

(૧) ગોવિંદ સ્વામી ઉત્તર હિંદુસ્તાનના વતની હતા. અને તેમના પાસે અનેક પ્રકારની જંગમ અને સ્થાવર મિલ્કત હતી. પણ સદ્‌ગુરુના પ્રતાપથી એ નશ્વર વસ્તુ પર તેમને વૈરાગ્ય થતાં ઘરબાર છોડી જંગલમાં ચાલ્યા જતાં હતા. ત્યાં એક નદી કાંઠે વિશ્રામ લેવા બેઠા હતા ત્યાં એક ગણિકા લાખ્ખો રૂપિયાનું ધન લઈને એક શહેરમાંથી ભાગી નીકળેલી હતી, તે મળી. ગોવિંદ સ્વામીનું શરીર ગોરું તથા બહુ રૂપાળું હોવાથી પેલી ગણિકાનું મન તેમની સાથે ગૃહસ્થાશ્રમ કરવાનું થયું એટલે પોતાની પાસે જે લાખ્ખો રૂપિયાના હિરા માણેક ઇત્યાદિ દ્રવ્ય હતું તે ગોવિંદ સ્વામીના પગમાં મુકીને કહ્યું કે, હું તમારી છું. ગોવિંદ સ્વામીએ મનમાં વિચાર્યું કે, કોઈ પણ મનુષ્ય સંસારના વૈભવો મુકી પ્રભુનું ભજન કરવા નીકળે છે, તેને રિદ્ધિસિદ્ધિ નડે છે. મને પણ તે પ્રમાણે થયું છે. એટલે પોતે મનમાં વિચાર કરી દિશાએ જવાનું બહાનું કાઢી પોતાનું લુગડું ગણિકા પાસે મુકી ચાલ્યા ગયા, પણ લક્ષ્મીથી બંધાયા નહિ. એવા ઉત્તમ વૈરાગ્યને ખરેખર ધન્યવાદ છે.

(૨) એક પતિપત્નીને વૈરાગ્ય થવાથી જંગલમાં જતાં રહ્યાં. એક દિવસે ગંગામાં નાહીને આવતાં પતિએ હીરો જોયો એટલે તેને લાગ્યું કે, વખતે મારી સ્ત્રીના જોવામાં આવશે તો તેને માયાનો મોહ થશે, તેથી તેણે હીરા પર ધૂળ નાખવા માંડી. એટલામાં સ્ત્રી પાસે આવી જવાથી પૂછવા લાગી—શું કરો છો? ત્યારે તેણે કહ્યું કે, હીરા ઉપર ધૂળ નાખું છું. ત્યારે સ્ત્રીએ કહ્યું કે, ધૂળ ઉપર ધૂળ નાખવાથી શો ફાયદો? તમારા મનમાં હીરો અને ધૂળ હજુ જુદી વસ્તુ છે, ત્યાંસુધી જંગલમાં રહેવું નકામું છે. હું તો બધું ધૂળ જ સમજું છું. (જુઓ સ્ત્રીનો વૈરાગ્ય)

(૩) એક સ્ત્રીએ પોતાના પતિને કહ્યું કે મારો ભાઈ સંન્યાસી થવાનો છે, ઘણા દિવસથી તે સંન્યાસી થવાને માટે તૈયારી કરી રહ્યો છે. પતિએ ઉત્તર દીધો કે, જા, 'જા, ગાંડી! તે કદી પણ સંન્યાસી થઈ શકશે

નહિ. આગળથી તૈયારી રાખવાથી સંન્યાસી થવાતું નથી.' એેએ કહ્યું, 'ત્યારે કેવી રીતે થઇ શકાય ?' પતિએ કહ્યું; "તારે જોવું છે ?" એમ કહી તરત જ વસ્ત્રો ફેંકી દઈ તેને માતા કહી ઘરમાંથી ચાલી નીકળ્યો, તે ફરી આવ્યો જ નહિ.

*

## ક્ષમા વિષે

કહે છે કે અરબસ્તાનના પાદશાહના કુટુંબીઓની કતલ કરીને એક અપરાધી તે પાદશાહના હજુરમાં પોતાની મેળે આવીને દાખલ થયો. પાદશાહે તેને કહ્યું કે તારૂં બેધડકપણું જોઇને મને આશ્ચર્ય લાગે છે, કારણ કે તે મારો મોટો અપરાધ કર્યો છતાં તું નિશ્ચિન્તપણે મારી સંમુખ આવ્યો છે. અપરાધીએ કહ્યુ કે, મેં મોટો અપરાધ કર્યો છે પણ આપનામાં અપરાધ માફ કરવાનો ગુણ મારા અપરાધ કરતાં પણ મોટો હોવાથી હું આપની સન્મુખ હાજર થયો છું. પાદશાહને ઊંડો વિચાર કરતાં માલુમ પડયું કે આવા અપરાધીને ક્ષમા આપવાથી તે ખુશી થશે ને મારી કીર્તિ વધશે, ને પરલોકનું પુણ્ય પ્રાપ્ત થશે.

—શ્રી કેશવલાલ ઠક્કર

પાર્વતીની દયાઃ-મહાભાગા હિમાચલનંદિની પાર્વતીએ ભગવાન શંકરને પ્રાપ્ત કરવા માટે મહાન તપ કર્યું. શ્રી શંકરે પ્રસન્ન થઇને દર્શન આપ્યાં. પાર્વતીએ પ્રણામ કર્યા. ત્યારબાદ શંકર અદૃશ્ય થઇ ગયા. હવે પાર્વતી આશ્રમની બહાર એક શિલા ઉપર બેઠી હતી એટલામાં તેણે કોઇ ગરીબ બાળકના રડવાનો અવાજ સાંભળ્યો. બાળક બૂમો પાડતો હતો, 'હાય-હાય ! મને મગરે પકડી લીધો છે, તે હમણાં મને ખાઇ જશે. મારાં માતા પિતાને હું એકનો એક જ પુત્ર છું, કોઇ આવો, મને બચાવો. હાય ! મને બચાવો.'

બાળકનો કરુણ અવાજ સાંભળીને પાર્વતી દોડી. જોયું તો એક સુંદર બાળકને સરોવરમાં મગરે પકડયો છે. પાર્વતીના જોતજોતામાં તે મગર બાળકને ખેંચીને સરોવરની મધ્યમાં લઇ ગયો. બાળક બહુ તેજસ્વી હતો, પણ મગરના પંજામાં સપડાવાથી કરુણ રુદન કરી રહ્યો હતો. બાળકનું દુઃખ જોઇને પાર્વતીનું હૃદય પીગળી ગયું. તે બોલી, 'મગરરાજ ! બાળક બહુ ગરીબ છે, તેથી તેને છોડી દો.' મગર બોલ્યો, 'દેવી ! દિવસના છઠ્ઠા ભાગમાં જે કોઈ મારી પાસે આવે છે તેને હું મારો આહાર બનાવું છું. આ બાળક તે અવસરે અહીંયાં આવ્યો છે. એટલે કે બ્રહ્માએ એને મારા આહાર તરીકે મોકલ્યો છે તેથી હું તેને નહીં છોડું.' પાર્વતીએ કહ્યું 'મગરરાજ ! હું તમને નમસ્કાર કરું છું. મેં હિમાલયની ટોચ પર રહીને મોટું તપ કર્યું છે, તેના પ્રભાવથી તમે તેને છોડી દો.' મગરે કહ્યું, 'તમે જે ઉત્તમ તપ કર્યું છે તે મને અર્પણ કરી દો

## નાવિકને....!

( રાસગીત )

સાગરને તીરે એક નાનીશી નાવડી,
ધીરે ધીરે તું હંકારજે હરિ.

જીવન-મુસાફરીએ ઊપડી આ નાવડી
સાગરની પાર તું ઉતારજે હરિ—સાગર૦

આશાનિરાશાનાં મોજાં બહુ આથડે,
મારી આ નાવડી સંભાળજે હરિ—સાગર૦

સાગરને તીરે વાય કળિયુગના વાયરા,
નૈયાને ડૂબતી બચાવજે હરિ—સાગર૦

વચમાં તોફાન ઘણાં વસમી છે વાટડી,
મારી આ નાવડી મઝધાર છે હરિ—સાગર૦

આભે ઘનઘોર દીસે ઝબકે છે વીજળી
નયનોમાં રે'મ ધરી ન્યાળજે હરિ—સાગર૦

સેવક હું નાવ મહીં બેઠો છું શામળા
મારો નાવિક બની તારજે હરિ—સાગર૦

—શ્રી. અમૃતકુમાર શાહ

## શ્રી મહાશકિત સેવાસંઘ સલાપસ ક્રોસરોડ અમદાવાદ

નોંધ—સંઘના સભાસદની વાર્ષિક ફી માત્ર ચાર આના આપી સંઘના સભ્ય બનો. બહારગામથી ફી મોકલનારે પાંચ આનાની ટીકીટે મોકલી આપવી. તેમને બે રંગમાં છાપેલ, ઘરમાં વસાવવા લાયક "શરણાગત દીનાર્ત૦"નો આખો શાકતમંત્ર ભેટ તરીકે મોકલી આપવામાં આવશે. જે ભાઈ-બહેન ૧૦૦ ઉપરાંત સભ્યો નોંધી આપશે તેમનું નામ માસિકમાં પ્રકટ કરવામાં આવશે.

## ગ્રાહકોના સગવડતા ખાતર નીચેના ઠેકાણે 'વિશ્વમંગલ'નું લવાજમ પાકી પહોંચ મેળવીને ભરી શકાશે.

પંડીત નારાયણ મુળજી પુસ્તકાલય
કાલબાદેવીરોડ મુંબઈ નં. ૨

શ્રી મુળશંકરભાઈ, ડવેલોપ ડેપો કેમેરૂલ
સ્ટ્રીટ—અનંતવાડીને નાકે મુંબઈ ૨

મહેન્દ્રરાય દયાશંકર શુકલ C/O સસ્તું
ઔષધ કાર્યાલય બાલાજીરોડ—સુરત

ભગવાનદાસ નગીનદાસ કાળવાળા
બેગમપુરા ગોલવાડ સુરત.

ડી. એન. બ્રધર્સ કણપીઠ બજાર સુરત.

બુકસેલર્સ દેસાઈ બ્રધર્સ બજાર—ભરૂચ

પટેલ ઇન્દુભાઈ શીવાભાઈ
શ્રી રામકબીર હાથીપોળ વડોદરા

જગજીવનદાસ હરગોવનદાસ બુકસેલર
ઘીમડા પોળના નાકે વડોદરા

મહાકાળી બેંગલ્સ સ્ટોર્સ, ન્યાયમંદિર
પાસે, હનુમાન ચકલા, વડોદરા

નર્મદાશંકર ઇશ્વરલાલ પાઠક
રાવપુરા, ભોગીદાસ વિઠ્ઠલની પોળ વડોદરા

હવા ઈલેક્ટ્રીક સ્ટોર ગોકુળનાથજી મંદીર
ડભોઈ

મધુસુદન બાઇલાલ બુકસેલર પાદરા

શ્રીસત્યનારાયણ ભજનમંડળવતી મેનેજર
રણછોડભાઈ ઇશ્વરભાઈ
ઠે. રાણા નારણદાસ હરગોવિંદદાસની
દુકાને પાદરા

શાન્તિલાલ છોટાલાલ—બુકસેલર બાલોદ

ચીમનલાલ છોટાલાલ કંટાવાળા ઉમરેઠ

દુર્ગાપ્રસાદ શર્મા પખાલીરાની
મોરબી

મોહનદાસવલ્લભભાઈપટેલ(સર)કરમસદ

ઠક્કરસુંદરલાલ તેજસીભાઈ— કારીગર

ઉનમીઠાભાઈ કાશીભાઇબજારમાંવીરસદ
વૈષ્ણવ પ્રિન્ટરી બોરસદ

પા. અંબાલાલ ડાહ્યાભાઇ લખાવાડનડીઆદ

દેસાઇ મધુસુદન મગનલાલ દેસાઇવગો
રામદાસભાઈની ખડકી નડીઆદ

શ્રી સૌભાગ્ય કંગનસ્ટોર ભાવસારવાડ,,

કાળીદાસ લલ્લુભાઇ વસો-સ-ક-મળસે

મોતીભાઈ જેઠાભાઇ વડફુવાપાસે પેટલાદ

અમદાવાદ

મધુસૂદન ભોગીલાલ શાહ
હરણવાવાડા, કુંભારવાડા. ૭૨૧/૧,

મોહનલાલ બહેચરદાસ મહેતા શાહપુર
વનમાળી વાંકાની પોળ

અરવીન્દ અન્ડ કો રીચીરોડ
લક્ષ્મી વીલાસ હોટલ પાસે

પટેલ અંબાલાલ ચુનીલાલ
દુધવાળી પોળ શાહપુર

પટેલ શંકરલાલ નારણદાસ
નવી વડવાળી પોળ શાહપુર

મહારાજશ્રી સીતારામજી શર્મા માંડવીની
પોળ સોનીની પોળના મેડા ઉપર

શાહ સોમચંદ અંબાલાલ મહીમાળી તથા

નર્મદાશંકર મુળશંકર રાયપુર કાપડીવાડ

ઠક્કર બુક ડીપો રીચીરોડ પુલ નીચે

શંકરરાવ માધવરાવ ગાયકવાડ શાહપુર
બુખારાની પોળ

હવા ઈલેકટ્રીક સ્ટોર
વાડાપોળ—સામે ખાડીયા

શાન્તીલાલ છોટાલાલ ભટ્ટ
ગોમતીપુર દરવાજા પાસે લીંબાડીશેરી

ભીખાભાઈ સખારામ ખેપકર
મ્યુ. દેરાના ડબા પાસે અસારવા

પુંજાલાલ જેશંકર ત્રીવેદી નવા વાડજ

નાગજીભાઈ મુળજીભાઈ પટેલ,
સરસપુર, પઠાણની ચાલી, રૂમ નં. ૧૫૮

શંકરલાલ ભોલતારામ દીક્ષિત
સત્યનારાયણના મંદિર પાસે કઠલાલ

ગુજરાત જનરલ ટ્રે.કંપની—મહેમદાવાદ

પટેલ કાન્તિલાલ જીવાભાઈ નાપાડ

શામળદાસ ઓધવજી મહુવા

નારાયણભાઈ પ્રેમચંદ ગાંધી બજાર પેટલાદ

ગોરધનદાસછોટાલાલમોદવાડાશેરી ધંધુકા

હર્ષદરાયમણીલાલશાહસુતાલવાલાગોધરા

મણીલાલ બ. શાહ પ્રા. ઓ. ઓફીસ

હનુમાન આશ્રમ બોક્સ નં. ૧૧૨૧ નૈરોબી

શાંતીલાલ નાથુભાઈ ઝુરસંડી

મહારાજ હરીલાલ જીવરામ
પો. બો. ૧૩૮ ટાંગા

લીલાધર પુરૂષોતમદાસ વેદ —ટાંગા

લાલજીભાઈ ગિરધરલાલ ટેરોરો

ગી. પી. સગત પો.બો.૨૪૧મોમ્બાસા
જગન્નાથ પાઠક ડાકોર

ડા. કાનજીભાઈ દામજીભાઈ અંદરજી
તળસીભાઇ રૈયા નાકા પાસે, રાજકોટ

રતીલાલ હરજીવનદાસ ત્રીવેદી રાણપુર

નરભેરામ કુંવરજી ઠક્કર વાંકાનેર

કામેશ્વર પુસ્તકાલય અમરેલી

દેસાઇ પરસોતમદાસ હીરાભાઇ ભીનોર

નાનાલાલ એમ. ત્રીવેદી સીંહદ્વાગાડ

અનંતરાય મોહનલાલ ભટ્ટ

ઠાકરદાસની પેરી કણબીવાડ ભાવનગર

પટેલ વિઠ્ઠલદાસ નાગરદાસ બેટ

મહાશંકર હિંમતલાલ દવે

પો. બો. નં. ૪૨૫ કમ્પાલા

રઘુપતિ રાઘવ રાજારામ; પતિતપાવન સીતારામ.
હરે રામ હરે રામ રામ રામ હરે હરે; હરે કૃષ્ણ હરે કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ હરે હરે

| વાર્ષિક લવાજમ | | હિંદ બહાર |
|---|---|---|
| રૂા. ૫—૪—૦ | તંત્રી: | રૂા. ૭—૮—૦ |
| પાકું બાઇન્ડીંગ | મગનભાઈ છોટાભાઈ દેસાઈ | પાકું બાઇન્ડીંગ |
| રૂા. ૬—૪—૦ | | રૂા. ૮—૮—૦ |

# વિષયસૂચિ



જરૂરી સૂચનાઓ:—

૧. ગ્રાહકોએ પોતાનું નામ-સિરનામું સ્પષ્ટ લખવું જોઈએ. અને પોતાનો ગ્રાહકનંબર લખવાનું ભૂલવું ન જોઈએ.

૨. પત્રનો જવાબ મેળવવા માટે રીપ્લાઇ પોસ્ટકાર્ડ કે ટીકીટ મોકલવી જરૂરી છે.

૩. ગ્રાહકોએ મનીઓર્ડરથી જ લવાજમ મોકલવું જોઈએ. વા. પી. મંગાવવાથી કેટલીકવાર મહીને દોઢ મહીને મળે છે. વી. પી. અને મનીઓર્ડર બન્નેનો ખર્ચ એક જ છે; માત્ર વી. પી. મોકલવાની વ્યવસ્થામાં શ્રમ વિશેષ પડે છે.

અંક તા. ૧૦ મી સુધીમાં ન મળે તો પોસ્ટકાર્ડ લખી મંગાવી લેવો.

લખો:—શ્રી ભક્તિમાર્ગ કાર્યાલય, પો. બો. નં. ૬ અમદાવાદ.

શ્રી વીરવિજય પ્રીન્ટીંગ પ્રેસ, મસ્કાપર્સ રોડ, અમદાવાદ. મુદ્રક અને પ્રકાશક દેસાઈ મગનભાઈ છોટાભાઈ મસ્કાપર્સ રોડ. શ્રી ભક્તિમાર્ગ કાર્યાલય, મોતીવિલા—અમદાવાદ.

# ગ્રાહકોને વિનંતિ

. ગયા અંકમાં આપેલી સૂચના અનુસાર, જે ભાઈઓનાં મની-ઓર્ડરો આવેલાં નથી તથા જેમના તરફથી વી. પી. ન મોકલવાના પત્રો આવેલા નથી, તેમના ઉપર તેઓ ગ્રાહક તરીકે ચાલુ રહેવા માગે છે એમ ગણીને, વિશ્વમંગલના ચૌદમા અને પંદરમા એમ બે વર્ષના સામટા લવાજમ તરીકે રૂ. ૧૦–૪–૦ ના વી. પી. થી મહાભારતનો ત્રીજો ખંડ રવાના કરવાનું શરુ થઈ ચૂક્યું છે.

જે ભાઈઓ ગ્રાહક તરીકે ચાલુ રહેવા માગતા ન હોય અને વી. પી. સ્વીકારવા માગતા ન હોય તેઓ હજુ પણ અમને એક ત્રણ પૈસાનું પોસ્ટકાર્ડ લખી ખબર આપે, કે જેથી એ તેમના ઉપર વી. પી. રવાના થવું બાકી હોય તો તે રવાના કરવામાં ન આવે; જેથી કાર્યાલયને વી. પી. ના પોસ્ટેજ ખર્ચનું નિરર્થક નુકશાન ન થાય.

જેઓ બે વર્ષના સામટા લવાજમને બદલે એક જ વર્ષના લવાજમથી વી. પી. મંગાવવા માગતા હોય તેઓ કૃપા કરી તેની સ્પષ્ટતા કરતું એક પોસ્ટકાર્ડ ન લખ્યું હોય તો લખી જણાવશે.

જેઓને પાકા બાઈન્ડીંગના ખંડો જોઈતા હોય તેઓએ પણ તે માટે પોસ્ટકાર્ડ લખી જણાવવું. પાકા બાઈન્ડીંગના રૂા. રા વધુ થાય છે.

સામટું લવાજમ ભરનારને મહાભારતનો ચોથો ખંડ વહેલો વાંચવા મળે છે અને લવાજમમાં દસ આના ઓછા થાય છે.

**જે મહોદયોએ વી. પી. ન મોકલવા સૂચના ન આપી હોય તેઓને વી. પી. સ્વીકારી લેવા વિનંતિ છે.**

વી. પી. સ્વીકારનારાઓને ચૈત્ર માસમાં ચોથો ખંડ તૈયાર થયે તુરત જ રજીસ્ટર્ડ બુકપોસ્ટથી મોકલી આપવામાં આવશે.



રાવણના દરબારમાં સુલેહ માટે અંગદ





सत्संगं जनयन्परात्मविषये भक्तिं समुद्बोधयन् । कामोद्वेगकुमार्गदम्भजनकं साहित्यमुन्मूलयन् ।
धर्मद्वेषमनुक्षणं प्रशमयन्मन्दं शनैर्मद्गतिं, संजातं खलु 'विश्वमंगल'-मपाकर्तुं जगद्दुर्गतिम् ॥

વર્ષ ૧૩ મું : માઘ–૨૦૦૬ : ફેબ્રુઆરી–૧૯૫૦ : અંક ૧૧ મો


## આશાનો અમર દીવડો

( વ્હાલા ! તારો વિયોગ (૨) દિલડાનું દર્દ છે......રાગ )

પ્રેમીઓનાં હૈયાની માંય (૨) આશાનો દીવડો,
જગમાં અમર ગણાય (૨) આશાનો દીવડો....પ્રેમીઓનાં–૧

કાળજાનું કોડિયું કામણગારું,
ધીમે જલતો સદાય (૨) આશાનો દીવડો....પ્રેમીઓનાં–૨

વાટો વણેલી છે દિલડાના તારથી,
પ્રેમનાં તેલે સીંચાય (૨) આશાનો દીવડો....પ્રેમીઓનાં–૩

વિરહના અગ્નિથી પ્રગટ કરતાં,
કદી નહિ બુઝાય (૨) આશાનો દીવડો....પ્રેમીઓનાં–૪

'પુનિત' દીવડો રહેશે ચિરંજીવ,
કાળજું બાળી ધુંધવાય (૨) આશાનો દીવડો....પ્રેમીઓનાં–૫

શ્રી 'પુનિત'

## સંપાદકીય

### ધર્મ, અર્થ, કામ અને મોક્ષનો રાજ્યતંત્ર સાથે સંબંધ

આ જગતના પ્રાણીઓ પોતપોતાની સ્થિતિમાંથી વિકાસ પ્રાપ્ત કરતા પૂર્ણ સુખ, પૂર્ણ આનંદ, પૂર્ણ જ્ઞાનની સ્થિતિને પ્રાપ્ત કરી શકે એવી જગતકર્તાની ઇચ્છા છે. તેથી જગતકર્તાએ એવી પૂર્ણ સ્થિતિ પ્રાપ્ત કરવાનો માર્ગ જગતમાં રાખેલો છે. તે માર્ગ એ જ 'ધર્મ, અર્થ કામ અને મોક્ષ છે. ધર્મ, અર્થ કામ અને મોક્ષદ્વારા એવી પૂર્ણ સ્થિતિ કેવી રીતે પ્રાપ્ત કરી શકાય છે તે આપણે આગળ જોઇશું, પરન્તુ એ ધર્મ, અર્થ, કામ અને મોક્ષનો માર્ગ આ જગતમાં સુરક્ષિત રહે, એ માર્ગનો નાશ કરનારાઓ અથવા એ માર્ગમાં વિઘ્ન કરનારાઓ ઊભા ન થાય અને દરેક પ્રાણીઓ પોતાના એ માર્ગમાં નિશ્ચિન્ત રીતે આગળ વધી શકે એને માટે, રાજ્યતન્ત્રની આવશ્યકતા સ્વીકારવામાં આવી છે. રાજ્યતન્ત્ર એ માર્ગમાં વિઘ્ન કરનારાઓને નિયમમાં રાખે છે અને પ્રજા સુગમતાથી તે માર્ગમાં આગળ વધી શકે–તે માર્ગમાં પ્રવૃત્ત રહી શકે તેવી વ્યવસ્થા, તેવી સગવડો તે દેશમાં કરતું રહે છે. આ કારણને લીધે પ્રજાના વિકાસમાં–પ્રજાના કલ્યાણમાં રાજ્યતન્ત્ર એ એક અગત્યની અને આવશ્યક વસ્તુ છે.

### ધર્મ અર્થ, કામ અને મોક્ષ એ શું છે?

ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ પ્રજાના વિકાસનો માર્ગ છે. પ્રજા જો વિકાસ પ્રાપ્ત કરી શકે–કલ્યાણ પ્રાપ્ત કરી શકે તો તે આ જ–ધર્મ, અર્થ, કામ અને મોક્ષનાં જ–માર્ગે કરી શકે છે. આ માર્ગથી વિપરીત વર્તીને કોઇ પણ પ્રજા, કોઇ પણ સમાજ, કે કોઇ પણ રાષ્ટ્ર પોતાની પ્રગતિ, પોતાનો વિકાસ સાધી શકે નહિ. તેથી જે સમયમાં રાજ્યવ્યવસ્થા સારી હતી તે વખતે લોકોને આ માર્ગમાં પ્રવર્તવાની બરાબર સગવડ–વ્યવસ્થા જળવાતી હતી. રામચન્દ્ર અથવા યુધિષ્ઠિર વગેરે રાજ્યકર્તાઓના વખતમાં પ્રજા બરાબર ધર્મ, અર્થ, કામ અને મોક્ષના માર્ગમાં પ્રવૃત્તિ કરી શકતી હતી. દરેક પ્રજાજનને પોતપોતાના પરિશ્રમનું સરખું ફળ પ્રાપ્ત થતું હતું. પ્રજાના અમુક માણસો અથવા અમુક વર્ગ કાળાં બજાર અથવા છેતરપીંડીથી ધંધો કરીને થોડા જ વખતમાં 'માલ' મેળવી લઈ શકે–લખપતિ થઇને બેસી જાય અને બાકીની પ્રજાને આખો દિવસ પરિશ્રમ કરવા છતાં અનેક પ્રકારની હાડમારીઓ ભોગવવી પડે, એવું એમની રાજ્યવ્યવસ્થામાં ચાલી શકતું ન હતું. કોઈ અધર્મથી–અનીતિથી વર્તી શકતો ન હતો. અધર્મીઓને શિક્ષા કરવા માટે રાજદંડ ચોવીસે કલાક જાગૃત રહેતો. અધર્મથી વર્તનારાને યથાયોગ્ય શિક્ષા થતી, કાળાં બજાર અથવા ચોરી કરનારાઓનાં હાથનાં કાંડાં કાપી લેવામાં આવતાં. આથી નિર્વિઘ્ન રીતે પ્રજામાં 'ધર્મ' પ્રવર્તી શકતો હતો. અને ધર્મના–ન્યાયના પ્રવર્તવાને લીધે જ પ્રજાજનો અર્થ-કામ પ્રાપ્ત કરી વિકાસના–મુક્તિના–મોક્ષના દ્વારમાં પ્રવેશ કરી શકતા હતા. અર્થ એટલે ધનધાન્ય–સંપત્તિથી કામનાઓને પૂર્ણ કરી પ્રજાના લોકો પૂર્ણકામ થઇને સંસાર-સુખો ઉપર વૈરાગ્ય થતાં સ્વેચ્છાએ જ આત્મદર્શન માટે વાનપ્રસ્થાશ્રમ અને સંન્યસ્તાશ્રમ સ્વીકારતા, આમ પ્રજામાં ન્યાયનું રાજ્ય ચાલવાથી સર્વ લોકો ધર્મ, અર્થ, કામ અને મોક્ષમાં પ્રવૃત્તિ કરી શકતા હતા.

પરદેશીઓની રાજસત્તાથી આ ધર્મ, અર્થ કામ અને મોક્ષનો માર્ગ પ્રજાને માટે રુંધાએલો પડયો હતો. આપણા દેશના લોકોના પરિશ્રમનો બધો અર્થ—બધી સંપત્તિ પરદેશીઓના હાથમાં જતી હતી. આમ ધર્મ અને અર્થની અવ્યવસ્થાને લીધે આપણા દેશની પ્રજા પરિશ્રમ કરવા છતાં કંગાળ અને અપૂર્ણકામ રહેતી. તેને સાચું શિક્ષણ મળતું ન હતું, તેને વેપાર-ઉદ્યોગમાં સમાન સ્થાન મળતું ન હતું, તેને પરદેશીઓ આગળ સમાન ન્યાય મળતો ન હતો. આથી પ્રજાનો આત્મા નાશ પામી રહ્યો હતો, પ્રજાનો વિકાસ રુંગળાઈ—રુંધાઈ રહ્યો હતો, પ્રજાને અસન્તોષ અને પરાધીનતાનો અનુભવ થઈ રહ્યો હતો.

## રાજકીય સ્વાતન્ત્ર્યનો ઉગમ

સદ્ભાગ્યે હવે મહાપુરુષોના પ્રયત્નથી આપણા દેશ ઉપરથી પરદેશી શાસન ગયું છે અને પ્રજાના વિકાસનું બધું તન્ત્ર આપણી પ્રજાના કાર્યકરોના હાથમાં આવ્યું છે. હવે આપણા દેશની પ્રજાના પ્રતિનિધિઓ દ્વારા જ ઘડાએલા આપણા દેશની પ્રજાના સ્વાસ્થ્યના નિયમો (આપણા દેશનું રાજ્યબંધારણ) પ્રવર્તવાના છે. એ રીતે તા. ૨૬ જાન્યુઆરી ૧૯૫૦ થી આપણો દેશ સંપૂર્ણ પ્રજાસત્તાક બને છે. તેથી હવે ઘણા વખત પછી આપણા દેશની પ્રજાના વિકાસનો એ રુંધાઈ ગએલો માર્ગ ખુલ્લો થવાની શકયતા ઊભી થઈ છે. આપણા દેશની પ્રજા માટે આ એક આનંદનો—હર્ષનો પ્રસંગ છે. આપણા દેશ માટે આવો પ્રસંગ લાવી મૂકવા માટે આપણે પરમ કૃપાળુ પરમાત્માનો અને આપણા દેશના મહાન નેતા પૂ. બાપુજી તથા પં. જવાહરલાલજી વગેરેનો જેટલો આભાર માનીએ તેટલો ઓછો છે.

## મહાભારતાંક—તૃતીય ખંડ

રાજ્યબંધારણ ગમે તેટલું સારૂં ઘડાયું હોય પણ તન્ત્ર ચલાવનારાઓમાં જો બધા સ્વાર્થીઓ-ભેગા થયા હોય તો તે સારૂં રાજ્યબંધારણ કાગળનાં પાનાં ઉપર જ રહે છે. અને પ્રજાની સુશીબતો વધી પડે છે. પ્રજામાં ધર્મ—ન્યાય—સલામતી—સુખસગવડ પ્રવર્તી શકતાં નથી. રાજ્યતંત્ર કેવી રીતે ચલાવવું જોઈએ તેનો વિગતવાર લાંબો ઉપદેશ આ તૃતીય ખંડમાં શાન્તિપર્વમાં કૌરવોના પિતામહ ભીષ્મ યુધિષ્ઠિરને કહે છે. ધર્માત્મા યુધિષ્ઠિરની રાજ્યપદ્ધતિ અને ધર્મ, અર્થ, કામ તથા મોક્ષની સમજણ, મહાભારતને પાંચમા વેદરૂપ ગણાવતા આ શાન્તિ-પર્વમાંથી આપણને જાણવા મળે છે. આ તૃતીય ખંડ **અમે આપણા દેશનો સ્વાતંત્ર્યદિન આવતા પહેલાં જ તૈયાર કરી શકયા છીએ અને તેને ગ્રાહકોની સેવામાં રવાના કરવો શરૂ કર્યો છે. સાથે જ આ અગિયારમો અંક ગ્રાહક મહાનુભાવોને સ્વાતન્ત્ર્ય-દિનનાં અભિનન્દન પાઠવવા માટે સ્વાતન્ત્ર્યદિને મળી જાય એ રીતે વહેલો મોકલીએ છીએ.**

આ પછી ગ્રાહકોને, ચાલુ વર્ષનો ફાગણ માસનો બારમો—છેલ્લો અંક મોકલવાનો બાકી રહે છે. સ્વતંત્ર ભારતની લોકસભાના સભાસદો (મેમ્બરો) ની **ચૂંટણી માટે ભારતની સમસ્ત પ્રજાના મતદારોનાં નામોની યાદીઓ (લીસ્ટો) સરકાર તરફથી છાપવાનાં હોઇ છાપખાનાંઓમાં બેત્રણ માસ સુધી તે કામ પૂરજોશથી ચાલવાનું છે:** તે કામના અરસામાં મહાભારતના ખંડ અને માસિક અંકો છાપવામાં બહુ મુશ્કેલી પડે, તેથી ગ્રાહકોને યથાસમય મહાભારતના ખંડો તથા અંકો તૈયાર કરી મોકલવામાં વિલમ્બ થઈ જાય, આથી

આ તૃતીય ખંડ અમે વહેલો તૈયાર કરી દીધો અને હવેનો આ અગિયારમા પછીનો વિશ્વમંગલનો ફાલ્ગુન માસનો અંક પણ વહેલો તૈયાર કરીને, ફેબ્રુઆરીની દશમી તારીખ લગતો ગ્રાહકોને નિવેદિત કરી દઇશું.

ફાલ્ગુન માસમાં વિશ્વમંગલના તેરમા વર્ષના ગ્રાહકોનું લવાજમ પુરૂં થાય છે. અને ફાગણ માસનો છેલ્લો બારમો અંક સર્વને ફેબ્રુઆરીની દશમી તારીખ લગતો મળી જશે. તેથી જે ગ્રાહકમહોદયોએ વિશ્વમંગલના ચૌદમા વર્ષમાં ગ્રાહક તરીકે ચાલુ ન રહેવાનો પત્ર નથી લખી જણાવ્યો તેમને તથા જેઓનાં બે વર્ષનાં (ચૌદમા તથા પંદરમા વર્ષનાં) સામટાં લવાજમો મનીઓર્ડરથી આવેલાં છે અને જેમનાં એક વર્ષનાં લવાજમો આવેલાં છે તેમના ઉપર મહાભારતનો તૃતીય ખંડ વી. પી. અને રજીસ્ટરથી રવાના કરવાનું શરુ કર્યું છે. જે ભાઇઓને ગ્રાહક તરીકે ચાલુ રહેવું ન હોય તેમને એક ત્રણ પૈસાનું પોસ્ટકાર્ડ લખી દેવાની વિનન્તી કરવામાં આવી છે. ગયા બે અંકોથી આ પ્રમાણે વિનન્તી કરવામાં આવી હોવા છતાં જે ભાઈઓએ ગ્રાહક ન રહેવા લખી જણાવ્યું ન હોય તેઓ મહાભારતના ત્રીજા ખંડનું વી. પી. સ્વીકારી લેવા કૃપા કરશે. જેથી કાર્યાલયને વી. પી. ખર્ચનું દશ આનાનું નિરર્થક નુકશાન ન થાય. અમો આથી વારંવાર જણાવીએ છીએ કે, જે ભાઈઓને ગ્રાહક તરીકે ચાલુ રહેવું ન હોય તે અમને એક પોસ્ટકાર્ડ લખી દેવા કૃપા કરે.

## ચતુર્થ ખંડ વહેલો શા માટે

મહાભારતનાં છેવટનાં પર્વોમાં મનુષ્યમાત્રને ઉપયોગી, આ સંસારલીલાનો સાર રજુ થએલો છે. પૃથ્વીનું સામ્રાજ્ય પ્રાપ્ત કર્યા પછી ધર્મમૂર્તિ યુધિષ્ઠિર અને પાંડવોને જીવનનાં જે સત્યોનો અનુભવ થાય છે, તે જાણવાની ઈચ્છા ત્રીજો ખંડ વાંચી રહ્યા પછી ઉત્કટ બની જાય છે. અને સમગ્ર રીતે જોતાં છેલ્લા આ બે ખંડોમાં જે મોક્ષધર્મનું નિરૂપણ થાય છે તે પૂરૂં વાંચ્યા વગર જિજ્ઞાસુ વાચકોને ચેન પડે તેમ નથી. અને એ આખું ય જ્ઞાન જો સમયના અન્તર વિના સળંગ વાંચવામાં આવે તો તેની ઘણી જ અસર થાય તેમ છે. આથી ગ્રાહકો અને જનતાના વાચક વર્ગ તરફથી ચારે ખંડો મેળવવાની માગ થવાથી અમે ચોથો ખંડ પણ આ જ વર્ષે પ્રકટ કરી દેવાના નિર્ણય ઉપર આવ્યા છીએ. હાલમાં પરદેશી કાગળોની આયાત ઉપર અંકુશ આવવાને લીધે કાગળના ભાવો ચઢતા જાય છે અને માલ પૂરતા પ્રમાણમાં મળવાની મુશ્કેલી હોવા છતાં પરમ કૃપાળુ પરમાત્માની કૃપાથી અમે બન્ને ખંડો આ જ વર્ષે બહાર પાડી દેવાનું હાથ ધર્યું છે.

જે ગ્રાહકોએ બે વર્ષના સામટા લવાજમ તરીકે રૂ. ૧૦-૦-૦ મનીઓર્ડરથી મોકલાવ્યા છે તથા જે ગ્રાહકો તૃતીય ખંડનું બે વર્ષના સામટા લવાજમનું રૂ. ૧૦-૪-૦નું વી. પી. સ્વીકારશે તેમના ઉપર ચતુર્થ ખંડ તૈયાર થતાં તુરત જ રજીસ્ટર્ડ બુકપોસ્ટથી રવાના કરવામાં આવશે. લગભગ ચૈત્ર શુકલ પક્ષ સુધીમાં ચતુર્થ ખંડ તૈયાર થઈ શકશે.

ગ્રાહકોને બે વર્ષનું સામટું લવાજમ ભરવાથી મહાભારતનો ચોથો ખંડ વહેલો વાંચવા મળે છે અને લવાજમમાં દશ આના ઓછા થાય છે. વળી

જેઓએ ત્રણ ખંડો વાંચ્યા છે અને વસાવ્યા છે તેમને ચોથો ખંડ પણ વાંચવા-વસાવવાની ઇચ્છા રહેવાની જ, તેથી અમે બે વર્ષનું લવાજમ સામટું લઈ ચોથો ખંડ પણ ગ્રાહકોના વાચનમાં વહેલે જ મૂકી દેવો યોગ્ય સમજીએ છીએ....

તેમ છતાં જે ભાઈઓને એક જ વર્ષના ગ્રાહક થવું હોય તેઓ એક વર્ષના લવાજમનું વી. પી મોકલવા તાકીદે સૂચના આપે, જેથી તેમના ઉપર બે વર્ષના લવાજમનું વી. પી. રવાના થતું અટકાવી એક જ વર્ષનું મોકલવામાં આવે.

વળી જેઓને ત્રીજો અને ચોથો ખંડ પાકા બાઈન્ડીંગના જોઇતા હોય તેમણે તે પ્રમાણેનું (રૂ. ૧૨-૪-૦)નું વી. પી. મોકલવાની સૂચના આપવી.

તૃતીય ખંડમાં કાર્ડ મૂકવામાં આવ્યાં છે. આપ તૃતીય ખંડ વાંચીને તેનો આપના મિત્રો અને સંબંધીઓમાં પ્રચાર કરશો અને જે તેના ગ્રાહકો બનવા ઈચ્છે તેમનાં નામ-સરનામાં તે કાર્ડમાં ભરી મોકલશો. જે ભાઈઓ ગ્રાહક કરી આપીને તૃતીય ખંડમાં જણાવેલ ભેટપુસ્તકોમાંથી ગમે તે પુસ્તક ભેટ મેળવવા માગશે તે તેમને મોકલી આપવામાં આવશે.

હરેક ગ્રાહકે પત્રવ્યવહાર કરતી વખતે પોતાનો ગ્રાહકનંબર લખવાનું અવશ્ય ભૂલવું ન જોઇએ. શ્રી હરિઃ

નિવેદક:
મગનભાઈ છોટાભાઈ દેસાઈ
તંત્રી: 'વિશ્વમંગલ'

---

## એક જ બિન્દુ !

દયાથકી દીલદરિયો તારો ઘૂઘવે અપરંપાર,
પ્રેમપૂરે તવ હૃદે સુકોમળ રેલે અમૃતધાર
માગું એક જ બિન્દુ આપ !

ઓજભર્યો તુજ દેહ દીસે, બળવાન અધિક અમાપ,
એ તુજ દેહભર્યા બળમાંથી એક બલું હરિ આપ:
માગું એક જ બિન્દુ આપ !

સદ્બુદ્ધિ-સાગર તુજ ભરીયો ગ્રહુલાપે ન સમાય,
શું માગું ! હરિ શું માગું ! નવ કાંઈ સઝે હરખાય;
માગું એક જ બિન્દુ આપ !

સત્ ચિત-આનંદ નામ મનોહર
એ કથમ ઝાંખી ન થાય,
જો હરિ એક જ ફોરમ વરસે તે ધકી કંઇ વર્તાય;
માગું એક જ બિન્દુ આપ !

એક નહિ, પ્રત્યેક વિષે હરિ:પૂર્ણ કરો મુજ આગ,
દાન, ધ્યાન કે ચિંતનમાંનું કાંઈ ન 'સેવક' પાસ;
માગું એક જ બિન્દુ આપ !

—શ્રી. અમૃતકુમાર

# આઝાદી

શ્રી. શાન્તિલાલ ઠાકર, M. A.

આઝાદી સર્વ પ્રાણીને પ્યારી છે. દરેક મનુષ્યને સ્વતંત્ર થવું ગમે છે. તેને માટે વીર પુરુષો શહીદ બને છે, યુદ્ધમાં ઝઝુમે છે, જેલયાત્રા કરે છે, ભયંકર યાતનાઓ મૂગે મોઢે-હસતે મુખડે સહન કરે છે; માતા, પિતા અને પત્ની તથા બાલબચ્ચાંનો વિયોગ વધાવી લે છે, દુન્યવી સુખો અને એશઆરામની પરવા કરતા નથી. પછી ભલે તે આઝાદી પોતાની વ્યક્તિગત હોય, કે સારા દેશની. પિંજરામાં પૂરાયેલું પંખી બહાર નીકળવા જોરશોરથી પાંખો ફફડાવે છે, અને પિંજરાના સળિયા સામે ચંચુપ્રહાર કરે છે, અને માથું અફાળે છે. પાંજરામાં પૂરાયેલો સિંહ અથવા વાઘ ભયંકર ગર્જના કરે છે, અને પિંજરાના સળિયા સામે ધુમરીને પંજો ઉગામે છે. જેલમાં પડેલો કેદી તેમાંથી છૂટવા માટે અનેક તરકીબો કરે છે, સુરંગો ખોદે છે, કાવતરાં રચે છે, અને મુક્તિ માટે શિરફટ્ટે તે પ્રયત્ન કરે છે. આ શરીર, મન તથા હૃદયનાં મોહબંધનોમાંથી છૂટવા માટે યોગી ચિત્તવૃત્તિના નિરોધ જેવું કઠિન કામ કરવાને તત્પર થાય છે. અનેક પ્રકારનાં અટપટાં આસનો સિદ્ધ કરવાની ગડમથલમાં પડે છે, વાયુને બાંધવા જેટલું દુષ્કર પ્રાણનિરોધનું કામ સજીવ પ્રાણાયામની વિધિ દ્વારા કરવા માટે તે કટિબદ્ધ થાય છે. બાળકોને માતાપિતાની તથા શિક્ષકોની જોહુકમી અકારી લાગે છે. સ્ત્રીઓને પુરુષોની ગુલામીની ધુંસરી ગમતી નથી, અને તેને ફગાવી દેવા તથા સમાન અધિકારનો હક્ક મેળવવા આકાશ-પાતાળ એક કરે છે, ગરીબો તથા શોષિત વર્ગો ધનિકો તથા મૂડીવાદીઓ સામે રક્તની ધાર ઉછાળીને પણ ક્રાન્તિ પોકારે છે. પ્રેમઘેલાં યુવાન યુગલ સમાજની બળજબરીની સામે થઈ, દેનાં બંધનો ફગાવી દઈ કોઈ નવી જ દુનિયામાં પોતાના પ્રેમનું સ્વર્ગ સ્થાપવા હિંમતથી અંધારામાં ભૂસકો મારે છે. આઝાદી! તારી ખાતર આ જગતમાં શું શું નથી થયું! સાચે જ તું સૌને પ્રાણથી પણ વધારે પ્યારી છે.

આ આઝાદીની ઝંખનામાં જ માણસની પ્રગતિ છે. તેનાથી તે શાણો, પ્રેમાળ, નીડર, સ્વાર્થત્યાગી બની શકે છે. પણ તે જ આઝાદીની ભાવના જો સંકુચિત અને વિપરીત હોય તો તે માણસને ક્રૂર, ઝનુની, પારકાઓનાં કલ્યાણ અને આઝાદી પ્રત્યે અંધ, અવિચારી નરપિશાચ બનાવી મૂકે છે. આઝાદી તો રસાયન જેવી છે. જો બરાબર અનુપાન સાથે, યોગ્ય માત્રામાં લેવામાં આવે તો તે અમૃતની ગરજ સારે છે, અને માણસને નીરોગી, બળવાન અને અનેક ગુણોથી અલંકૃત બનાવે છે. પણ જો તેની સાથેની વિહિત ચરી બરાબર પાળવામાં ન આવે, યોગ્ય અનુપાનનું સેવન કરવામાં ઢીલ અથવા બેદરકારી બતાવવામાં આવે, માત્રાનું પ્રમાણ ન જળવાય, તો તે ફૂટી નીકળે છે, અને મનુષ્યને બદસૂરત, રોગિષ્ઠ, બીહામણો અને ક્રૂર બનાવી મૂકે છે, અને પરિણામે તે વ્યક્તિ તેમજ સમાજ બન્નેને ઘણું જ નુકસાન કરે છે. માટે જ આઝાદીના ઉપાસકોએ બહુ ચેતતા રહેવાનું છે. " The price of freedom is eternal vigilance. " સદાકાળની જાગૃતિ-સાવધાનતા એ આઝાદી કિંમત છે. તેમાં પ્રમાદ ન પાલવે, ગણતરીમાં ભૂલચૂક ન પાલવે, વિપરીત દર્શન ન પાલવે, અનુદાર અને સંકુચિત દૃષ્ટિ ન પાલવે.

આ આઝાદીની ભાવનાનું મૂળ માણસના આત્માની સ્વતંત્રતામાં છે. મૂળ સ્વરૂપે આત્મા મુક્ત, બંધનના આવરણથી રહિત, એક, કૂટસ્થ, સાક્ષી, સચ્ચિદાનંદસ્વરૂપ છે. જ્યાંસુધી માણસ પોતાના આ સ્વરૂપનો અનુભવ કરતો નથી, ત્યાંસુધી તે કોઈ કાળે ખરી આઝાદી અનુભવતો નથી. તે 'દાવો' કરીને સાચી મુક્તિનો દમ ખેંચી શકતો નથી. આર્થિક સ્વાતંત્ર્ય, રાજકીય સ્વાતંત્ર્ય, સામાજિક સ્વાતંત્ર્ય, ધાર્મિક સ્વાતંત્ર્ય, વ્યક્તિગત સ્વાતંત્ર્ય, વિચારસ્વાતંત્ર્ય, સાંસ્કૃતિક સ્વાતંત્ર્ય આ અને આવાં બીજાં અનેક ગૌણમુખ્ય સ્વાતંત્ર્યો એ આત્માની સ્વાભાવિક મુક્તિનાં પ્રતિબિંબો જ છે. મનુસ્મૃતિમાં કહ્યું છે કે 'सर्वं परवशं दुःखं सर्वमात्मवशं सुखम्' જેમાં માણસ પરાધીન છે, તેમાં તેને બીજા માણસ પર કે બીજા પદાર્થ પર આધાર રાખવો પડે છે. તે દુઃખરૂપ છે. અને જેમાં તે સ્વાધીન છે, બહારની કોઈ પણ વ્યક્તિ કે પદાર્થ પર તેને આધાર રાખવો પડતો નથી. તે સુખનું સ્વરૂપ છે. અર્થાત્ દ્વેષ, બંધનો, અભિમાન, મમતા, અહંતા, સંકુચિત ખ્યાલો,

મર્યાદાઓ. તરંગો, સ્વપ્નો, ઇચ્છાઓ, કામનાઓ, લાગણીઓ, ઊર્મિઓ આ સઘળાં માણસને પાશમાં જકડી રાખતી શૃંખલાઓ છે, અને તેમાંથી માણસ મુક્ત બની સાચું આધ્યાત્મિક સ્વાતંત્ર્ય ન મેળવે, ત્યાં સુધી તે ખરા અર્થમાં આઝાદ થઈ શકતો નથી.

ભારતવર્ષ આટલાં વર્ષોની યાતના પછી, ભગીરથ પ્રયત્ન પછી, આઝાદ બને છે, તે એવો એક ભવ્ય પ્રસંગ છે કે જેનાથી દરેક માણસનું હૈયું હર્ષથી પ્રફુલ્લિત બને. ભલે હિંદુસ્તાનના અત્યારે તો બે ભાગલા પડયા, એ દુઃખની વાત છે, એ આપણી કોમી એકતાનો અભાવ સૂચવે છે, આપણાં પહેલાંનાં સામૂહિક પાપોનો બદલો છે, આપણને વધારે નબળા, પરદેશી હુમલાની શક્યતા નીચે થરથરતા અને પરસ્પર અવિશ્વાસુ બનાવે છે, છતાંય જો તેનાથી ભવિષ્યમાં હિંદુસ્તાન અને પાકિસ્તાન વચ્ચે સારો ભાઈચારાનો સંબંધ સ્થપાય, પરસ્પર વિશ્વાસનું વાતાવરણ જામે, પરસ્પર ઔદ્યોગિક અને સંરક્ષણ માટેના કોલકરારો થાય, અને એકબીજાનાં મિત્રરાષ્ટ્રો બની રહે, તો આટલી કિંમત આપીને પણ મેળવેલી હિંદની આઝાદી આપણને આનંદનું કારણ બની રહે તેમ છે. પણ આઝાદીને પચાવવાની તાકાત મેળવવાની બહુ મોટી જરૂર છે. હવે આપણને માયકાંગલા રહેવું નહિં પાલવે. આપણે લશ્કરી તાલીમ સૌ યુવાનોને ફરજિયાત રૂપે આપવી પડશે. પાર્થિવવાદમાં હંમેશાં આ જગતમાં પ્રેમ અને અહિંસાનો મંત્ર હજી કામિયાબ થવાની વાર છે. જો ભારતનું રાષ્ટ્ર લશ્કરી દૃષ્ટિએ નબળું રહેશે, તો તેના પડોશીઓ પેટા ઉપર જેમ ભૂખ્યું ડાલ વરૂ તૂટી પડે તેમ, તેના પર આક્રમણ કરશે તેમાં જરા પણ શંકા નથી. હવે આપણે સાચા કેળવણીકારો બહુ મોટી સંખ્યામાં જોઈશે. તો જ આપણે કેળવણી ફરજિયાત અને મફત રાખી શકીશું. પ્રજાનું નવઘડતર કરે તેવી શૈક્ષણિક યોજનાઓ હવે આપણે અમલમાં મૂકવી પડશે. હવે આપણે ગામડાંના લોકોને ભરખી જતા, અને હિંદનું મૃત્યુપ્રમાણ શરમજનક રીતે વધારતા, અનેક રોગોને પહોંચી વળવા ડૉક્ટરવૈદોની એક મોટી સેના ઊભી કરવી પડશે. હવે આપણે ગામડાંની ગરીબાઈ દૂર થાય તેવી આર્થિક યોજનાં અમલી બનાવવી પડશે. હવે આપણે પેદા કરવા પડશે, મોટા મોટા ઇજનેરો જે આપણી લોકમાતાઓ જેવી નદીઓનાં પાણીને ખેતીના કામમાં અને વિજળીના ઉત્પાદન માટે જોતરી શકે. હવે આપણે જોઈશે અનેક દીર્ઘદૃષ્ટિવાળા, સાહસિક, પરમાર્થી, સ્વદેશપ્રેમી વેપારીઓ, ઉદ્યોગપતિઓ અને સંચાલકો. હવે આપણે સાચા જીવનઘડતરથી જ્વલંત કવિતાનો ગાનારા કવિઓ જોઈશે, સ્વપ્નદ્રષ્ટાઓ, નવલકથાલેખકો, ચિંતકો, વૈજ્ઞાનિકો, નિબંધકારો, ઋષિઓ, જીવનની વિચારસરણી પર ઊંડા વિચાર કરનાર વિચારકો જોઈશે. હવે આપણે અનેક સંખ્યામાં પેદા કરવા પડશે, સાહસિક સફર ખેડનારાઓ, સંશોધકો, કલાકોવિદો, નૃત્યકારો, અભિનેતાઓ, ચિત્રકારો, કથાવિધાયકો. આપણે નવીન રાગ-તાલ, સૂર તેમની અનેક મિલાવટો, આયોજનો, તરજો રચવી પડશે. આપણી જીવનકલાની દૃષ્ટિ સર્જનાત્મક, સુંદર, ભવ્ય થવી જોઈએ. હવે આપણે બધાં દેશનિર્માણનાં ખાતાંમાં પરાક્રમી, દેશ માટે ધગશવાળા, કામથી નહીં ભડકનારા, હાડકાંના હરામ નહિ તેવા, સાચા પ્રજાસેવકો મૂકવા પડશે. આમ થશે તો જ હિંદના રાષ્ટ્રનું સાચું અને મજબુત ઘડતર થઈ શકશે. નહિ તો આપણે સંપત્તિવાળો મોંઘામૂલો વારસો અન-ધિકારી પુત્રને સોંપી જનાર ડાહ્યા પિતાના મૂર્ખ પુત્રો પેઠે પ્રાપ્ત કરેલી આઝાદીને ગુમાવી બેસીશું. પણ જો આપણે ઊંઘમાંથી જાગેલા સિંહ પેઠે, કેશવાળી ખંખેરીને, આળસને ફગાવી દઈશું અને રાષ્ટ્રઘડતરના કામમાં લાગી જઈશું, તો વિશ્વશાંતિમાં આપણે આપણો પ્રબળ સૂર પુરાવી શકીશું.

આવી છે આપણી આઝાદીની મંગલમય એંધાણીઓ. આઝાદીની સગી બહેન છે જવાબદારી. જવાબદારી પૂરેપૂરી રીતે સમજીને આપણે તે આઝાદીના સૂચક, આપણા ઇતિહાસ-ઉજ્જ્વલ ઉન્નત ત્રિરંગી ઝંડાને આ આઝાદીના પર્વની ઉષાના કાળે નમન કરીએ તો જ આપણે ખરા હિંદી કહેવાઈએ.

“ જયહિંદ ”

# ભગવાન ભીષ્મ

લેખકઃ કીર્તનાચાર્ય શ્રી સીતારામ શર્મા.

(ગતાંક પૃષ્ઠ ૯૨૦થી ચાલુ)

नित्यनैमित्तिकैश्चैव नियमैरीश्वरार्पितैः ।
बहुजन्मकृतैर्विप्रः सत्वशुद्धिं समश्नुते ॥

સહસ્રાવધિ જન્માન્તરોને વિષે યજ્ઞ, દાન તપશ્ચર્યા ઇત્યાદિ કર્માનુષ્ઠાનથી જ્યારે મનુષ્યોના પાપનો નાશ થાય છે ત્યારે જ તેમનામાં શ્રીકૃષ્ણની ભક્તિ ઉત્પન્ન થાય છે. બ્રાહ્મણે અનંત જન્મોમાં કરેલાં નિત્યનૈમિત્તિક કર્મ નિયમપૂર્વક ઈશ્વરને અર્પણ કરવાનો ક્રમ રાખ્યો હશે તો ત્હેનું ચિત્ત શુદ્ધ થઈને આત્મારામને વિષે પ્રેમ (ભક્તિ) ઉત્પન્ન થયા વગર રહેશે નહીં. એ જ આશયથી પરમાત્માએ શ્રીમુખે જ ગીતોપનિષદમાં કહ્યું છે કેઃ—

स्वकर्मणा तमभ्यर्च्य सिद्धिं विंदति मानवः ।

અધિકારી પુરૂષ શ્રોતસ્માર્ત સાત્વિક કર્માદિથી એ સર્વાન્તર્યામી પરમાત્માનું આરાધન કરે છે અને ત્હેમના અનુગ્રહ વડે સત્વશુદ્ધિ તથા તેનાથી ઉત્પન્ન થનારી જ્ઞાનશુદ્ધિ ક્રમશઃ સંપાદન કરે છે. આ વચન પ્રમાણે આપણે પણ જો આરાધનાપરાયણ થઈશું તો મોક્ષાખ્ય સિદ્ધિના લાભની સાથે નરજન્મની સફલતા થશે.

વ્હાલા ભગવદ્ભક્તો ! દ્રોણાચાર્યે પોતાની ગરીબાઈ ઉપર દુઃખાતાં પાંચાલપતિ દ્રુપદરાજા (દ્રૌપદીના પિતા)ને મળવા ગયા, દ્રુપદે પણ દ્રોણને ઓળખ્યા ન ઓળખ્યા કરીને ઉપેક્ષાથી પૂછ્યું, આપ કોણ ! દ્રોણ કહે, 'અરે રાજા આપણે ભગવાન પરશુરામને આશ્રમે સાથે ધનુર્વિદ્યા શીખતા હતા તે હું દ્રોણ.' છતાં દ્રુપદે ન છૂટકે ઠીકઠીક આચાર્યદેવને સનમાન્યા અને આવવાનું કારણ પૂછ્યું, જો કે દ્રુપદની આ રહેણીકરણીથી દ્રોણ સમજી ગયા હતા છતાં પોતાની નિર્ધનતાને યાદ કરી સકુચિત હૃદયે બાલપણની દ્રુપદે કરેલી પ્રતિજ્ઞાને યાદ દેવાથી, તો જ દ્રુપદ હસીને કહે છે, મહારાજ ! કંઇ ગાંડા તો નથી થયા ને ! રાજા બનવું એ પૂર્વની પુન્યાઈ સિવાય નથી થઈ શકતું અને જો તમારા પ્રારબ્ધમાં રાજ્યસુખ નિર્મિત થયું હોત છે તમે કોઈ રાજપુત્ર તરીકે ન જન્મ્યા હોત ? આ શબ્દો દ્રોણને સહેજ પણ રુચ્યા નહિં. જ્યાં જેને પોતાના બ્રાહ્મણત્વ માટે અને બ્રાહ્મણ ધર્મ પ્રત્યે અભિમાન છે એવા દ્રોણથી રાજાના શબ્દો સહન ન થઈ શક્યા અને સાફસાફ સંભળાવી દીધું; 'ઓ રાજા ! તને રાજ્યલક્ષ્મી અને રાજસત્તાનો કેફ ચડયો લાગે છે. નહિતર આવા શબ્દો તું મને કદી ન કહેત. વળી હું બ્રાહ્મણપુત્ર શું ખોટો છું કે તારા જેવો રાજપુત્ર થાઉં ! ક્ષત્રિત્વ કરતાં બ્રાહ્મણતેજ લાખગણું શ્રેષ્ઠ છે. અને આ મારા વાક્યને ગાધી રાજાના પુત્ર મહાત્મા વિશ્વામિત્રે સિદ્ધ કરી બતાવ્યું. વિશ્વામિત્ર કર્મનિષ્ઠ અને બ્રહ્મનિષ્ઠ વસિષ્ઠને માત કરવા ઘણો પ્રયત્ન કરી થાક્યા છતાં એકેમાં ન ફાવ્યા. ત્યારે છેવટે તેમને પણ બ્રાહ્મણ થવાનો શોખ જાગ્યો. અને સાઠ હજાર વર્ષનું ઉગ્ર તપ કર્યા પછી તે બ્રાહ્મણ થવાને યોગ્ય બન્યા. એટલે કહેવાનું તાત્પર્ય એ છે કે બ્રહ્મત્વ એટલું સોંઘુ નથી કે હું રાજપુત્ર થવાની જિજ્ઞાસા કરૂં. હું તો પ્રભુને કરબદ્ધ પ્રાર્થના કરૂં છું કે હે ભગવાન ! મને જન્મોજન્મ ભારતની પવિત્ર ભૂમિમાં અને બ્રાહ્મણ તરીકે જન્મ આપજે. સજ્જનો ! આ શબ્દો તો ભારતના એક ભાવી મહાન પુરૂષના છે. પણ આજના જમાનાના ભાઈઓને જેમને બ્રાહ્મણ તરફ નફરત થઈ ગઈ છે, એવાઃ ભાઈઓને પણ આધુનિક જમાનાનું હું એક દૃષ્ટાંત આપું છું કે આપણાં જાણીતા યુરોપના લેખક અને પ્રોફેસર મિસ્ટર મેક્સમુલર પણ ભારતની આર્ય સંસ્કૃતિના પુસ્તકો વાંચ્યા પછી ચિત્રવત્ બની ગયા હતા. અને એમણે સંકલ્પ કર્યો કે ભારતની પુણ્ય પવિત્ર ભૂમિની આપણે યાત્રા કરવી. અને પછી એ ભારતની યાત્રાએ આવેલા. ત્યારે એ ભારતના મોટા શહેરો અને તીર્થોની એમણે મુલાકાત લીધેલી. અને છેવટે અમરવાંછિત સ્વર્ગભૂમિ કાશ્મીર આવ્યા ત્યારે મેક્સમુલર પતિતપાવન ગંગામાં સ્નાન કરી ગદ્ગદિત કંઠે બોલ્યા. હે મહાકાળ ભગવાન શંકર અને પતિતપાવની ગંગા માતા ! ભારતી આર્ય સંસ્કૃતી પ્રમાણે મારા-નરતા કરેલાં કર્મનો બદલો લેવા માટે ભારતની કર્મભૂમિમાં જન્મ આપજે. અને તેમાંય કાશીમાં જન્માવજે અને તેમાંય હિન્દુ તરીકે બ્રાહ્મણ કુળમાં જન્મ આપજે કે મારો પવિ

જળમાં સવાર બપોર ને સાંજ ત્રણેય કાળ સ્નાન કરી ઓંકારને અર્ઘ્ય પ્રદાન કર્યું. આ ઇચ્છા આજના જમાનામાં એક યુરોપીઅન જન્માને થાય છે, જ્યારે આજના આર્યાવર્તના આર્યોને હિંદુ, કાશી અને બ્રાહ્મણત્વ પ્રત્યે સૂગ આવે છે. અને એટલા માટે તો હિંદુકોડ જેવા કાયદાઓ ઘડાવી કોણ જાણે આ પવિત્ર આર્યાવર્તના આર્યો પવિત્ર આર્યત્વને ભૂંસી નાખવા કટિબદ્ધ થયા છે. એટલે મારે તો ધન્યવાદ મેક્સમુલરને આપવો કે મારા પ્યારા આર્યોને આપવો ! હું તો મારા પ્રાણ સમા આર્યોને કરબદ્ધ પ્રાર્થના કરું છું કે પુણ્યશ્લોક રાજા રામની માફક બધું ખોવા તત્પર બનો પણ તમારો ધર્મ કદી ન તજશો. અસ્તુ.

તદનુસાર દ્રોણાચાર્યે દ્રુપદ રાજાને આકરા શબ્દોમાં સંભળાવી દીધું કે રાજા ! ભલે તું તારા વચનથી ચ્યુત થાય, પણ તેં મને જે અર્ધું રાજપાટ આપવાનો સંકલ્પ કરેલો તે તારું અર્ધું રાજ્ય હું ન મેળવું તો હું બ્રાહ્મણ મટી જઇશ. એમ કહી આચાર્ય દેવ પાછા ફર્યા અને સીધા જ હસ્તિનાપુર ગયા. આજે દિલ્હી શહેરને હસ્તિનાપુર કહેવામાં આવે છે તે વાસ્તવિક હસ્તિનાપુર નથી પહેલાનું હસ્તિનાપુર ગંગા નદીને કીનારે હતું અને આજનું તો યમુનાકિનારે છે. એટલે આજનું દિલ્હી એ હસ્તિનાપુર નથી. અસ્તુ.

દ્રોણાચાર્ય હસ્તિનાપુર જઇ કૃપાચાર્યના મહેમાન બન્યા. કારણ, કૃપાચાર્યની બેન કૃપીનું તેમની સાથે લગ્ન થયું હતું. દ્રોણાચાર્ય અનેક ચિંતાઓથી ઘેરાએલા, દ્રુપદનું રાજ્ય પાછું કેમ મેળવવું ? દારીદ્રય કેવી રીતે દૂર કરવું એવા અનેક સંકલ્પ વિકલ્પ કરતાં નગર બહાર આવી ચડયા. ત્યાં કેટલાક બાળકો ગીલ્લીદંડાની રમત રમી રહ્યા હતા. તેમાં ગીલ્લી (મોઇ) સામેના કૂવામાં પડી. એટલે બધા છોકરાઓ કૂવાની આસપાસ ઊભા રહી ગીલ્લીને બહાર કાઢવા અનેક પ્રયત્ન કરવા લાગ્યા. આ બધું દશ્ય દૂર ઉભા રહેલા દ્રોણાચાર્ય જોઈ રહ્યા હતા છેવટે બાળકોને હતાશ થયેલા જોઇ આચાર્યદેવ એમની પાસે આવ્યા. બાળકોએ પણ આચાર્યને જોઇને કહ્યું કે અમારી ગીલ્લી અંદર પડી ગઇ છે તો કાઢી આપોને ! આચાર્યદેવ હસીને કહે છે; તમે બધા કોણ છો ! બાળકો કહે છે અમે કુરુકુળમાં ઉત્પન્ન થએલાં પાંડવો અને કૌરવો છીએ, એવા [illegible] દ્રોણાચાર્ય કંઇક અતિ પ્રસન્ન થઇ બોલ્યા તો તમે ગીલ્લી માટે આટલા વખમાં મારો છો ? કુરુકુળમાં ઉત્પન્ન થયેલા રાજપુત્રોને ખરેખર શરમાવા જેવું છે. આચાર્યે એમ કહી એક દર્ભની સળી ઉઠાવી અને તેને મંત્રી અને કૂવામાં ફેંકી. બાળકો કૂવામાં નજર કરી રહ્યા છે ત્યાં એ દર્ભસળી સામાથી ગીલ્લીના પર જઇને ચોંટે છે અને તેને લઇ આચાર્ય દેવના હાથમાં ઉભી રહે છે અને દ્રોણાચાર્યે ગીલ્લી હાથમાં લઇ હસતાં હસતાં સુયોધનના હાથમાં આપી. આચાર્યદેવની આ કળાથી બાળકો બહુ પ્રસન્ન થયા અને એમની ચારે તરફ વીંટળાઇવળી કહેવા લાગ્યા; આપ અમારી સાથે ચાલો. અમે અમારા દાદા ભીષ્મપિતામહને આ વાતથી વાકેફ કરીશું. એટલે આપની અમારા ગુરુ તરીકેની નિમણુંક થશે અને આપ શ્રી અમને ધનુર્વિદ્યા શીખવાડો. પણ આપણા પરિચિત દ્રોણાચાર્યને બ્રાહ્મણ તરીકેનું સ્વાભિમાન હતું. તે બાળકોના કહેવાથી જાય તેવા ન હતા. આ છે અમારે બ્રાહ્મણધર્મ કે આમંત્રણ સિવાય કોઇ પણ સ્થળે ના જવું. જ્યારે આજના બ્રાહ્મણો પૈસાપાત્રની ખુશામત કરવા પહોંચી જાય છે અને પોતાના બ્રાહ્મણધર્મને લજાવે છે એ ખરેખર શોચનીય છે.

આ વિશ્વને બ્રહ્મતેજથી ઉજાળનારા બ્રાહ્મણો
ભવના સૌ સંતાપને ટાળનાર બ્રાહ્મણો
સિંચી સુધામય જ્ઞાન જગને પાળનાર બ્રાહ્મણો
નવજીવન અર્પી પાપાને છે બાળનારા બ્રાહ્મણો
ભારતના ભાનુ તરીકે શોભતા સૌ બ્રાહ્મણો
એની જ આર્યાવર્ત આંખો ઉઘાડો બ્રાહ્મણો.

જાગો જાગો ! મારા ભારતના ભાગ્યસ્રષ્ટા બ્રાહ્મણ દેવો જાગો. આજનું ભારત તમારી આળસે કરી વિરોધીઓના રંગે રંગાવા માંડ્યું છે અને ભારતીય આર્ય સંસ્કૃતિને તિલાંજલિ આપી એટલે કે આર્યત્વને લાત મારી દિનપ્રતિદિન અનાર્યત્વના રંગે રંગાતું જાય છે એ તેમો નજરોનજર નિહાળી રહ્યા છો. તો આપ હવે આળસ ખંખેરી બેઠા થાવ અને ભારતને ખુણેખુણે ઘેરેઘેર જઇ ભારતીય આર્ય સંસ્કૃતિના અને માનવતાના પાઠ પઢાવો અને ભારતને ઉન્નત કરો એ કાર્ય તમો જેટલું સુંદર કરી શકશો તેટલું બીજું કોઇથી નહીં કરી શકે. કોઇ, ખરેખર એટલે

સરસ્વતીનું ઘર. બ્રાહ્મણ એટલે સરસ્વતીનું મંદિર અને એટલા જ માટે આપણા વિષ્ણુ-સહસ્રમાં લખેલું છે કે—

नमो ब्रह्मण्य देवाय गोब्राह्मण हिताय च
जगद्वीजाय कृष्णाय गोविंदाय नमो नमः ।

અરે બ્રાહ્મણત્વ માટે મર્યાદાપુરુષોત્તમ રાજા રામચંદ્રના નાનો ભાઈ લક્ષ્મણલાલે પણ સમરક્ષેત્રમાં રાવણપુત્ર મેઘનાદ જ્યારે શક્તિપ્રયોગ કરવા તૈયાર થયો ત્યારે લક્ષ્મણે પણ હસતાં હસતાં મેઘનાદને કહ્યું કે—

जो भी हथियार तुम्हारे थे,
उन सबने हारी मानी हैं ।
जब शस्त्रयुद्धमें हार गए,
वो ब्रह्म युद्धकी ठानी है ॥
कितने ही आज पतित हो तुम,
पर ब्राह्मण-वंश तुम्हारा है ।
है ब्रह्म शक्तिका अहत्र हमें,
इससे सर झुका हमारा है ॥

अन्यथा तुम्हारी ताकातको,
हमे चकनाचुर और करते ।
ब्राह्मण क्षत्रीका है सवाल,
वर्ना मजबुर और करते ॥
यह कह छातीको आगे कर,
सुखसे वह महा प्रहार सहा ।
अपने कष्टो पर ध्यान न दे,
उस ब्रह्म शक्तिका बाण सहा ॥
बोल उठा संसारकी, गुप्त शक्तियां'धन्य' ।
" रणमें यह ब्रह्मण्यता, नमो देव ब्रह्मण्य " ॥

સજ્જનો! જોયું ને, યુગાવતાર અનંત નારાયણના અવતાર સમા લક્ષ્મણદેવ પણ રાવણપુત્ર મેઘનાદને પતિત વંશનો અંશ અને પોતાનો કટ્ટર શત્રુ હોવા છતાંય એને માન આપે છે. જ્યારે આજના કલિદેવના સામ્રાજ્યના આર્યાવર્તના આર્યો બ્રાહ્મણત્વને ભૂંસવા તૈયાર થયા એ છે કલિયુગનાં એંધાણ.

---

### કૂતરો ઉત્તમ કે મનુષ્ય?

કોઈ એક મહાત્મા બેઠા હતા. તેમની પાસે એક કુતરો આવીને બેસી ગયો. ત્યારે કોઈ અસભ્ય માણસે મહાત્માને પૂછયું,–'તમારા બેમાં ઉત્તમ કોણ?' મહાત્માએ કહ્યું, 'જો હું પ્રભુની સેવાને માટે સત્કર્મ કરૂં ત્યારે તો હું ઉત્તમ છું, અને જો હું ભોગ-વિલાસમાં જીવન વિતાવું તો મારા જેવા હજારો માણસોથી આ કૂતરો ઉત્તમ છે.'

### માથું નીચું કેમ?

એક સજ્જન માણસ બહુ પુણ્યશાળી હતો. એનો હાથ હંમેશાં ઊંચો રહેતો હતો. પરંતુ તે કોઈની તરફ જોતો નહીં. એક દિવસે કોઈકે તેમને કહ્યું; 'તમે ઘણું દાન આપો છો પણ આંખો નીચે કેમ રાખો છો. ચહેરો નહીં દેખવાથી તમે કોઈને ઓળખી શકતા નથી. તેથી કેટલાક લોકો બે વખત લઈ જાય છે.' તેના જવાબમાં તેમણે કહ્યું "ભાઈ! આપવાવાળો તો બીજો કોઈ (ભગવાન) છે. હું તો નિમિત્ત છું છતાં લોકો મને દાતાર કહે છે. એટલા માટે શરમનો માર્યો હું આંખો ઊંચી કરી શકતો નથી."

# મિત્રમીમાંસા યાને મિત્રનો મહિમા

લે. શ્રી ઉમાકાન્ત પાઠક, બી. એ.

'મિત્રમીમાંસા યાને મિત્રનો મહિમા' લખવાની શરૂઆત કરતાં પહેલાં જ વેદકાળ તરફ દૃષ્ટિ નાખવાની ફરજ પડે છે.

ॐ मित्रस्य चर्षणी धृतो यो देवस्य सानसि ।
द्युम्नं चित्र श्रवस्तमम् ॥ ॐ मित्राय नमः ॥

સાથે સાથે બીજી પંક્તિઓ ટાંકીએઃ—

अभि यो महिना दिवं मित्रो बभूव सप्रथाः
अभि श्रवोभिः पृथिवीम् ॥ मं–३–सू. ५९ (७)

મિત્રને અનેક ઉપમા આપીએ અને સૂર્ય સાથે સરખાવીએ તો અતિશયોક્તિ ન જ કહેવાય. મિત્ર એ સાર્વભોમ સત્તાધીશ ઈશ્વર છે. સ્વર્ગમાં પોતાની વડાઈ અમર મોટાઈ અને પૃથ્વી ઉપર પોતાની પ્રભુતા અને ગૌરવ વડે સત્તા ભોગવે છે. આમ સ્વર્ગ અને મૃત્યુલોકમાં તેની અલૌકિક સત્તાનો પ્રભાવ પડે છે.

મિત્ર એટલે મિત્ર જ, જીવનસાથી. સાકર ખાનાર માનવી સાકરના ગળપણ વિષે જેટલું કહી શકે તેટલું જ મિત્ર માટે કહી શકાય. વર્ણન કરવું અશક્ય છે, છતાંય પ્રયાસ આદર્યો છે.

मित्रो देवेष्वायुषु जनाय वृक्त बर्हिषे ।
इष इष्ट व्रता अकः ॥ मं–३ सू ५९ (९)

મિત્ર એટલે ઈશ્વરનોય મિત્ર અને માનવ જાતનો પણ મિત્ર. જે તેને ભજે છે સ્મરે છે અને યાદ કરે છે, તેનો મિત્ર હૃદય અને મનની, તમામ આશાઓ અને અભિલાષાઓ પરિપૂર્ણ કરે છે. મિત્ર એટલે જીવતી-જાગતી-જલતી જ્યોત, મિત્ર એટલે સુખ-દુઃખનો ભાગીદાર. સાચો કલાકાર Amicus usque and aras" 'અંગ્રેજીમાં" A friend even to the alter. વર્ણન કરેલું છે, જે યથાર્થ છે. મિત્ર શબ્દને છૂટો પાડીએ તો મિત્ર કહેતાં 'મિ' એટલે 'મને' અને 'ત્ર' કહેતાં 'તારવું'. મને જે તારે એ મિત્ર. બીજી રીતે અર્થ ઘટાવીએ 'મિ' એટલે 'મને' અને 'ત્ર' એટલે ત્રણેય કાળમાં, સ્મરે તે. ત્રિકાળમાં જે યાદ કરે તે મિત્ર. આથી પણ આગળ વધીએ અને મિત્રને ઉચ્ચ આસને બેસાડી શકીએ. મિત્ર (સૂર્ય) જગતનાં તમામ અંધકારનો નાશ કરે છે. જડ અને ચેતન પદાર્થને સંપૂર્ણ પ્રકાશ આપી જીવંત બનાવે છે. તેમ મિત્ર (friend) જગતના તમામ સામાન્ય વ્યવહારોમાં ઉપસ્થિત થતાં વિઘ્નો મુશ્કેલીઓ અને આવતી આપત્તિઓમાં સહાય કરી સન્માર્ગે દોરવા પ્રેરે છે. અંગ્રેજી સાહિત્યમાં ફક્ત એક જ પંક્તિમાં મિત્રને ચીતર્યો છે. તે એ કેઃ—

" a friend in need, is a friend indeed." મિત્રને સંબોધવા લાયક પણાં જ વિશેષણો છે. તે શબ્દોમાં સત્યતા, અખંડિત વિપુલતા છે, ભાવ છે, વર્તન, સદાચાર હોય, વિશ્વાસ હોય અને ઉત્કટ પ્રેમ હોય તો ખરે મિત્ર (friend) મિત્ર (સૂર્ય) સમાન છે. અને આમ મિત્રને સૂર્ય સાથે મૂકીએ તો ખોટું નહિ.

અરે! મિત્ર અને વરુણની ખાસ દોસ્તી. જીગરની ગાંઠ, એક જ ટોળી, મિત્ર અને વરુણ સાથે જ રહે, કોઈ કોઈ વખત સિદ્ધાંતની ખાતર બન્ને મિત્રો વચ્ચે મતભેદ પડે તોય છૂટા તો પડે જ નહિ. ઋગ્વેદ મં. ૭. સૂ. ૬૬ (૨) માં આ વાત ચોક્ખે ચોક્ખી અને સ્પષ્ટપણે નિરમના પેરા ઋચિતાએ સારી રીતે દર્શાવી છે. વાંચો તો વંચાય. ભણો તો ભણાય, અને સમજો સમજાય. એ કંઈ અણઉકેલ કોયડા ઓછા જ છે!

હા, મારેય પણ મિત્ર છે, હું તો મિત્રને સૂર્યની કક્ષામાં મૂકું છું. વેદના સૂત્રો વાંચ્યા ત્યારથી, પરંતુ, મારા મિત્ર પોતે પોતાની પવિત્ર ગીતાના કર્તા હોય તેમની ઉપાસના પ્રમાણે પોતાની પવિત્ર ગીતાના પાંચમા અધ્યાયના ૧૫માં શ્લોકમાં વર્ણવ્યા પ્રમાણે માને છેઃ—

" જૂનાં વસ્ત્રો ત્યજી દઈને, નવીન ધારે માનવો,
જૂના મિત્રો ત્યજી દેતા, નવા મિત્રો પામતા. "

આ સમયે વેદશાસ્ત્ર ભૂલમાં ન જાય તે માટે અત્રે જરા ટાંકી લેવા હિંમત કરું;

इमां वां मित्रा वरुणा सुवृक्तिम्
इषं न कृण्वे असुरा नवीयः ।
इनो वामन्यः पदवीर दब्धो
जनं च मित्रो यतति ब्रुवाणः ॥ मं. ७ सू. ३६ (२)

મિત્રનું વર્તન એક કમાન્ડર જેવું વર્ણવ્યું છે. અને ખરે જ મિત્ર એટલે કમાંન્ડર–સેનાપતિ.

હે મિત્ર અને વરુણ ! આ ઉપરોક્ત પ્રશંસા કરતું મંગળકાવ્ય આપના માટે જ ઉચ્ચારું છું. હે અજોડ શક્ત ! આપ બન્નેય અમારા ચુસ્ત અને હિતેચ્છુ નાયક છો. મિત્ર ! આપના એક જ શબ્દથી સારું જગત કાબૂમાં રહે છે, આપ એક 'કમાન્ડર ઇન ચીફ' જેવી સત્તા ધરાવો છો. સર્વાધીશ છો, સર્વશક્તિમાન છો.

मित्रेण अग्ने मित्रधेये यतस्व ।

ઓ અગ્નિ ! આપની તો મિત્ર સાથે જ દોસ્તી છે, અને તેવી જ રીતે સંકળાયલા છો. આવી રીતે આપની મિત્રતાએ સારા જગતની સમક્ષ એક આદર્શ મૂક્યો છે, રજૂ કર્યો છે. અને ખરે મિત્રનું એ જ કર્તવ્ય છે.

મૈત્રીના સંબંધમાં એક સુંદર, અલૌકિક, સામાન્ય પણ કુદરતી દૃષ્ટાન્ત આપવું ઉચિત હોવાથી આ યોગ્ય સમયે અને સ્થળે રજૂ કરી, તેનું બારીકાઈથી અવલોકન કરીએ તો તેમાંની પંક્તિએ અને શબ્દેશબ્દમાં કોઈ અનેરી ચમત્કૃતિ વાચકગણને દેખાશે. આ એક સુંદર નિર્મળ જળથી ઉભરાતું સરોવર અને સફેદ પાંખવાળા હંસ વચ્ચે સંવાદરૂપ છે. આ સંવાદમાં મિત્ર કેવા હોવા જોઈએ અને મિત્ર વચ્ચેનો સંબંધ કેવો છે, તે બતાવેલ છે. એક બીજા વચ્ચે જે બંધન છે તે પ્રેમ યાને પ્રીતિબંધનરૂપ છે.

" હંસા ! પ્રીતિ શું કામની,
વિપત પડે ઉડી જાય.
સાચી પ્રિત સેવાળની
જળ સાથે સુકાય. "

સરોવર હંસને કહે છે કે હે હંસ ! તારી સાથેની પ્રીત શું કામની ! કારણ કે સૂર્યના પ્રખર તાપથી જ્યારે સરોવરનું પાણી સુકાઈ જાય ત્યારે હંસ ઊડી જઈ, બીજા પાણીવાળા સ્થળે જાય છે. અને આનંદ ભોગવે છે. લીલું હોય ત્યાંસુધી જ તેને વળગી રહે છે. પરંતુ, સરોવરમાંની જે (લીલ) સેવાળ કે જે સરોવરના પાણી સાથે જ સુકાય છે અને પોતાનો સુંદર દેહ પાણીના સુકાવા સાથે સુકવી નાખે છે, મરી જાય છે, ભોગ દે છે.

આ ઉપરોક્ત સુંદર અને સામાન્ય દૃષ્ટાન્ત બધાએ અનુભવ્યું હશે પરંતુ થોડાએ તેના ઉપર બારીકાઈથી નજર કરી પોતાના જીવનમાં સમજીને ઉતાર્યું હશે. છેવટના ઉપસંહારમાં નીચેના શ્લોક મૂકીએ—

प्र स मित्र मर्तो अस्तु प्रयस्वा
न्यस्त आदित्य शिक्षति व्रतेन ।
न हन्यते न जीयते त्वो तो
नैनमंहो अश्नोत्यन्ति तो न दूरात् ॥
मं ३ सू. ५९ (२)

હે મિત્ર ! જે તને યોગ્ય રીતે યાદ કરે છે, ભજે છે, સેવે છે, મિત્રતા રાખે છે. તે ખરેખર ભાગ્યશાળી છે. જે આ જગતની કોઈપણ શક્તિ તેનો નાશ કરી શકે તેમ નથી, તેમજ તેના ઉપર કોઈ પણ પ્રકારની આફત લાવી શકે તેમ નથી. કારણ કે તેને તારું અમોઘ અને અપૂર્વ રક્ષણ છે, સાથ છે. એમ નિયમ પોતાના સ્વમુખે કહે છે. અરે ! જગતના કોઈ પણ ખૂણેથી કોઈ પણ પ્રકારનું અનિષ્ટ તેની પાસે આવવાની અસર એક સામાન્ય નજર યાને ડોકીયું પણ કરવાની હિંમત કરી શકતું નથી.

અંતમાં મિત્રના માટે માન ઉપજાવતું ગુજરાતના એક શાયરે રચેલું કાવ્ય, અરે, તેનો એક નાનો ટુકડો આપ સર્વની સમક્ષ શાંતિ-તુષ્ટિ-પુષ્ટિ માટે મૂકવાની રજા લઉં છું તે સ્વીકારશો સર્વે.

" માગું છું કે યદિ કદિ અહિં દિવ્ય મિત્રો હમારા;
પ્રેરી જાએ દીન હૃદયમાં સૂક્ષ્મ મંત્રો તમારા,
કોઈ ઝઝી રસવિહીનને શુશ્રૂષા આવડે - ના,—!
તો યે માગું પુનીત પગલાં દેહની ઝુંપડીમાં. "

—અસ્તુ

# • નવનાથ કથામૃત

લેખકઃ કીર્તનાચાર્ય શ્રી સીતારામ શર્મા

( ગતાંક પૃ૪ ૮૧૫ થી ચાલુ )

आयुर्वर्षशतं नृणां परिमितं, रात्रौ तदर्धं गतं ।
तस्यार्धस्य तदर्धमपरं, बालत्ववृद्धत्वयोः ॥
शेषं व्याधिवियोगदुःख सहितं, सेवादिभिर्नीयते ।
जीवे वारितरंगचंचलतरे, सौख्यं कुतः प्राणीनाम् ॥

ભાવાર્થઃ—મનુષ્યના આયુષ્યનું પ્રમાણ આ કલિયુગમાં માત્ર સો વર્ષનું, તેમાંથી અર્ધું આયુષ્ય તો રાત્રિએ ઉંઘવામાં ગયું, એટલે બાકી રહ્યાં પચાસ. તેનું અર્ધું પચીસ વર્ષ તો બાલ્યાવસ્થા ને વૃદ્ધાવસ્થાનાં તદ્દન નકામાં જ સમજી લેવાં આમ પોણોસો વર્ષનો તો કાંઈ ઉપયોગ નહિં, પછી બાકી રહ્યાં માત્ર પચીસ, એમાં તો કુટુંબનું પાલનપોષણ કરવામાં અનેક પ્રકારની આધિવ્યાધિ ને ઉપાધિમાં એટલો સમય વહી ગયો. વળી આપણું જીવન જળમાં ઉત્પન્ન થતા તરંગ જેવું ચંચળ ને ક્ષણભંગુર છે. આવા અલ્પ જીવનમાં આ જીવને સાચું સુખ કયાંથી ને કેવી રીતે મળી શકે! માટે આવા ક્ષણિક જીવનમાં સ્વાત્મકલ્યાણ સાધી લેવા સદ્‌ગુરુનું શરણ સ્વીકારી સ્વરૂપાનંદે સદા જાગ્રત રહેવો.

વ્હાલા સજ્જનો! ગોરક્ષનાથ અને કાનીફનાથ પોતપોતાના ગુરુઓને શોધતાં વિચરી રહ્યા છે, તેમાં ગોરક્ષનાથ પૂર્વના જાલંધરનાથની માફક ગામમાં ન રહેતાં જંગલમાં એકાંતમાં ચાલ્યા ગયા. ત્યાં ફરતાંફરતાં ગાઈ રહ્યા છે; "આદેશ અલખનિરંજન આદેશ અલખનિરંજન" એ ધ્વનિ સાંભળી પાસેના જ કૂવાની અંદર દટાએલા જાલંધર નાથે સામો અવાજ કર્યો. જેથી ગોરક્ષનાથ બે ઘડીને માટે ચિત્રવત્ થઈ ગયા અને દટાએલા કૂવાની પાસે પુનઃ 'આદેશ અલખ નિરંજનનો' અવાજ કર્યો અને સામો પણ કૂવામાંથી પણ આદેશ થયો. પછી બન્નેએ એકમેકનો પરિચય સાધ્યો. પછી બહાર ઉભેલા ગોરક્ષનાથને ક્રોધ થયો. જાલંધરનાથ એ તો મારા ગુરુના ગુરુભાઈ છે અને અહીંના રાજા ગોપીચંદે એમની આવી સ્થિતિ કરી છે એટલે આવેશમાં આવેલા ગોરક્ષે પ્રણામપૂર્વક કહ્યું કે નાથજી! આપ આજ્ઞા કરો તો ગોપીચંદને બંધન બાંધી અહીંઆ લાવું અને તેનો સર્વનાશ કરી નાખું ગોરક્ષના આવા વિચારથી જાલંધરનાથ અંદર રહ્યા રહ્યા આશ્વાસન આપતા થકા બોલ્યા, બેટા ગોરક્ષ! એવું કરવાની કાંઈ જરૂર નથી અને અંતે તો હંમેશાં શાંતિને ધારણ કરવી જોઈએ ગોરક્ષ નમસ્કારપૂર્વક કહે છે; ગુરુ! આપ જેવા સંતમહાનુભાવની કૃપાએ કરી મારામાં તો શાંતિ છે, પરંતુ સત્તાના મદમાં આંધળા બનેલા ગોપીચંદને જરા આંખ ખોલવાની ખાતર અને ફરીથી કોઈ સંતમહાનુભાવને દુભવે નહીં તેની ખાતર જો આપ આજ્ઞા કરો તો સહેજ ચમત્કાર બતાવું નહીં. બેટા ગોરક્ષ! તારા ઉપર ગુરુની સંપૂર્ણ કૃપા છે. તું ગુરુકૃપાએ જે કંઈ કરવા ધારે તે સહજમાત્રમાં કરી શકે એમ છે છતાં જો બેટા દુનીયામાં દિગ્વિજય કર અને તારા ગુરુને શોધી કાઢી તેમની મનવચન કર્મથી સેવા કરી તારું શાશ્વત કલ્યાણ સાધી લે અને માયામાં ડૂબેલા જગતના જીવોને અંધકાર રૂપી અજ્ઞાનમાંથી બહાર કાઢી બ્રહ્મ સત્ય ને જગત મિથ્યા છે ને 'અયમાત્મા બ્રહ્મ, તત્વમસિ' એ વેદવાક્યોને સમજાવી જગતના જીવોને જાગ્રત કરો. કારણ કે જગતના જીવોને કલિદેવના સામ્રાજ્યમાં પગપગ વિચરાવી જાય છે. માટે જાવ બાપ, જગતને પરબ્રહ્મનું ભાન કરાવો.

स्नातं तेन समस्ततीर्थसलिले सर्वापि दत्तावनि–
र्यज्ञानां च कृतं सहस्रमखिला देवाश्च संपूजिताः ॥
संसाराच्च समुद्धृताः स्वपितरस्त्रैलोक्य पूज्योऽप्यसौ ।
यस्य ब्रह्मविचारणे क्षणमपि स्थैर्यं मनः प्राप्नुयात् ॥

ભાવાર્થ—જેનું મન એક ક્ષણ પણ બ્રહ્મવિચારમાં સ્થિર થયું છે તેણે સમસ્ત તીર્થના જળમાં સ્નાન કર્યું છે. તેણે જેટલી પૃથ્વી છે તે બધીનું દાન કર્યું છે, એક સહસ્ર યજ્ઞો કર્યા છે, તેણે નિઃશેષ દેવમાત્ર પૂજ્યા છે, તેણે સંસારથી પોતાના પિતૃઓને ઉદ્ધાર્યા છે ને તે જ ત્રિલોકને પણ પૂજ્ય છે. માટે હે બેટા! ગોરક્ષ ગોપીચંદ પર ક્રોધ કરવાની કોઈ જરૂર નથી. પરંતુ રસ્તામાં તને જો મારા શિષ્ય કાનીફનોભેટો થાય તો તેને અહીંઆ મોકલજે. કારણ અહીંનું કાર્ય એના હાથે થવાનું છે. અને ગોપીચંદ રાજા તો આપણા નાથસંપ્રદાયનો છે અને થોડાક દિવસમાં શિષ્ય બેશે પછી. ગોરક્ષ પ્રણામપૂર્વક જાલંધરના આશીર્વાદ મેળવી આગળ પ્રયાણ કરે છે. હવે ગોરક્ષ જ્યારે ગુરુને મળે છે તે જ ટાઈમે કાનીફનાથ પણ ફરતાફરતા સ્ત્રીરાજ્યની સીમા ઉપર આવી ચડે છે અને એમ જાણ મળી છે કે કોઈ નાથસંપ્રદાયનો કાન ફાડેલો સાધુ સ્ત્રીરાજ્યમાં મૈનાકિની પાસે છે

એટલે કાનિદ્ને ગુરુનો સંદેશો આપ્યો અને તેણે પણ ઓપાગજમાં જઈ ગુરૂને લઈ આવવાનો સંકલ્પ કર્યો અને ઓપાગજમાં પ્રવેશ્યો. પણ પ્રવેશ કરતી વખતે એમના સાથેના પાંચસો શિષ્યો ગભરાઈ ગયા અને અંદરોઅંદર વાતો કરવા લાગ્યા કે ઓપારાજ્યમાં કોઈ પણ પુરુષ દાખલ થઈ શકતો નથી. અને જે હઠપૂર્વક જાય છે તેને મૃત્યુને આધીન થવું પડે છે. ત્યારે કેટલાક શિષ્યો કહે છે આપણા ગુરૂ એટલા સાધારણ ગુરૂ નથી સમર્થ સિદ્ધ પુરૂષ છે. એટલે આપણે તો ગુરૂના 'પવિત્ર પાદારવિંદનું શરણ લઈ ચાલવાનું છે છતાં શિષ્યમંડળીનો જે મોટો ભાગ ઓપારાજ્યમાં પ્રવેશવા માટે નાસંમત થાય છે, ત્યારે સાચા શિષ્યો એ લોકોને સમજાવે છે કે ભાઈ! તમારી ધારણા ખોટી છે. કારણ આપણા ગુરૂ-

गुरवो बहवः सन्ति शिष्यवित्तापहारकाः

तमेकं दुर्लभं मन्ये शिष्यसन्तापहारकम् ॥

ભાવાર્થઃ—શીષ્યના દ્રવ્યનું હરણ કરનાર ગુરૂઓ ઘણા હોય પણ શિષ્યના હૃદયના તાપ સંતાપને હરનાર તે એકને હું દુર્લભ માનું છું

नह्यम्मयानि तीर्थानि न देवा मृच्छिलामयाः ।

न पुनन्त्युरुकालेन, दर्शनादेव साधवः ॥

ભાવાર્થ—' તીર્થો અને દેવસેવા એ બધા આપણને કરનારાં ખરાં, પરંતુ તે તો ઘણા કાળે આપણને પવિત્ર કરે એને આવા સાચા સિદ્ધ પુરુષતો આપણને દર્શન કરતાં જ પાવન કરે છે, આપણાં પાપોને બાળે અને આપણા અંતરને જ્ઞાનાનંદથી અજવાળી પરમાનંદની પ્રાપ્તિ કરાવે છે."

માટે આવા ગુરૂનો આશ્રય છોડીને જવું એ હિતાવહ નથી. છતાં શિષ્યસમુદાયમાં પાંચદશ જ સાચા ગુરૂભક્ત નીકળ્યા. બાકીના પ્રણવિસર્જનની બીકે ધીરેધીરે પાછળથી મંદ પલાયન કરવા લાગ્યા. એ આગળ ચાલતા ગુરૂ કાનદૃષી અજાણ્યું ન હતું. છેવટે ગુરૂએ એની સીમાની હદ બાંધી. ભસ્મ મંત્રિત કરી અને ફેંકી એટલે ઓપારાજ્યની ગુરૂએ નક્કી કરેલી હદ પ્રમાણે શિષ્યો સીમા પર પહોંચતાં જ તેમના પગ ચોંટી ગયા. પગને ઉખાડવા જતાં શિષ્યો પોતાના હાથનો ઉપયોગ કરે છે એટલે હાથ પણ ચોંટી ગયા. એટલે શિષ્યોની સ્થિતિ અંગૂઠા પકડવા જેવી થઈ ગઈ અને ગુરૂથી વિમુખ થવા બદલ પારાવાર પશ્ચાત્તાપ કરી રડવા લાગ્યા. ત્યાં ગુરૂએ પણ અંતરદૃષ્ટિથી શિષ્યોની સ્થિતી સમજી લીધી અને હસતાંહસતાં પોતાની સાથે આવી રહેલા શિષ્યોને આજ્ઞા કરે છે કે, જાઓ, ઓપારાજની સીમા ઉપર બહુ મોટો શિષ્યસમુદાય ચોંટી ગયો છે અને અંગુઠા પકડી રહ્યા છે. તો એમની પીઠ પર એક પથ્થર મૂકી આવો. ગુરૂઆજ્ઞાનુંસાર શિષ્યમંડળી ઓપારાજ્યની સીમા પર જાય છે અને ત્યાં જઈને જુએ છે તો પોતાના ગુરૂભાઈઓની આવી બેહંગી સ્થિતી જોઈને હસવું આવી જાય છે અને પછી શિષ્યોના આક્રોશને સાંભળી રડી પણ જાય છે. છતાંએ ગુરૂઆજ્ઞાને શિરોમાન્ય કરી દરેકના ઉપર એકેક મોટી શિલા ઉંચકી ઉંચકીને મૂકે છે અને મૂકતાંમૂકતાં કહે છે, 'વ્હાલા ગુરૂભાઈઓ! અમે તો પહેલાથીજ તમને ના કહેતા હતા કે આવા સમર્થનું શરણું તજવું એ સારૂં નથી. છતાં તમે માન્યું નહી તો તમારે તમારા પાપનું ફળ ભોગવવું જ જોઈએ અને તમે કયાં નથી જાણતા કે જગતમાં બ્રહ્મા વિષ્ણુ અને મહેશ કોપે તો ગુરૂ બચાવે પણ ગુરુ કોપે તો ત્રિલોકમાં કોઈ બચાવનાર નથી. ત્યાં જેના ઉપર શિલાઓ મૂકેછે એ શીલાઓ પણ એમના ઉપર ચોંટી જાય છે. એટલે તો શિષ્યોને પારાવાર દુઃખ થઈ રહ્યું છે એવા શીષ્યો અને બંધનમુક્ત શિષ્યો ગુરૂદેવની પ્રાર્થના કરે છે.

गुरुर्ब्रह्मा गुरुर्विष्णुर्गुरुर्देवो महेश्वरः ।

गुरुः साक्षात् परब्रह्म तस्मै श्रीगुरवे नमः ॥

" આવો ગુરૂ આવો હરી

દીલમાં દયા તો લાવો જરી.

શિષ્યોનો પાપનું પ્રાયશ્ચિત્ત કરતાંકરતાં કરેલો આર્તનાદ ગુરૂએ સાંભળ્યો અને દયાનિધિ ગુરૂદેવ કાનીફનાથ સહજમાત્રમાં શિષ્યસમુદાય પાસે ઉપસ્થિત થયા અને ગુરુને જોતાની સંગાથે શિષ્યોએ ઘોર આક્રોશ કર્યો અને ગુરૂને મનમાં ને મનમાં પ્રાર્થના કરી નમસ્કાર કર્યા. શિષ્યોની આ સ્થિતિ જોઈ ગુરૂનું દયાળુ દીલ દ્રવિત થઈ ગયું. અને બોલ્યા; તમે થોડા માલપાણી ખાવા જ ગુરુના શિષ્ય થયા છો. જો તમારા હૃદયમાં સાચી ગુરૂભાવના હતી તો પછા ન વળતા. છતાં સાચાજુઠાની આજ ખબર પડી હવે તમે બધાજ બંધનમુક્ત બનો. એમ કહેતાની સંગાથે બધા નિર્મુક્ત બની ગયા અને બધા ગુરુના ચરણમાં દંડવત્ કરવા લાગ્યા અને પોતાની થએલ ભૂલની માફી માગવા લાગ્યા. ગુરૂએ પણ સ્મિત વદને કહ્યું, જાવ મિષ્ટાન્ન જમવા બનેલા શિષ્યો, અહીયાં આવ્યા જાવ. પણ આવો પ્રસિદ્ધ સમ-

ઢોર જોવા. પછી કયો શિષ્ય ગુરુના ચરણનું શરણ છોડે ? અને ગુરુની છાયાછત્રમાં નિઃશંક બનેલો શિષ્ય-સમુદાય ગુરુગુણાનુવાદ ગાતો ગાતો પુરંદર બાદશાહી ઠાઠથી ત્રીયારાજ્ય તરફ આગળ વધ્યો ત્યાં તો હનુમાનજી મહારાજને ખબર પડી કે નાથસંપ્રદાયના પાંચસો કાનફાડીઆ સાધુ ત્રીયારાજ્યમાં જઈ રહ્યા છે. એટલે હનુમાનજીને પણ વહેમ પડ્યો કે કદાચ મેં રાખેલા મત્સ્યેન્દ્રનાથને ત્રીયારાજ્યમાંથી લઈ જવા માટે એમનો શિષ્ય ગોરક્ષ તો નથી આવ્યો ? અને ત્રીયારાજ્યમાં એવા મહાન સિદ્ધ પુરુષ સીવાય કોઈ પ્રવેશ કરી શકે નહીં એટલે તે જરૂર ગોરક્ષ હોવો જોઈએ. એમ માની હનુમાનજી પણ ક્રોધમાં આવી ગયા અને ગોરક્ષના બળનું માપ કાઢવા અને શાબરી વિદ્યાના મંત્રોમાં કેવી શક્તિ રહેલી છે એ જગતને સમજાવવા પુરતી થી હનુમાનજી મહારાજે થોડી લીલા કરી. એટલે કે પહેલાં એમણે ગર્જના કરી અને એ ગર્જનાથી શિષ્યસમુદાય કંપી ઊઠ્યો અને સર્વે ગુરુને વીંટાઈ વળ્યા. કાનીફનાથે જય ગુરુ સમર્થ એમ કહી આકાશ તરફ નજર કરી તો હનુમાનજીને એક મોટો પર્વત લઈ આવતા જોયા. એટલે તુરત જ કાનીફે ગુરુના પવિત્ર પાદારવિંદનું ધ્યાન કરી ઝોળામાંથી ભસ્મ લઈ તેનાથી તે ભસ્મને મંત્રિત કરી પર્વત પર ફેંકી. એટલે પર્વતના ચુરેચુરા થઈ ગયા. એટલે હનુમાનજી પણ આવેશમાં આવી ગયા અને એક બીજો મોટો પર્વતને લઈને નિમિષ માત્રમાં કાનીફ પાસે આવ્યા. કાનીફનાથે પર્વત સહિત હનુમાનજીને વજ્રાસ્ત્રમંત્રથી ભસ્મને મંત્રીત કરી ફેંકી. એટલે હનુમાનજી પર્વત સહિત સ્થિર થયા અને દુઃખ પામવા લાગ્યા. શ્વાસોશ્વાસની ક્રિયા મંદ પડવા લાગી અને નિશ્ચેષ્ટ દશામાં ઉંધાભાથી નીચે પટકાય ગયા. એટલે વાયુદેવ પોતાના પુત્ર હનુમાનની આ સ્થિતિ જોઈ પવન દેવ (વાયુ) ત્યાં ઉપસ્થિત થયા અને સાધારણ મનુષ્યોના સ્વાંગમાં કાનીફને સમજાવવા લાગ્યા, તમે જેને વજ્રાસ્ત્ર માર્યું છે એ તો બાળબ્રહ્મચારી હનુમાનજી છે અને તમને ત્રીયારાજ્યમાં જતાં રોકવા પ્રયત્ન કરે છે. જેથી કાનીફનાથે હનુમાનજીને વજ્રાસ્ત્રમાંથી મુક્ત કરી તેમની પાસે જઈ પ્રણામ કર્યા. પ્રણામ અમો સાધુઓને આપ જેવા સાધુશિરોમણિ ફુકરવા પ્રયત્ન કરે એ શોભાસ્પદ નથી. હનુમાનજી મુક્ત થયા પછી કાનીફને કહે છે, તમને અટકાવવાના માટે તે ત્રણ કારણો છે, એક તો તારા ઉપર ગુરુકૃપા કેટલી છે ! બીજું શાબર મંત્રના મંત્રતંત્રમાં શક્તિ કેટલી છે ! તે જોવા અને ત્રીજું મેં નાથસંપ્રદાયના મત્સ્યેન્દ્રનાથને મૈનાકિની પાસે ત્રીયારાજ્યમાં મોકલ્યો છે એને તું ન લઈ જા એને ખાતર આ પ્રમાણે કર્યું હતું. કાનીફનાથ કહે મહારાજ ! મત્સ્યેન્દ્રનાથને મારે નથી લઈ જવા પણ મારા ગુરુ જાલંધરનાથ જો મત્સ્યેન્દ્ર નામ ધારણ કરીને બેઠા હશે તો હું એમને લઈ ગયા વિના રહેનાર નથી અને મત્સ્યેન્દ્રનાથ હશે તો મારે એમને લઈ જવા નથી એ બાબત આપ નિઃશંક રહેજો. એમ કહી કાનીફનાથે હનુમાનજીને પ્રણામ કર્યા અને હનુમાનજી અદૃશ્ય થયા અને કાનીફનાથ આગળ પ્રયાણ શરૂ કરે છે ત્યાં તો મત્સ્યેન્દ્રનાથ પાસે પહોંચી ગયા અને કહ્યું ? તમારા નાથસંપ્રદાયનો કાનફાડીઓ સાધુ કાનીફ નામ ધારણ કરીને પાંચસો શિષ્યો લઈને બાદશાહી ઠાઠથી ગુરુને શોધવા નીકળ્યો છે તે આ તરફ આવી રહ્યો છે. મેં એને રોકવા ઘણો પ્રયત્ન કર્યો છે છતાં એ સમર્થ યોગી અને સિદ્ધ આગળ હું મહાત થયો છું. માટે તમે ચેતતા રહેજો એમ કહી હનુમાનજી અદૃશ્ય થયા અને હનુમાનજીની વાત સાંભળી મત્સ્યેન્દ્ર નાથ અને મૈનાકિની પણ ગભરાઈ ગયાં અને મત્સ્યેન્દ્રનાથ બોલ્યા-હતી ! જરૂર એ મારો શિષ્ય ગોરક્ષ કાનીફ નામ ધારણ કરી મને શોધવા આવે છે અને જો એ ગોરક્ષ હશે તો મને લઈ ગયા સિવાય રહેશે એ નહિ. ચિંતામાં બન્ને નિમગ્ન થયાં. એટલામાં તો દાસીઓ દોડતી આવી અને આ વાત રજુ કરે છે. પાંચસો જોગીઓએ આપણા નગરની બહાર આવી અને પડાવ કર્યો છે. આથી મૈનાકિની ને મત્સ્યેન્દ્ર વધુ ગભરાવા લાગ્યાં અને મત્સ્યેન્દ્રનાથ આવનાર વ્યક્તિનું ભભકાભરી રીતે સ્વાગત-સન્માન કરી સૌને ભાંડ નાખી અને રહે તો ત્રીયારાજ્યમાં રાખી પાડવાનો નિશ્ચય કરી. અપ્સરાઓ પણ શરમ પામે એવી પાંચસો સુંદરીઓને તૈયાર કરી સાથે જ લઈને મત્સ્યેન્દ્રનાથ અને મૈનાકિની આવનાર અતિથિનું સન્માન કરવા ધામધૂમથી જાય છે.

(અપૂર્ણ)

# આધ્યાત્મિક જીવનનાં સારભૂત તત્ત્વો

અનુવાદક:—શ્રી. જયન્તીલાલ મંગળજી ઓઝા બી. એ. બી ટી.

આધ્યાત્મિક જ્ઞાનની કેટલીક શરતો

જેનામાં ભૂત ભરાયું હોય તેને જો ખબર પડી જાય કે મારામાં ભૂત ભરાયું છે તો તરત જ ત્યાંથી ભૂત ભાગી જાય છે, તે પ્રમાણે જે જીવનમાં માયા રૂપી ભૂત પેઠું છે, તેને જો એ વાતની ખબર પડી જાય, તો માયા તેની પાસેથી નાશી જાય છે.

જે પોતાના વિચારોનો ચોર નથી તે જ પ્રભુના રાજ્યમાં પેસી શકે છે. બીજા શબ્દોમાં કહીએ તો નિષ્કપટ ભાવ અને સરળ શ્રદ્ધા એ ત્યાં પહોંચવાના માર્ગ છે.

એક માણસે એક વાર કહ્યું કે, "વસ્તુનો સ્વભાવ કદી પણ બદલી શકાય નહીં." બીજાએ સામે જવાબ આપ્યો કે, "કોલસાની અંદર જ્યારે અગ્નિ પ્રવેશ કરે છે, ત્યારે તે તેની કાળાશનો નાશ કરે છે." આ રીતે જ્યારે જ્ઞાનાગ્નિ દ્વારા મન બળી જાય છે, ત્યારે તેનો સ્વભાવ પણ નાશ પામે છે. અને તે પછી કીચલામાં નાખતું નથી.

મન એ જ સર્વકાંઇ છે. મનની સ્વતંત્રતા જાય તો તમારી સ્વતંત્રતા પણ જાય છે; મન સ્વતંત્ર તો તમે પણ સ્વતંત્ર. ધોબીને ત્યાંથી ધોવાઈને આવેલા ધોળા કપડાની જેમ તેના પર ગમે તે રંગ ચડે છે. અંગ્રેજી ભણો એટલે તમારી મરજી ન હોય છતાં તમારી બોલીમાં અંગ્રેજી શબ્દો આવી જાય. સંસ્કૃતના જાણનાર પંડિતોની વાણીમાં સંસ્કૃત ભાષાના શ્લોકો આવી જાય. જો મન ખરાબ સહવાસમાં હોય તો તેની ખરાબ અસરથી વિચાર અને વાણી બને રંગાઈ જાય. જો ભક્તોનો સહવાસ હોય તો મન ચોક્કસ ઇશ્વરનું જ સ્મરણ મનન કરે. જેવા સંગમાં અને કાર્યક્ષેત્રમાં હોય તે પ્રમાણે મનનો સ્વભાવ બદલાતો રહે છે.

મન એ જ સર્વકાંઇ છે. પત્ની માટે આકર્ષણ એક જાતનું, અને સન્તાન માટે વાત્સલ્યભાવ તદ્દન બાજી જાતનો. એક બાજુ સ્ત્રી, બીજી બાજુ સન્તાન; માણસ બન્નેને ભેટે છે. પરંતુ પ્રેરક વૃત્તિ તદ્દન જુદા જ પ્રકારની હોય છે.

મન એ જ મનુષ્યના બંધ અને મોક્ષનું કારણ છે. જો તમે કહો કે, "હું મુક્તાત્મા છું, ઇશ્વરનું સન્તાન છું, મને કોણ બાંધી શકે!" તો તમે ચોક્કસ સ્વતંત્ર થશો. જો કોઇને સાપ કરડ્યો હોય, અને તે શ્રદ્ધાપૂર્વક તેમજ શ્રદ્ધાના બળસહિત એમ કહે કે ઝેર નથી, 'ઝેર નથી,' તો ચોક્કસ ઝેર ચડશે નહીં.

પ્રશ્ન : હું ક્યારે મુક્ત થઈશ?

ઉત્તરઃ જ્યારે 'હું' નો નાશ થશે, ત્યારે 'હું' અને મારૂં' એ અજ્ઞાન છે. 'તું' અને તારૂં' એ જ્ઞાન છે.

શ્રદ્ધા

કોઇ શિષ્યે જ્યારે અમુક માણસની શ્રદ્ધાની અંધશ્રદ્ધા તરીકે ટીકા કરી ત્યારે ગુરૂમહારાજે તેને પૂછ્યું હતું કે, 'અંધશ્રદ્ધા તું કોને કહે છે, તે મને જરા સમજાવ. શ્રદ્ધા શું તદ્દન આંધળી હોતી નથી? શ્રદ્ધાની આંખો વળી કઇ? કાં તો 'શ્રદ્ધા' અને કાંતો 'જ્ઞાન' એમ કહે. નહીં તો પછી કેટલીક વખત શ્રદ્ધાને 'અંધ' કહેવી, અને કેટલીક વખત 'દેખતી' કહેવી, એ તો વિચિત્ર વાત છે.

ઇશ્વરમાં શ્રદ્ધાની ખામીને લીધે મનુષ્ય દુઃખ પામે છે.

એવાં કેટલાંક શારીરિક ચિહ્નો છે, જે પરથી એમ નક્કી કરી શકાય કે કોનામાં શ્રદ્ધા જાગૃત થશે અને કોનામાં નહિં થાય? શરીરમાં હાડકાં દેખાતાં હોય એવાં ઊંડી ઊતરી ગયેલી આંખોવાળા, કાંગાં—આ જાતનાં માણસોમાં સહેલાઈથી શ્રદ્ધા જાગૃત થતી નથી.

બીજાને મારવા હોય તો તલવાર અને ઢાલની જરૂર પડે, પણ જો આત્મઘાત કરવો હોય તો નરેણીથી પણ કરી શકાય. તે જ રીતે બીજાઓને જ્ઞાન આપવા ઘણાં ઘણાં શાસ્ત્રો અને વિદ્યાઓનો અભ્યાસ કરવો જોઈએ, જ્યારે પોતે જ આત્મજ્ઞાન પ્રાપ્ત કરવું હોય, તો એક સત્રમાં જ દૃઢ શ્રદ્ધા રાખવાથી કામ સરશે.

હિન્દુઓમાં ઘણા સંપ્રદાયો અને ધર્મમતો છે, તેમાંથી આપણે કયો ગ્રહણ કરવો? પાર્વતીએ એક વખત મહાદેવને પૂછ્યું હતું કે. "ભગવાન્! અક્ષય, અનન્ત, શાશ્વત સુખનું મૂળ શું છે? મહાદેવે તેમને જવાબ આપ્યો કે તેનું મૂળ શ્રદ્ધા છે. આ પરથી સમજવાનું કે સંપ્રદાયો અને ધર્મમતોની વિશિષ્ટતાઓનું મહત્ત્વ બહુ જ થોડું છે. પોતાના ધર્મમાં બતાવવામાં આવેલી સાધનાઓ પ્રમાણે જો કોઇ શ્રદ્ધાપૂર્વક ચાલે અને પોતાની ફરજો બજાવે તો તેનું કામ થઇ જશે.

[શ્રી રામકૃષ્ણ પરમહંસ દેવની ઉપદેશવાણીમાંથી]

**માયામાંથી મુક્તિનાં સાધન** ( ગતાંક પૃષ્ઠ ૮૨૫ થી ચાલુ )

શ્રીકૃષ્ણરૂપી આત્મા પોતાની ઇચ્છાથી શરીરરૂપી ખાંડણીએ બંધાયેલ છે. એ ખાંડણીઓ બે ઝાડની વચ્ચે ઘાસાણો ત્યારે તેમાંથી બે દેવપુરુષ નીકળ્યા અને તેઓએ શ્રીકૃષ્ણની સ્તુતિ કરી મુક્તિ મેળવી એ વાત ગયા પ્રકરણમાં આવી ગયેલ છે. ભગવાન જ્યારે અવતાર લે છે ત્યારે બીજા જીવોનો ઉદ્ધાર કરે છે અને પોતાની માયાથી પોતાની મુક્તિ પોતાના આનંદ દ્વારા કરી લે છે. તેમના શરીરમાં માયાનો અંશ થોડો હોય છે અને સ્વરૂપનો આનંદ વધારે હોય છે. માયાથી માયાનો મોક્ષ થાય નહિ તેથી યશોદાજીએ ખાંડણીઆંમાંથી શ્રીકૃષ્ણને છોડ્યા નથી પણ નંદરૂપી આનંદે પ્રગટ થઈને તેમને બંધનમાંથી છોડેલ છે. ( ૧૦–૧૧–૬ )

આવી રીતે ભગવાન અનેક પ્રકારની બાળલીલા બતાવવા લાગ્યા. પોતે ભક્તોને વશ રહે છે એવું બતાવવાનો એ લીલામાં આશય રહેલો હતો. એક દિવસ કોઈ ફળ વેચવાવાળી યશોદાજીના ઘર પાસે આવી અને બૂમ પાડી કે "કોઈ ફળ લો, ફળ લો." એ અવાજ સાંભળી બધાં ફળ દેવાવાળા ભગવાન ફળ લેવાની ઇચ્છાથી અનાજ લઈને ફળ લેવા માટે દોડ્યા. ભગવાનના હાથનું અન્ન ઢોળાઈ ગયું હતું. ફળ વેચવાવાળીએ ભગવાનના બંને હાથ ફળથી ભરી દીધા અને ભગવાને તેના ફળનું પાત્ર રત્નોથી ભરી દીધું. આંહી સાર એ લેવાનો છે કે કોઈ જીવ પોતાનાં કર્મનાં ફળ ભગવાનને અર્પણ કરે તો તેમાંથી તેનું કર્તાપણું જતું રહે અને તે રત્ન જેવી બ્રહ્મવિદ્યાને પ્રાપ્ત કરે. આંહી પણ ભગવાને પોતાની ભક્ત-પરવશતાની લીલા બતાવેલ છે. આવા અનુભવ ઘણા ભક્તોને થાય છે. એવું બીજા માણસો જુએ છે છતાં તેઓ પોતાના કર્મમાંથી અહંતા–મમતા છોડતા નથી. એ એક જાતની નબળાઈ છે. દુર્યોધન પણ એકવાર બોલી ગયો હતો કે હું ધર્મ શું છે તે જાણું છું છતાં તેમાં મારી પ્રવૃત્તિ થતી નથી અને અધર્મ શું છે તે પણ હું જાણું છું છતાં તેમાંથી મારી નિવૃત્તિ થતી નથી. હાલના કાળમાં ઘણા માણસોની દશા આવા પ્રકારની હોય છે. ઘણા માણસો કહે છે કે સાચું શું છે તે અમને સમજાય છે છતાં તે પ્રમાણે વર્તન કરવાની અમારામાં શક્તિ આવતી નથી. આમાં નીચે પ્રમાણે ત્રણ કારણ જોવામાં આવે છે.

૧. તેને જે સમજાયું તે બરાબર સમજાયું હોતું નથી.

૨. અથવા જોઈએ તેટલો વૈરાગ્ય હોતો નથી.

૩. અથવા સંકલ્પથી મન નબળું હોય છે અને જ્ઞાન વર્તનમાં ઉતારવા જેટલી શક્તિ ધરાવતું નથી.

આ પ્રશ્ન સુધારવા માટે સત્સંગ જોઈએ, સત્સંગમાં નવો આનંદ જરૂર મળે છે એવી ખાત્રી થવી જોઈએ. એવા આનંદનો એક પ્રસંગ હવે શુકદેવજી પરીક્ષિત રાજા પાસે નીચે પ્રમાણે વર્ણવે છે.

એક દિવસ બીજા બાળકોની સાથે બલરામજી અને શ્રીકૃષ્ણ યમુના નદીના કિનારાની ઉપર રમતા હતા. તેમને બોલાવવા માટે રોહિણીજી ગયાં પણ તે આવ્યાં નહિ એટલે રોહિણીએ યશોદાજીને મોકલ્યાં. જીવો જ્યારે સંસારની માયામાં રમતા હોય છે ત્યારે ગુરુ તેમને કોઈ માર્ગ બતાવે છે પણ તે સાધન તેમને ન ફાવે તો બીજું સાધન બતાવે છે. એવી વાત આંહી સમજવાની છે.

યશોદાજીએ કહ્યું; "હે કૃષ્ણ! તું રમતાંરમતાં બહુ થાકી ગયેલ છે. ભૂખથી તારું શરીર દૂબળું થઈ ગયેલ છે, હવે રમત છોડીને દૂધ પી લે. હે બલરામજી! તમારા નાના ભાઈને લઈને જલદી આવો અને કાંઈ ભોજન કરી લો. જુઓ, વ્રજરાજ નંદરાયજી ભોજનને માટે તૈયાર થઈ તમારી રાહ જોઈ રહેલ છે. માટે આવો અને અમારા આનંદમાં ભાગ લો. અરે બીજા બાળકો! હવે તમે તમારે ઘેર જાઓ. એટલે પંચ મહાભૂતની સાથે જે રમત કરવાનું શરૂ કરેલ છે તે છોડીને નંદરૂપી આનંદની સાથે જાેા, તમે ન્હાઈ, પોઈ જમી ને સારાંસારાં વસ્ત્ર-આભૂષણ પહેરો." આમ કહી યશોદાજીએ બંને ભાઈઓના હાથ પકડી તેમને ઘરમાં લાવી મંગળ કાર્ય પૂરું કર્યું.

આ પ્રમાણે સંસારરૂપી વ્રજમાં આનંદમંગળનું કામ થઈ રહેલ હતું, છતાં કોઈ કોઈ વખતે દ્વંદ્વરૂપી દ્વૈતભાવની વૃત્તિઓ તે આનંદમાં ભંગાણ પાડતી હતી.

તેથી આનંદ ટકતો ન હતો. આવી દશા ઘણાં ભકતોના જીવનમાં જોવામાં આવે છે. ઘણા જિજ્ઞાસુઓ અમને એવા પ્રશ્ન પૂછે છે કે કોઈકોઈવાર તેમને નિરપેક્ષ આનંદનો અનુભવ થાય છે પણ તે ટકતો નથી. તેના જવાબમાં અમારે તેમને કહેવું પડે છે કે તેના મુખ્ય ઉપાય અભ્યાસ અને વૈરાગ્ય છે. તથા સંગદોષમાં ધ્યાન રાખવું જોઈએ. એ બાબત વધારે સ્પષ્ટ રૂપે સમજાવવા માટે શુકદેવજી પરીક્ષિત રાજાને કહે છે કે " વ્રજમાં એક ઉપનન્દન નામનો જ્ઞાનવૃદ્ધ અને વયોવૃદ્ધ ગોપ હતો. તે દેશ, કાળ અને વસ્તુના તત્ત્વને જાણવાવાળો હતો અને શ્રીકૃષ્ણનો માનીતો હતો. આંહી ઉપનન્દન એટલે આત્માની નજીક રહીને જેમણે આત્માનો આનંદ મેળવ્યો હોય અથવા જેમણે સામીપ્યમુકિત સિદ્ધ કરી હોય એવા ગુરુ સમજવા. તેણે બીજા ગોપ-ગોપીઓને કહ્યું કે, ' આંહી ( વ્રજમાં ) બાળકોનું અનિષ્ટ કરવાવાળા નિત્ય નવા મહાન ઉત્પાત થયા કરે છે. જો આપણે ગોકુળને સુખી રાખવું હોય ( એટલે જીવન સુખી કરવું હોય ) તો આંહીથી નીકળવું જોઈએ. જુઓ પહેલાં આ બાળક ( કૃષ્ણ ) પૂતનાના પંજામાંથી બચ્યા, વળી ભગવાનની કૃપાથી ગાડું તેમના ઉપર પડયું નહિ. એટલે વાસનામાંથી બચ્યા અને દેહનું અભિમાન આવ્યું નહિ. વળી તૃણાવર્ત નામનો આવરણરૂપી વટોળીઓ તેને આકાશમાં લઈ ગયો અને તે પત્થર ઉપર પડયો ત્યારે દેવોએ કૃષ્ણની રક્ષા કરી. બે ઝાડો પડયાં તો પણ તેમને કે બીજા બાળકોને ઇજા થઈ નહી. હજુ સુધી વ્રજમાં બહુ મોટા ઉત્પાત થયા નથી તે પહેલાં આપણે બધાએ આંહીથી નીકળી જવું જોઈએ.' એટલે દરેક જીવે જેમ બને તેમ સંસારમાંથી કાંઈક નિવૃત્તિ લેવી જોઈએ. પ્રવૃત્તિનું ફળ હમેશાં ભવિષ્યમાં રહે છે પણ નિવૃતિમાં આત્મનિષ્ઠા કરવામાં ઠીક સગવડ પડે છે તેથી આપણાં શાસ્ત્રોમાં ગૃહસ્થાશ્રમ પછી વાનપ્રસ્થ આશ્રમ સ્વીકારવાનું કહેલ છે. અથવા ગૃહસ્થાશ્રમમાં રહેતાં છતાં કોઈકોઈ વખતે સત્સંગ મળે તેવા આશ્રમોમાં જવું જોઈએ. ઉપનન્દન નામના ગોપે કહ્યું કે:-

**वनं वृन्दावनं नाम पशव्यं नवकाननम् ।**
**गोपगोपीगवां सेव्यं पुण्याद्रितृणवीरुधम् ॥**
**१०-११-२८**

અર્થ-નજીકમાં નવીન વનાવલીથી સુશોભિત વૃંદાવન નામનું એક વન છે કે જે પશુઓને માટે બહુ લાભકારક છે. તેમાં પવિત્ર પર્વત, લતા, વૃક્ષ વગેરે છે. ગોપ, ગોપી, ગાયો બધાને રહેવા લાયક છે.

માટે આજે જ બધા ત્યાં ચાલો, તમારાં દરેકનાં ગાડાં જોડો, વિલંબન કરો. જો તમારી ઇચ્છા હોય તો ગાયોને આગળ કરો.

આંહી સિદ્ધાંતમાં એમ સમજવાનું છે કે જો સંસારના વિક્ષેપમાંથી બચવું હોય અને વિક્ષેપનું જોર ઓછું કરવું હોય અને જ્ઞાનમાં નિષ્ઠા કરવી હોય તો જ્યાં વૃંદા એટલે ભકિત વધી શકે તેવી જગ્યા હોય, સત્સંગ ચાલતો હોય, જ્યાં વૈરાગ્યવાન સાધુઓ રહેતા હોય અને જ્યાં ભગવદ્-ચર્ચા રોજ ચાલતી હોય ત્યાં જવું જોઈએ કે જેથી ખોટો સંગ છૂટે અને સંસારી વાતો બંધ થાય અને આત્માની જાગૃતિ આવે. પ્રાચીનકાળમાં એવા ઘણા આશ્રમો હતા અને તે બધાં વૃંદાવન કહી શકાય. જિજ્ઞાસુઓ ત્યાં જઇ સત્સંગનો લાભ મેળવતા હતા.

ઉપનન્દનની વાત સાંભળીને બધા ગોપ-ગોપીએ તેને અનુમોદન આપ્યું. બધાએ ગાયોને તૈયાર કરી અને ગાડાંમાં સામાન ભરી વૃંદાવન ચાલ્યા. બધાં રસ્તામાં ભજન ગાતાં ગાતાં ચાલતાં હતાં. આ પ્રમાણેઃ—

**वृन्दावनं सम्प्रविश्य सर्वकालसुखावहम् ।**
**तत्र चक्रुर्व्रजावासं शकटैरर्धचन्द्रवत् ॥ १०-११-३५**

અર્થ-જે વૃંદાવન સર્વ ઋતુમાં સુખદાયક છે, એવા વૃંદાવનમાં પહોંચી ગોપોએ પોતાનાં ગાડાંને અર્ધચંદ્રાકારના રૂપમાં ગોઠવી દીધાં.

આંહી સમજવાનો ભાવ એવો છે કે સત્સંગની જગ્યાએ જ્યારે સત્સંગ શરૂ થાય છે, ત્યારે વકતા એક બાજુ હોય છે અને તેની સામે શ્રોતાજન અર્ધચંદ્રાકારે ગોઠવાઇ જાય છે. આંહી ગાડાં એટલે શરીર સમજવાનાં છે. વળી સત્સંગનું સ્થળ હમેશાં એવું હોય છે કે ત્યાં દિવ્ય આનંદનો બધાં અનુભવ કરે છે, તે વખતે સંસારની કોઇ વિપત્તિઓ યાદ આવતી નથી તેથી વૃંદાવનને **सर्वकालसुखावहम्** કહેલ છે.

જ્યાંસુધી માણસો સત્સંગ માટે ઘરની બહાર નીકળતા નથી ત્યાંસુધી અનેક પ્રકારની તૃષ્ણાઓ વધતી જાય છે અને ખોટા સંગથી જાણે તૃષ્ણાની પૂર્તિ એ જ

સાચું જીવન હોય તેમ માની લેવામાં આવે છે. રામ-યમાં રહેલ સંસારી માણસોના સંબંધી કોઈને લાભ થતો નથી. રાજા ભર્તૃહરિ કહે છે કે "રોજરોજ સૂર્યના ઉગવા તથા આથમવાની સાથે આયુષ્યનો ક્ષય થાય છે, જેમાં અનેક કાર્યોનો મોટો બોજો છે, એવી ક્રિયાઓ કરતાં કરતાં સમય ક્યાં વીતી જાય છે તે સમજાતું નથી. (આ ઉપરથી એમ નક્કી થાય છે કે) મોહમય પ્રમાદરૂપી દારૂ પીને સંસાર પાગલ બની ગયો છે."

મનુષ્યોનું આયુષ્ય થોડા વર્ષનું છે, તેમાંથી કેટલુંક રાત્રિ વખતે ઉંઘમાં ચાલ્યું જાય છે, કેટલુંક બચપણમાં, કેટલુંક વૃદ્ધાવસ્થામાં અને કેટલુંક રોગમાં અને નોકરી-ધંધામાં ચાલ્યું જાય છે. બાકી સત્સંગ માટે બહુ થોડો વખત રહે છે. છતાં જે માણસો એટલો વખત પણ સત્સંગ માટે રાખતા નથી તે જીવનથી હારી જાય છે.

શુકદેવજી પરીક્ષિત રાજાને કહે છે કે (સત્સંગરૂપી) વૃંદાવનનું સ્થળ, ગોવર્ધન પર્વત અને જમનાજીનો તટ દેખી બલરામજીને ઘણી પ્રસન્નતા થઈ. અહીં ગોવર્ધન એટલે જ્ઞાનની વૃદ્ધિ જે જગ્યાએ થાય તે સમજવાનું છે. પોતાની મધુર વાણી અને બાળલીલાઓથી બધાને આનંદ આપતા શ્રી બલરામ અને શ્રીકૃષ્ણ થોડા વખતમાં વત્સપાલ થઈ ગયા, એટલે નાના વાછરડાને પાલનાર થઈ ગયા અથવા અજ્ઞાનીને જ્ઞાન આપવા લાગ્યા. તે વખતે તેઓ ઘણા પ્રકારના ખેલ કરતા હતા. કોઈવાર બંસી બજાવતા હતા એટલે સત્સંગમાં ભજન ગાતા હતા, કોઈવાર બનાવટી ગાય અને બળદ બનીને ખેલતા હતા. આખું જગત તેમની બનાવટ (કૃત્રિમ) છે તો થોડી બનાવટ કૃત્રિમ કેમ ન હોય! કોઈવાર બે સાંઢનો વેશ બનાવી આપસમાં લડતા હતા. હાલમાં પણ જે લડાઈઓ અને ઝઘડો થાય છે તે પણ ભગવાન જુદા-જુદા રૂપે લડે છે એવું ભક્તો માને છે. ભક્તોને ભગવાનના જગતમાં કાંઈ દોષ દેખાતો નથી પણ ભગવાનની લીલા દેખાય છે. કોઈવાર ભગવાન સાધારણ બાળકોની માફક મોર અને પક્ષીની બોલીનું અનુકરણ કરતા ફરતા હતા. (૧૦-૧૧-૪૦)

એનો અર્થ એવો છે જ્યાં મોર અથવા પક્ષીનો અવાજ આવે છે ત્યાં પણ તેમના હૃદયમાં ચેતનની સત્તાથી જ અવાજ થાય છે. તે વખતે ત્યાં રહેલા ભગવાન મોર અને પક્ષીની બોલીનું જાણે કે અનુકરણ કરતા હોય તેવું જણાતું હતું.

'સત્સંગ એ સત્પુરુષોનું વ્યસન છે. તેથી તેઓને વૃંદાવન (સત્સંગનાં સ્થળો) ગમે છે. કારણ કે ત્યાં નિત્ય સત્સંગ થાય છે અને ભગવાનની લીલા જેવી દૃષ્ટિ પ્રાપ્ત થાય છે. જેમ શરીર માટે આરોગ્ય રહે તેવા ખોરાકની જરૂર છે તેમ મનના આરોગ્ય માટે સત્સંગ એ મોટી દવા છે. સત્સંગ માટે કેટલાક નિયમોની પણ જરૂર છે. સત્સંગ શરૂ થયા પહેલાં વ્યવહારના વિચાર દૂર કરવા અને કોઈ વ્યવહારની વાતો કરતાં હોય તો તેમની પાસે સત્સંગની વાતો કરીને વ્યવહારની વાતો બંધ કરાવવી. નહિતર બીજાની સંસારી વાતોની અસર થઈ જશે. આ બાબત સમજવા માટે શુકદેવજી પરીક્ષિત રાજાને કહે છે કે જ્યારે જમુનાજીને કિનારે ભગવાન વાછડા ચરાવતા હતા (એટલે બધાને સત્સંગનો લાભ આપતા હતા) ત્યારે તે બધાને મારવાની ઈચ્છાથી એક દૈત્ય આવ્યો. ભગવાને જોયું કે તે વાછડાનું રૂપ લઈને બીજા વાછડાઓમાં ભળી ગયો છે. ત્યારે બલરામજીને તે બતાવી પોતે અજાણ્યા થઈ તેની પાસે પહોંચી ગયા અને તે વાછડાના પાછલા પગ પકડીને તેને અંતરિક્ષમાં ફેરવીને એક ઝાડ ઉપર પટકી પાડયો. તે વખતે તે દૈત્યરૂપ વાછડાના પ્રાણ નીકળી ગયા. આ પરાક્રમ જોઈને ગોપબાળકોને બહુ આશ્ચર્ય થયું અને તેઓ 'ઠીક થયું, સારું થયું' એમ બોલવા લાગ્યા અને દેવોએ સંતોષ પામી પુષ્પવૃષ્ટિ કરી. આપણે પણ ભક્તિ કરતાં વચમાં નડતી (વત્સાસુરરૂપી) પ્રવૃત્તિને જીતી શકીએ તો તે પછી જે અદ્ભુત શાંતિ મળે છે તેને દેવોની પુષ્પવૃષ્ટિ પણ કહી શકાય છે.

એક દિવસ બધા ગોવાળીઆઓ પોતપોતાના વાછડાઓના સમુદાયને જળ પાવા માટે જળાશય ઉપર લઈ ગયા. ત્યાં વાછડાઓને જળ પાઈ પોતે પણ જળપાન કર્યું. ત્યાં બાળકોએ એક જીવ બેઠેલો જોયો. તે પર્વત જેવો મોટો હોવાથી બધાને બીક લાગી. તે બકાસુર નામનો દૈત્ય હતો. તેનું રૂપ બગલાનું હતું, તે દૈત્ય પોતાની ચાંચ પહોળી કરી એકદમ શ્રીકૃષ્ણને ગળી ગયો. શ્રીકૃષ્ણને બગલાના મુખમાં દબાયેલા જોઈને બલરામ અને બીજા ગોવાળીઆ જેમ પ્રાણ વગર ઈંદ્રિયો અચેત થઈ જાય છે તેમ અચેત થઈ ગયા. અહીં એવો અર્થ સમજવાનો છે કે જ્યારે માણસની અંદર બગલાના જેવી દાંભિક ભાવના ઉત્પન્ન થાય છે તે વખતે આત્માનું વિસ્મરણ થાય છે અને જીવમાં જડતા આવી જાય છે.

તે વખતે બગલાના મુખમાં રહેલા શ્રીકૃષ્ણે તેના તાળવામાં અગ્નિ ઉત્પન્ન કર્યો એટલે બગલાએ તેમને બહાર કાઢ્યા. તે પછી તે બગલો ભગવાનને ચાંચથી મારવા માટે દોડ્યો પણ ભગવાને તેની બન્ને ચાંચ પકડી લીધી અને તે પહોળી કરીને તેને ચીરી નાંખ્યો. તે વખતે પણ દેવોએ પુષ્પવૃષ્ટિ કરી, અને બલરામજી અને બીજા ગોવાળીઆને પોતામાં પ્રાણ આવ્યા એમ લાગ્યું. સત્સંગ કરતાંકરતાં પણ જીવને ઘણાં વિઘ્નો નડે છે અને બગલા જેવા દંભી માણસો પણ સતાવે છે.

જ્યારે સત્સંગ ચાલતો હોય ત્યારે કોઇએ વચ્ચે ચાલવું નહી. જે પાછળથી આવે તે શાંતિથી પાછળ બેસી જાય. જે પાછળ બેસી જાય તેને આગળ બોલાવવો નહિ. બીજો કોઈ અવાજ તે વખતે ન થાય તેની સંભાળ રાખવી. કોઈ બ્હેનનું છોકરૂં રડતું હોય તો તેણે તરત સભામાંથી બહાર જતું રહેવું. આ પ્રમાણે વાતાવરણ સારૂં રાખવાથી સૌને તેનો લાભ મળે છે અને વાતાવરણ બગડવાથી સૌને ગેરલાભ થાય છે. સત્સંગ શરૂ કર્યા પહેલાં અને પૂરો થયા પછી ભગવાનની સ્તુતિ કરવી, અને તે પછી અરધો કલાક અથવા એક કલાક કોઇની સાથે વ્યવહારની વાતો ન કરવી અને ભક્તિની અને જ્ઞાનની જે વાતો સાંભળી હોય તેનું મનન કરવું.

સત્સંગમાં બરાબર ધ્યાન રહે તો સચ્ચિદાનંદનો સંગ થાય છે અને કંસરૂપી દૈતથી ઉત્પન્ન થતાં વિઘ્નો દૂર થવા લાગે છે. જ્યારે ભગવાને બકાસુરને (બગલાના રૂપમાં આવેલ અસુરને) માર્યો, ત્યારે ગોપ–ગોપીઓ આપસમાં કહેવા લાગ્યાં કે અહો ! આ કેવું આશ્ચર્ય છે, આ બાળકને કેટલીએ વાર મૃત્યુએ ઘેરેલ હતો પરન્તુ જેઓ તેને ભય આપવા આવ્યા હતા તેમનું જ અનિષ્ટ થયું. ભયંકર અસુરો તેનું કાંઈ બગાડી શક્યા નહિ, પણ ઉલ્ટું, જેમ પતંગીઆં અગ્નિ ઉપર પડીને નાશ પામે છે તેમ તેઓ જ નાશ પામ્યા છે. ગર્ગ આચાર્યે તેની બાબતમાં જેજે વાતો કહી હતી તે બધી સાચી પડતી જાય છે.

શ્રીકૃષ્ણ અને બલરામની કથા–વાર્તામાં આ પ્રમાણે નંદ વગેરે ગોવાળીઆ આનંદપૂર્વક વખત ગાળતા હતા તેથી તેમને સંસારનું કષ્ટ લાગતું ન હતું. સત્સંગનો મહિમા અગાધ છે, દરેક સત્સંગીએ રોજ સવારે અરધો કલાક અથવા એક કલાક ધ્યાન કરવાની ટેવ પાડવી. ધ્યાન શરૂ કરતી વખતે સત્સંગના વિચાર પહેલાં લાવવા, એ વિચાર વ્યવહારના વિચારને અટકાવી દેશે. પછી બીજા વિચાર બંધ કરી શકાશે. ધ્યાન છોડ્યા પછી પણ બધામાં ભગવાનનું સ્વરૂપ જોવાની ટેવ રાખવી. શ્રીકૃષ્ણ પણ વ્રજમાં નીચે પ્રમાણે રમત કરતા હતાઃ–

**एवं विहारैः कौमारैः कौमारं जहतुर्व्रजे ।**
**निलायनैः सेतुबन्धैर्मर्कटोत्प्लवनादिभिः ॥**

૧૦–૧૧–૫૯

અર્થ–આ પ્રકારે વ્રજમાં આંખ મિંચાવવાની, પુલ બાંધવાની અને વાંદરાની માફક કૂદવાની રમત કુમારાવસ્થામાં ભગવાન શ્રીકૃષ્ણ અને બલદેવજી કરતા હતા અને એ રીતે પોતાનો વખત ગાળતા હતા.

માણસોએ પણ નાની ઉંમરમાં ગુરુ પાસે જ્ઞાન મેળવીને આંખ મિંચવાની રમત એટલે ધ્યાન કરવાની રમત, પુલ બાંધવાની રમત એટલે સર્વાત્મભાવ પ્રાપ્ત કરવાની રમત અથવા બધામાં ભગવાનનું સ્વરૂપ જોવાની રમત શીખવી જોઈએ. વાંદરા જેમ એક ઝાડ ઉપરથી બીજા ઝાડ ઉપર કૂદી જાય છે, તેમ જીવનું ચેતન એક શરીરનું અભિમાન છોડીને બધામાં હું છું એવું અભિમાન લઇ શકે તો કંસરૂપી દૈતભાવ તેમને દબાવી શકે નહિ. આંહી ઉપરની ત્રણે પ્રકારની રમતના બહુ જ સારા અર્થ થઇ શકે છે. અને એવા અર્થમાં જ આખું ભાગવત પણ સરળતાથી સમજી શકાય છે. વૃંદાવન એ સત્સંગનું સ્થળ છે ત્યાં આવી રમત રમાય ત્યારે જીવને ઉત્તમ દશા જરૂર પ્રાપ્ત થાય છે.

સત્સંગી માણસે ઘણા કલાક સુધી ભગવાનનું અનુસંધાન રાખી ખરાં ગોપ બનવું જોઇએ. તે માટે વેપાર નીતિથી કરવો અને ગ્રાહકને સંતોષ આપવો, સાચું બોલવું, સાચું તોળવું અને એમ કરવાથી ગરીબાઈ પ્રાપ્ત થાય તો તેમાં સંતોષ રાખવો. પૈસાના લાભ કરતાં સ્વભાવ બગાડવાથી વધારે ગેરલાભ થાય છે. સત્સંગી માણસ નોકરી કરતો હોય તો પ્રમાણિક પણે નોકરી કરવી જોઈએ અને લાંચરૂશ્વતમાં પડવું નહિ. તેણે બને તેટલું બ્રહ્મચર્ય પાળવું અને તે વધારવું. જેઓને શરીરનું સુખ ગમે છે તેઓ આત્માનું સુખ લઇ શકતા નથી, તેઓને કંસના દૈત્યો બહુ હેરાન કરે છે.

શ્રીમદ્‌ભાગવતના પહેલા સ્કંધમાં કહેલું છે કે (૧-૧૮-૧૩) ભગવાનના ભક્તોના સંગની એક ઘડીના સુખની તુલનામાં સ્વર્ગ કે મોક્ષની પણ ગણત્રી નથી તો પછી મનુષ્યનાં આ લોકનાં સુખ તો સત્સંગના લાભની બરોબરી ક્યાંથી કરી શકે. એ જ વૃંદાવનનું સુખ છે. જ્યાં શ્રીહરિના ગુણોની કથા થાય છે ત્યાં ગ્રામ્ય કથા એટલે સંસારના સુખની વાતો યાદ આવતી નથી. એવી ભાગવતની કથાનું નિત્ય સેવન કરવાથી મુમુક્ષુ પુરુષની બુદ્ધિ શુદ્ધ થઈને ભગવાન વાસુદેવ તરફ પ્રવૃત્ત થઈ જાય છે. આ કારણને લઈને શ્રીમદ્‌ભાગવતની કથાઓને પરમહંસની સંહિતા કહે છે. તે પરમહંસ શુકદેવજીએ કહેલી છે અને તેમાં પરમહંસોની વાતો આવતી હોવાથી પરમહંસોને બહુ જ ગમે છે.

---

# અનન્ય ઉપાસનાનું સ્વરૂપ-શરણાગતિ

લેખક :
શ્રી. ભોગીન્દ્રરાય નાનાલાલ વૈદ્ય
બી. એ.; બી. ટી

सर्वधर्मान्परित्यज्य मामेकं शरणं व्रज ।
अहं त्वा सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः ॥

[ સઘળા ધર્મોનો ત્યાગ કરી તું કેવળ એક મારી સર્વશક્તિમાન, સર્વાધાર પરમેશ્વરની શરણે આવી જા. સંપૂર્ણ પાપોથી તને હું મુક્ત કરીશ. તું શોક કર નહિ. ]

આપણા જીવનના વિકાસક્રમમાં ઉપાસના ઘણો મહત્ત્વનો ભાગ ભજવે છે. હૃદયના ઉત્તમ ગુણોનો વિકાસ કરી મનુષ્યને પ્રગતિને પથે લાવનાર ઉપાસના છે. અગ્નિથી સોનું વિશુદ્ધ બનતું જાય છે તેમ સાધકનું જીવન પણ ઉપાસનાના બળને પ્રભાવે વિશુદ્ધ થતું જ જાય છે. હૃદયસ્થ પરમાત્માનાં દર્શન કરવા માટે મનને નિર્મળ બનાવવામાં ઉપાસના ઘણી ઉપયોગી છે. આપણા હિંદુઓના નિત્ય જીવનમાં ઉપાસના માટે યોગ્ય સમય ગાળવાનો ઉપદેશ આપવાનું આપણાં શાસ્ત્રો ભૂલ્યાં નથી. જગતના સઘળા સંતમહંતો પણ એક કે બીજી રીતે ભગવદુપાસનાનો ઉપદેશ આપે છે. સમુદ્રની લહરી જેમ સમુદ્રનો જ અંશ છે તેમ જીવાત્મા પણ પરમાત્માનો અંશ છે. પરમાત્માનું અવિચ્છિન્ન સ્મરણ કરતાંકરતાં પોતાનાં સઘળાં કર્તવ્યો બજાવવામાં જે પોતાનું જીવન વ્યતીત કરે છે તે મનુષ્ય પરમાત્મપરાયણ જીવન ગાળે છે એમ કહી શકાય. આવું ઈશ્વરમય જીવન ન જીવાય તો ઐહિક તેમ જ પારલૌકિક શ્રેય કેમ પ્રાપ્ત થાય? ત્રિગુણાત્મિકા માયાના પ્રબળ પ્રવાહમાં અહિંતહિં ગોથાં ખાતો જીવન-પ્રવાસી ઉપાસનાનું અવલંબન લે તો, જરૂર એને નિશ્ચિત કિનારો હાથ લાગે. શ્રીકૃષ્ણ ભગવાન ગીતાજીમાં સ્થળેસ્થળે પોતાના અનન્ય ઉપાસકોને આવાં સ્પષ્ટ વચન આપે છે. તેઓનું એક વચન છે કે:—

तेषामहं समुद्धर्ता मृत्युसंसारसागरात् ।
भवामि न चिरात्पार्थ मय्यावेशितचेतसाम् ॥

અર્થાત્ વિશ્વરૂપ પરમેશ્વર એવા મારામાં જ જેણે પોતાનું ચિત્ત એકાગ્ર કર્યું છે અને જે પરમેશ્વરની ઉપાસનામાં જ પરાયણ રહે છે એવા ભક્તનો હું મૃત્યુયુક્ત સંસારસાગરમાંથી તરત જ ઉદ્ધાર કરું છું.

પરમાત્માની નિત્ય સાન્નિધ્યમાં રહેવું એનું નામ ઉપાસના. પ્રભુ સર્વદ્રષ્ટા હોવાથી આપણાં શુભાશુભ કર્મો તે જુએ છે, માટે જગતના વ્યવહારમાં બહુ સાવધ રહી કાર્યો કરવાનાં છે. આવી સતત જાગૃતિ ઉપાસનાના બળ વિના ન સંભવે. એ માટે પ્રથમ વિશ્વાસની જરૂર છે. જીવનના સામાન્ય વ્યાવહારિક પ્રસંગોમાં પણ એકબીજા વચ્ચે વિશ્વાસ હોવો જરૂરી છે, તો પરમાત્મવિષયક વ્યવહારમાં વિશ્વાસ વિના કેમ ચાલે? પરમાત્મામાં અડગ વિશ્વાસ હોવો એ ઉપાસકનું પ્રથમ કર્તવ્ય છે. ઉપાસનાના માર્ગમાં નિશ્ચિન્ત બનીને આગળ વધવાની ઇચ્છા રાખનારે પરમાત્મામાં વિશ્વાસ રાખવો જ પડશે. પરમાત્મા દયાળુ છે, તે સૌનો સુહૃદ છે અને તે ભક્તોને આધીન છે. **सुहृदं सर्वभूतानां ज्ञात्वा मां शान्तिमृच्छति** । પરમાત્મા સઘળાંનો સુહૃદ છે એમ માનનાર શાન્તિ મેળવી શકે છે. ઘણી વખત આવા અડગ વિશ્વાસના અભાવે ઉપાસક પોતાનો માર્ગ ચૂકે છે. પરમાત્માના બળ પર વિશ્વાસ મનુષ્યને ચિત્તશુદ્ધિ અને પાપોથી દૂર રહેવામાં પૂર્ણ સહાયભૂત થાય છે. ઈશ્વર ઉપર સઘળો ભાર મૂકવાથી મનનો ઘણો બોજો દૂર થઈ જાય છે. અશાન્ત જીવનમાં વ્યર્થ અથડાતો

મનુષ્ય ભગવાનનું અનન્ય શરણુ લે તો તેની સઘળી અગવડો દૂર થઈ જાય. **मच्चित्तः सर्वदुर्गाणि मत्प्रसादात्तरिष्यसि ।** પરમાત્માની કૃપા મેળવનારને શું ન મળે? ભગવાનના રક્ષણુ હેઠળ તે નિર્ભયતાથી વ્યવહારો કરી શકે છે. વિશ્વાસપૂર્વક તે ઉપાસક માને છે કે, જગતમાં એક જ પરમ કૃપાળુ પરમાત્માની અવિચ્છિન્ન સત્તા પ્રવર્તે છે અને એ દૈવી સત્તા હેઠળ તે નિશ્ચિન્ત છે: એક નિર્દોષ બાળક પોતાની માતાની સુખદ શીળી ગોદમાં જે શાન્તિ અનુભવે છે એવી જ સુખદ શીળી હૂંફ પરમાત્માની ચિતિશક્તિના અખંડ સામ્રાજ્યમાં ઉપાસક અનુભવે છે. જગતના સંતાપો, ક્લેશ, દુઃખ, દર્દો અને આધિ,વ્યાધિ તથા ઉપાધિઓને અનન્ય ઉપાસના રૂપી અગ્નિ ભસ્મીભૂત કરી નાખે છે.

અનન્ય ઉપાસનાનો માર્ગ ધારીએ છીએ તેટલો સરળ નથી. પરમાત્મા પાસે દીન બનવું અને જગતના વ્યવહારોમાં ઉદ્દંડતા રાખવી એ બન્ને સાથે ન બની શકે. દેવતાઓને પોતાના સામર્થ્યથી ડરાવનાર વૃત્રાસુર જ્યારે દીન બની પરમાત્માને શરણે જાય છે, ત્યારે તેણે કરેલી પ્રાર્થના યાદ રાખવા જેવી છે, તે પ્રાર્થના કરે છે, કેઃ—

अहं हरे ! तव पादैकमूलदासानुदासो भवितास्मि भूयः ।
मनः स्मरेतासुपतेर्गुणांस्ते गृणीत वाक्कर्म करोतु कायः ॥

न नाकपृष्ठं न च पारमेष्ठ्यं न सार्वभौमं न रसाधिपत्यम् ।
न योगसिद्धीरपुनर्भवं वा समञ्जस ! त्वा विरहय्य कांक्षे ॥

अजातपक्षा इव मातरं खगाः स्तन्यं यथा वत्सतराः क्षुधार्ताः
प्रियं प्रियेव व्युषितं विषण्णा, मनोऽरविन्दाक्ष !
दिदृक्षते त्वाम् ॥

ममोत्तमश्लोकजनेषु सख्यं संसारचक्रे भ्रमतः स्वकर्मभिः
त्वन्माययात्मात्मजदारगेहेष्वासक्तचित्तस्य न नाथ
भूयात् ॥ શ્રી ભાગવત ૬·૧૧; ૨૪·૨૭)

હે પ્રભો મારા પર એવી કૃપા કરો કે આપના ચરણકમળમાં જ આશરો લેનારા સેવકોની સેવા હું આવતે જન્મે પણ કરું. મારું મન આપના મંગળમય ગુણોનું સ્મરણ કરતું રહે, જીભ તેનું જ ગાન કરતી રહે અને શરીર આપની સેવામાં જ તત્પર રહે. હે સર્વસૌભાગ્ય નિધે ! આપના સિવાય મને સ્વર્ગ, બ્રહ્મલોક, ભૂમંડળનું સામ્રાજ્ય, રસાતળનું એકછત્ર રાજ્ય, યોગની સિદ્ધિઓ, અરે ! મોક્ષની પણ ઇચ્છા નથી. જેમ પાંખ વિનાનાં પક્ષીનાં બચ્ચાંઓ પોતાની માતાની રાહ જુએ છે, જેમ ભૂખ્યું વાછરડું પોતાની માનું દૂધ પીવાને આતુર છે, અને જેમ વિયોગિની પત્ની પોતાના પ્રવાસી પતિને મળવા માટે તત્પર રહે, તેમ મારું મન તમારી ઝાંખી કરવા ઇચ્છે છે. પ્રભો ! મને મુક્તિની ઇચ્છા નથી. પ્રારબ્ધવશાત્ મને સંસાર-ચક્રમાં ભટકવું પડે તો પણ સર્વદા પવિત્ર કીર્તિવાળા પરમેશ્વરના ભક્તોમાં મારી પ્રીતિ રહે, પરંતુ આપની વિશ્વમોહિની માયાના બળે મોહિત થયેલા પુત્ર, કલત્ર, ઘર વગેરેમાં આસક્ત થએલ પુરુષો સાથે મારે કંઈ પણ, કોઇ પણ પ્રકારનો સંબંધ ન રહે.

જીવનના વ્યવહારોમાં અભ્યાસ કરશું તો જણાશે કે મનુષ્યોનાં ઘણાં કર્મો અનન્ય ઉપાસનાને બાધક હોય છે. પરમાત્માના અનન્ય ઉપાસકથી નિષિદ્ધ કર્મોનું આચરણ ન થઈ શકે. નિષિદ્ધ કર્મોનો ત્યાગ ન થાય તો મનમાં અનન્ય શરણુભાવ કેળવી ન શકાય. અન્ય વિષયો પાછળ ભટકનારના મનમાં અનન્ય પરમાત્માભાવ કેમ વિકાસ પામે ? સર્વ ધર્મોનો ત્યાગ કરવો એટલે નિષિદ્ધ કર્મોનો પરિત્યાગ કરવો. એ નિષિદ્ધ કર્મો મન, વાણી અને શરીર સંબંધી છે. પારકું ધન પોતાનું કરવાની મનને ઇચ્છા થાય છે. તે મેળવવા માટે બીજાનું અકલ્યાણ ઇચ્છે છે, તેમજ જુદા મતમતાંતરોમાં આગ્રહ રાખે છે. આ ત્રણ મનવિષયક નિષિદ્ધ કર્મો છે. વાણીથી પણ ઘણી ગેરસમજણુ ઊભી કરવામાં આવે છે. વાતવાતમાં મનુષ્ય કઠોર ભાષા વાપરે છે, તોછડાઈથી બોલે છે, સામા પક્ષને ગાળો આપે છે; વ્યવહારમાં તરત ખોટું બોલી નાખે છે, ચાડીચૂગલી કરવાનું પણ તે ભૂલતો નથી. કોઇ પણ લાગવળગે નહિ તેવી જાતના અસંબદ્ધ પ્રલાપો પણ તે કરે છે. મિથ્યા ગપસપમાં વખત કાઢે છે. આ સઘળાં વાણી વિષયક નિષિદ્ધ કર્મો છે. દુષ્ટ મનુષ્યોનો આવો જીવનવ્યવહાર માત્ર મન અને વાણી પૂરતો જ નથી. સમાજમાં તેઓ ચોરી કરે છે, માણસોનાં ખૂનો કરે છે, સમાજમાં હિંસાત્મક પ્રવૃત્તિઓ આગળ ધપાવે છે અને પરસ્ત્રી-સેવન પણ કરી છૂટે છે. આ સઘળાં

શરીર વિષયક નિષિદ્ધ કર્મો છે. ટૂંકમાં, ઉપર દર્શાવેલ માનસિક, વાચિક કે કાયિક નિષિદ્ધ કર્મોનો પરિત્યાગ સંપૂર્ણતઃ થાય તો જ પરમાત્માને શરણે જવાનો યોગ્ય અધિકાર મળે છે. પ્રાતઃકાલે शिवं दृष्ट्वा निशि पापो विनश्यति—એનો ખોટો અર્થ કરી આપણાં કર્મોને જમા-ઉધારનો સામાન્ય ગણિતનો વિષય ન બનાવીએ. ભગવાન પતિતપાવન જરૂર છે, પણ એક વખત પાવન બનેલો ભક્ત ફરીથી પાપાચરણ કરવા પ્રેરાતો નથી. અનધિકાર પુરુષ ભગવાનનું શરણ શોધે તો તેની શરણાગતિનો સ્વીકાર થતો નથી.

આચાર્ય શ્રી મધુસૂદન સ્વામી શરણાગતિના નીચે પ્રમાણે ત્રણ પ્રકાર બતાવે છેઃ—

तस्यैवाहं ममैवासौ स एवाहमिति त्रिधा ।

भगवच्छरणत्वं स्यात् साधनाभ्यासपाकतः ॥

१ तस्यैव अहं—હું તેનો જ-પ્રભુનો-છું,
२ मम एव असौ—એ મારા જ છે,
३ स एव अहम्—તે એ જ હું છું.

આપણા અધિકારભેદ અને સાધનના વિકાસની નજરે આ ભાવનાઓને હૃદયમાં દૃઢ કરવાની છે, શાસ્ત્રોનો અભ્યાસ અને વિષયો પ્રત્યે વૈરાગ્ય વધારતા જવું જોઈએ. તેનો જ છું, પરમ પિતા પરમાત્માનો હું બાળક છું-આ ભાવનાનો દૃઢ અનુભવ થતાં અને ચિત્ત શુદ્ધ થતાં અનુભવનું જોર વધશે અને સાધનના વિકાસની ભૂમિકા વધારે વિશાળ બનશે. આપણે ભગવાનના બનશું તો ભગવાન આપણા જરૂર બનશે. એ પરમાત્મા મારા જ છે, એવી દૃઢ ભાવનાને મનમાં સ્થાન આપ્યા પછી ભગવાન દૂર કેમ જઈ શકે! ભક્ત-પ્રવર બિલ્વમંગળનું દૃષ્ટાન્ત આ વસ્તુ પર ઠીક ચોખવટ કરે છે. ભગવત્કીર્તનમાં તલ્લીન બની એ બિલ્વમંગળ એક વખત વૃન્દાવન જતા હતા. માર્ગમાં કાંટાઓ તો હતા જ. જૂના કૂવાઓ પણ સ્થળેસ્થળે દેખાતા હતા. ભક્ત બિલ્વમંગળ આંખે જોઈ શકતા ન હતા, છતાં તેઓને ભગવાનમાં દૃઢ વિશ્વાસ હતો, તેમનું અજ્ઞાનાવરણ હરાઈ ગયું હતું. સૂરદાસની જેમ તેઓ વિષયોમાં ફસાયેલા ન હતા. તેમનો અવિવેક દૂર થયો હતો. વિવેક-ચક્ષુઓ ખુલી જતાં તેમણે ભગવાનમાં સંપૂર્ણ ભરોંસો રાખ્યો હતો. માર્ગમાં આગળ વધતાં વચમાં અકસ્માત એક કૂવો આવ્યો. એક પગલું આગળ વધ્યા હોત તો તેઓ કૂવામાં પડી જાત. પણ અંતર્યામી પરમાત્મા જેના રક્ષક છે તે પોતાના ભક્તને આફતમાં કેમ નાંખે? એક નાનકડા બાળકરૂપે તરત ભક્તવત્સલ ભગવાન હાજર થયા અને મધુર વાણીથી કંઈકંઈ વાતો કરી તેનો હાથ પકડી તેમને કૂવામાં પડતા બચાવ્યા. શું પરમાત્માનો અનુગ્રહ! બિલ્વમંગળનાં સાધનભજનની કેવી અલૌકિક સિદ્ધિ! કૂવો વટાવી ગયા પછી પણ ભગવાન ભક્તને વૃન્દાવનમાં આગળ દોરાવા લાગ્યા. બાળકની સુંદરસુંદર વાતો સાંભળી રસ્તામાં જ બિલ્વમંગળે નિશ્ચય કરી લીધો હતો કે, આ બાળક કંઈ સામાન્ય નથી. કઠણ રસ્તો પૂરો થતાં બાળકરૂપે રહેલા ભગવાને જવાની રજા માગી. પ્રેમને વશ થઈ ગએલ બિલ્વમંગળ ભગવાનને વિદાય કેમ આપે! ઉલટે હાથ તરછોડી ભગવાન જવા લાગ્યા ત્યારે બિલ્વમંગળે જુસ્સાદાર શબ્દોમાં ભગવાનને કહ્યું કેઃ—

हस्तमुत्क्षिप्य यातोऽसि बलात्कृष्ण किमद्भुतम् ।

हृदयाद्यदि निर्यासि पौरुषं गणयामि ते ॥

બળપૂર્વક હાથ તરછોડીને જાઓ છો તેમાં આપનું કંઈ પરાક્રમ નથી. મારા હૃદયમાંથી આપ બળપૂર્વક ચાલ્યા જાઓ તો આપનું અદ્ભુત પરાક્રમ સાચું. આપ તો સર્વદા મારા જ છો. આપની શ્યામસુંદર, મનોહર, સાકાર મૂર્તિ મારા હૃદયમાંથી કદી પણ ભૂંસાઈ નહિં શકે.

આ દૃષ્ટાન્ત કેટલી ગૂઢ વાતો સરળ રીતે સમજાવે છે! બિલ્વમંગળનું પૂર્વજીવન એક પતિત જીવન હતું. તેમાં કેવો ચમત્કારિક ફેરફાર થઈ ગયો! વિષયાધીન જીવ ભગવાનને શરણે જાય છે ત્યારે તે પાછળથી વિષયો સામે દૃષ્ટિ પણ ન કરે. અમૃતનો સ્વાદ ચાખ્યા પછી બીજા સામાન્ય સ્વાદની ઈચ્છા કરનારને તો મૂર્ખ જ ગણી શકાય. સર્વાત્માને શરણે જનારાને અનાત્માના ધર્મોનો પરિત્યાગ કરવાનો જ રહે છે. હૃદયને ક્ષુદ્ર દુર્બળ અને સંકુચિત બનાવનાર વર્ગભેદ, વર્ણભેદ, પ્રાન્તભેદ વગેરે ભેદદૃષ્ટિનો ત્યાગ થાય ત્યારે જ સર્વોત્તમ ભાવ સંપૂર્ણપણે કેળવી શકાયો. સ્વાર્થપ્રેરિત અર્થકારણ અને રાજકારણને ધર્મના સિદ્ધાન્તોથી અલગ ગણી, તે કારણમાં આ સનાતન સત્યોનો વિચાર ન કરવામાં આવે તો સર્વોત્તમ ભાવને

આધારે ટકી રહેલી ભારતીય સંસ્કૃતિને જરૂર નુકસાન પહોંચે. ઉપાસનાનાં ફળો ચાખવાની જેને ઈચ્છા છે તેણે આવા નાનકડા મતભેદો ભૂલી જવા જોઈએ.

આપણે જોયું કે, અનન્ય ઉપાસનાનું સ્વરૂપ શરણાગતિ છે. ત્રીજા પ્રકારની શરણાગતિ જરા ઉચ્ચ ભૂમિકામાં પ્રવેશેલા માટે છે. 'મારા એ પ્રભુ છે' એવી ભાવના સતત જાગ્રત રાખતાં રાખતાં અન્તે **स एव अहम्**—હું એ જ પ્રભુ—એવો એકાત્મભાવ જાગ્રત થશે, એ જ્ઞાનદૃષ્ટિ છે. એવી જ્ઞાનદૃષ્ટિ કેળવવા માટે સતત અભ્યાસની જરૂર છે. અભ્યાસ સાથે સાંસારિક વસ્તુઓમાંથી રાગને દૂર કરવાનો છે. અને એ રાગ દૂર થાય તો ચિત્ત શુદ્ધ બને, અને ચિત્ત પ્રસન્ન થતાં પરમાત્મદર્શન સુલભ બને. શરણાગતિના આ ત્રણ પ્રકારો અધિકારભેદે કહ્યા છે. આપણે આપણો અધિકાર વધારતા જવાનું છે. આગળ વધવું છે. નરમાંથી નારાયણ બનવું છે અને પરમ પદને પામવું છે, એ વાત ચોક્કસ છે. ભગવદ્-દૃષ્ટિએ જીવનમાં વિચરવું છે એ પણ ચોક્કસ છે. ભગવત્-ચિંતન આજકાલ બહુ ઓછું જોવામાં આવે છે. જીવનમાં પરમાત્માની ઉપાસનાને ભૂલવાની નથી. ચિત્તશુદ્ધિનો એ સરસ ઉપાય છે. એકાન્તમાં થોડો વખત પણ ભગવાન પાસે બેસવાની ટેવ પાડવી. થોડો વખત પરમાત્મવિષયક વિચાર કરવાની ટેવ પાડવી, અને બને તો ભગવાન સાથે વાતો કરવાની પણ ટેવ પાડવી. ભગવાનને શરણે ગયા વિના છૂટકો નથી. શ્રીકૃષ્ણ સાચું શરણ છે. એને શરણે જવું એ જ ખરી ઉપાસના છે અને ઉપાસ્ય તથા ઉપાસક એક જ છે. એવી ભાવનાનો વિકાસ એ જ અનન્ય ઉપાસનાની પરમ સિદ્ધિ છે.

---

# શીલ-નિરૂપણ—ઇન્દ્ર અને પ્રહ્લાદની કથા

યુધિષ્ઠિરે પૂછ્યું—નરશ્રેષ્ઠ! મનુષ્યો આ સંસારમાં ધર્મ પાળવા માટે શીલની જ આવશ્યકતા સમજે છે. અને મનુષ્યોના શીલની જ પ્રશંસા થાય છે. (શીલ એટલે ઉત્તમ ગુણો અથવા સ્વભાવ) માટે શીલનાં શાં લક્ષણ છે તે જો હું સાંભળવાનો અધિકારી હોઉં તો આપ મને તે બતાવવાની કૃપા કરો. અને તે શીલ કેવી રીતે પ્રાપ્ત થાય છે તે પણ બતાવો.

ભીષ્મે કહ્યું—રાજન્! ઇન્દ્રપ્રસ્થમાં જ્યારે તમારો રાજસૂય યજ્ઞ થયો હતો તે વખતે તમારી અઢળક સમૃદ્ધિ અને ઉત્તમ સભાભવન જોઈને દુર્યોધનને બહુ સન્તાપ થયો. ઇન્દ્રપ્રસ્થથી પાછા ફર્યા પછી તેણે પોતાના પિતાને તે બધી વાત કહી સંભળાવી. ત્યારે ધૃતરાષ્ટ્રે તેને કહ્યું: 'બેટા! તું યુધિષ્ઠિરના જેવી અથવા તેમના કરતાં પણ અધિક રાજ્યલક્ષ્મી મેળવવા ચાહતો હોય તો શીલવાળો બન. શીલથી ત્રણે લોક જીતી શકાય છે. શીલવાનોને માટે આ સંસારમાં કોઈ પણ વસ્તુ દુર્લભ નથી. માન્ધાતાએ એક જ રાતમાં, જનમેજયે ત્રણ રાતોમાં અને નાભાગે સાત રાતોમાં જ આ પૃથ્વીનું રાજ્ય પ્રાપ્ત કર્યું હતું. એ બધા રાજાઓ શીલવાન તથા દયાળુ હતા. આથી તેમના ગુણોથી આકર્ષિત થઈને આ પૃથ્વીની પ્રજા પોતાની મેળે જ તેમને આધીન બની ગઈ હતી.

દુર્યોધને પૂછ્યું—ભારત! જે શીલ વડે તે રાજાઓએ સહેજમાં આ ભૂમંડલનું રાજ્ય પ્રાપ્ત કરી લીધું હતું તે શીલ કેવી રીતે પ્રાપ્ત થઈ શકે?

ધૃતરાષ્ટ્રે કહ્યું—આ વિષયમાં પહેલાંના વખતની બનેલી એક વાત છે. શીલ બાબતની વાત નીકળતાં નારદજીએ આ પ્રસંગ કહી સંભળાવ્યો હતો. પહેલાં દૈત્યોના રાજા પ્રહ્લાદે પોતાના શીલના બળ વડે ઇન્દ્રનું રાજ્ય લઈ લીધું હતું અને ત્રણે લોકોને પોતાને વશ કરી લીધા હતા. આ વખતે ઇન્દ્રે બૃહસ્પતિની પાસે જઈને તેમને પોતાનું ઐશ્વર્ય પાછું મળે એવો ઉપાય પૂછ્યો. બૃહસ્પતિએ આ બાબતનું બરોબર જ્ઞાન થવા માટે ઇન્દ્રને શુક્રાચાર્યની પાસે મોકલ્યો. ઇન્દ્રે પ્રસન્નતાથી શુક્રાચાર્યની પાસે જઈને પોતાને ઐશ્વર્ય પાછું મળવાનો ઉપાય પૂછ્યો. શુક્રાચાર્ય બોલ્યા—'આ વિષયનું બરાબર જ્ઞાન મહાત્મા પ્રહ્લાદને છે.' આ સાંભળી ઇન્દ્ર બહુ રાજી થયો અને બ્રાહ્મણનું રૂપ ધારણ કરીને પ્રહ્લાદની પાસે ગયો. ત્યાં જઈને તેણે કહ્યું: રાજન્! હું કલ્યાણ પ્રાપ્ત કરવાનો ઉપાય જાણવા ચાહું છું. આપ તે બતાવવાની કૃપા કરો. પ્રહ્લાદે કહ્યું: વિપ્રવર! હું ત્રણે લોકનું રાજ્ય સંભાળવામાં રોકાએલો છું, તેથી આપને ઉપદેશ આપવાનો મારી

માસે વખત નથી. બ્રાહ્મણે કહ્યું; 'મહારાજ ! જ્યારે આપને વખત મળે ત્યારે હું આપની પાસેથી ઉત્તમ આચરણનો ઉપદેશ લેવા ચાહું છું.'

બ્રાહ્મણની સાચી નિષ્ઠા જોઇને પ્રહ્લાદ બહુ પ્રસન્ન થયા-અને યોગ્ય સમય આવતાં તેમણે તેને તે જ્ઞાનનું તત્ત્વ સમજાવ્યું. બ્રાહ્મણે પણ તેમના પ્રત્યે પોતાની ઉત્તમ ગુરુભક્તિ વ્યક્ત કરી. તેણે પ્રહ્લાદની ઇચ્છાને અનુસરીને યોગ્ય રીતે તેમની સેવા કરી. પછી સમય મળતાં બ્રાહ્મણે પ્રહ્લાદને અનેક વાર તે પ્રશ્ન કર્યો કે 'આપને આ ત્રણ લોકનું ઉત્તમ રાજ્ય કેવી રીતે મળ્યું તેનું કારણ મને બતાવો.'

પ્રહ્લાદે કહ્યું—વિપ્રવર ! હું કદી રાજાપણાનું અભિમાન રાખી બ્રાહ્મણોની નિન્દા નથી કરતો; પરન્તુ જ્યારે મને તેઓ શુક્રાચાર્યની નીતિનો ઉપદેશ કરે છે, તે વખતે સ્થિરતાથી તેમની વાતો સાંભળું છું અને તેમની આજ્ઞાને મસ્તકે ચઢાવું છું. શક્તિ પ્રમાણે શુક્રાચાર્યજીની નીતિના માર્ગ પર ચાલું છું; બ્રાહ્મણોની સેવા કરું છું, કોઇના દોષ જોતો નથી, ધર્મમાં આસ્થા રાખું છું; ક્રોધને છતી મનને કાબુમાં રાખી ઇન્દ્રિયોને પણ વશ કરવાનો સદા પ્રયત્ન કરતો રહું છું. મારો આવો સ્વભાવ જોઇને જ વિદ્વાન બ્રાહ્મણો સારાસારા ઉપદેશ આપ્યા કરે છે. અને હું તેમનાં વચનામૃતોનું પાન કરી શકું છું. તેથી નક્ષત્રોના રાજા ચન્દ્રમાની પેઠે હું પણ મારી પ્રજાને પ્રસન્ન કરતો તેના ઉપર રાજ્ય કરું છું. શુક્રાચાર્યજીનું નીતિશાસ્ત્ર તો આ પૃથ્વી ઉપર અમૃત સમાન છે. તે એક ઉત્તમ નેત્ર જ છે અને તે જ શ્રેય-પ્રાપ્તિનો સર્વોત્તમ ઉપાય છે.

પ્રહ્લાદ પાસેથી આ પ્રમાણે ઉપદેશ મળ્યા પછી પણ તે બ્રાહ્મણ તેમની સેવામાં લાગ્યો જ રહ્યો ત્યારે તેમણે કહ્યું; 'વિપ્રવર ! તમે મારી ગુરુની પેઠે સેવા કરી છે તમારાં આ વર્તાવથી પ્રસન્ન થઇને હું તમને વરદાન આપવા માગું છું. તમારી જે ઇચ્છા હોય તે માગી લો; હું તેને જરૂર પૂરી કરીશ.'

બ્રાહ્મણે કહ્યું—મહારાજ ! જો આપ પ્રસન્ન થયા હો અને મારું પ્રિય કરવા ચાહતા હો તો 'આપનો સ્વભાવ મને પ્રાપ્ત થાય' એ જ વર મને આપો. આપના જેવું શીલ (સ્વભાવ) પ્રાપ્ત કરવાની મને ઇચ્છા છે.

બ્રાહ્મણે આ પ્રમાણે વરદાન માગતાં પ્રહ્લાદને બહુ આશ્ચર્ય થયું. તેમને લાગ્યું કે આ કોઇ સાધારણ માણસ નહિ હોય. તો પણ તેમણે 'તથાસ્તુ' કહીને તેને વરદાન આપી દીધું. વરદાન મેળવીને બ્રાહ્મણવેષધારી ઇન્દ્ર તો ચાલ્યો ગયો પરન્તુ પ્રહ્લાદના મનમાં બહુ ચિન્તા થઇ. 'શું કરવું ?' તેનો તેઓ વિચાર કરવા લાગ્યા પણ કશો નિશ્ચય કરી શક્યા નહિ. એટલામાં તેમના શરીરમાંથી પરમ કાન્તિમાન આકૃતિવાળું તેજ પ્રકટ થયું. તેને જોઇને પ્રહ્લાદે પૂછ્યું—'આપ કોણ છો ?' ઉત્તર મળ્યો—'હું શીલ છું. તમે મારો ત્યાગ કર્યો તેથી હું જઇ રહ્યું છું. હવે જે બ્રાહ્મણ તમારો શિષ્ય થઇને એકાગ્ર ચિત્તથી આપની સેવામાં અહીં રહેતો હતો તેના શરીરમાં હું નિવાસ કરીશ.' આ પ્રમાણે કહીને તે તેજ ત્યાંથી અદૃશ્ય થઇ ગયું અને તેણે ઇન્દ્રના શરીરમાં પ્રવેશ કર્યો.

શીલ અદૃશ્ય થતાં જ એવી જાતનું બીજું તેજ તેમના શરીરમાંથી પ્રકટ થયું. પ્રહ્લાદે તેને પણ પૂછ્યું; 'આપ કોણ છો ?' તેણે કહ્યું; 'પ્રહ્લાદ ! તમે મને ધર્મ જાણો. હું પણ તે શ્રેષ્ઠ બ્રાહ્મણની પાસે જ જઇ રહ્યો છું. કારણ કે જ્યાં શીલ (ઉત્તમ સ્વભાવ) હોય ત્યાં જ હું રહું છું.' આમ કહીને જેવું તે તેજ વિદાય થયું કે ત્રીજું તેજોમય સ્વરૂપ પ્રકટ થયું. તેને પણ તેમણે તે જ પ્રશ્ન પૂછ્યો-તેણે ઉત્તર આપ્યો; 'અસુરેન્દ્ર ! હું સત્ય છું અને ધર્મની પાછળ જાઉં છું.' સત્યના ગયા પછી બીજો એક મહાબળવાન પુરુષ પ્રકટ થયો. પ્રહ્લાદે તેને પૂછતાં તેણે કહ્યું; 'પ્રહ્લાદ ! મને સદાચાર સમજો. જ્યાં સત્ય હોય ત્યાં જ હું પણ રહું છું.' તેના ચાલ્યા ગયા પછી તેમના શરીરમાંથી મોટી ગર્જના કરતો એક તેજસ્વી પુરુષ પ્રકટ થયો. પ્રહ્લાદે તેનો પરિચય પૂછતાં તે બોલ્યો; 'હું બળ છું, અને જ્યાં સદાચાર ગયો છે ત્યાં જ હું પણ જઇ રહ્યો છું.' આ પ્રમાણે કહીને તે ચાલ્યો ગયો.

ત્યારપછી પ્રહ્લાદના શરીરમાંથી એક પ્રભામય સ્વરૂપવતી દેવી પ્રકટ થઇ. તેને પૂછતાં તેણે બતાવ્યું કે 'હું લક્ષ્મી છું. તમે મને ત્યજી દીધી છે તેથી હું અહીંથી ચાલી જાઉં છું. કારણ કે જ્યાં બળ હોય ત્યાં જ હું પણ રહું છું.' પ્રહ્લાદે ફરી પ્રશ્ન કર્યો-'દેવિ ! તમે ક્યાં જાઓ છો ? તે શ્રેષ્ઠ બ્રાહ્મણ કોણ હતો ? હું આનું રહસ્ય જાણવા ચાહું છું.' લક્ષ્મી બોલી;

'જેને તમે ઉપદેશ આપ્યો છે તે બ્રહ્મચારી બ્રાહ્મણના રૂપમાં સાક્ષાત્ ઇન્દ્ર હતા. ત્રણે લોકમાં તમારું જે ઐશ્વર્ય ફેલાએલું હતું તે તેમણે હરી લીધું. હે ધર્મજ્ઞ! તમે શીલ વડે જ ત્રણે લોકો ઉપર વિજય પ્રાપ્ત કર્યો હતો. આ જાણીને ઇન્દ્ર તમારું શીલ લઇ ગયા છે. ધર્મ, સત્ય, સદાચાર, બળ અને હું (લક્ષ્મી)—આ બધાં શીલના જ આધારથી રહે છે. શીલ જ સર્વનું મૂળ છે.

આ પ્રમાણે કહીને લક્ષ્મી તથા શીલ વગેરે બધા ગુણો ઇન્દ્રની પાસે ચાલ્યા ગયા. આ વાત સાંભળીને દુર્યોધને ફરી પોતાના પિતાને પૂછ્યું-'કુરુનંદન! હું શીલનું તત્ત્વ જાણવા ચાહું છું. આપ મને તે સમજાવો અને જે રીતે તે પ્રાપ્ત થઇ શકે તેનો ઉપાય પણ બતાવો.'

ધૃતરાષ્ટ્રે કહ્યું—બેટા! શીલનું સ્વરૂપ અને તેને પ્રાપ્ત કરવાનો ઉપાય-આ બન્ને બાબતો મહાત્મા પ્રહ્લાદે પહેલાં જ બતાવી છે. હવે હું સંક્ષેપમાં શીલની પ્રાપ્તિનો ઉપાય બતાવું છું. તે ધ્યાન દઇને સાંભળ:-મન, વાણી અને શરીરથી કોઇ પણ પ્રાણીનો દ્રોહ ન કરવો, સર્વ પર દયા કરવી, પોતાની શક્તિ અનુસાર દાન આપવું-આ જ ઉત્તમ શીલ છે. આની જ સર્વ લોકો પ્રશંસા કરે છે. પોતાના જે કોઈ કાર્ય અથવા પ્રયત્નથી બીજાઓનું હિત ન થતું હોય તથા જેને કરવા જતાં જ સંકોચ લાગતો હોય-અન્તરાત્માના પાડતો હોય, તેવું કાર્ય કદી પણ ન કરવું જોઇએ. જે કામ કરવાથી માનવસમાજનું હિત થાય, લોકો જેની પ્રશંસા કરે તેવું જ કાર્ય યોગ્ય રીતે કરવું જોઇએ. ટૂંકમાં શીલનું સ્વરૂપ આ જ છે. બેટા! આ તત્ત્વને બરાબર રીતે સમજી લે અને જો યુધિષ્ઠિર કરતાં પણ વધારે સમ્પત્તિ પ્રાપ્ત કરવા ચાહતો હોય તો પૂરો શીલવાન બન.

**ભીષ્મ કહે છે**—કુન્તીનન્દન! રાજા ધૃતરાષ્ટ્રે પોતાના પુત્રને આ ઉપદેશ આપ્યો હતો. તમે પણ આ પ્રમાણે આચરણ કરો. તેથી તમને પણ તેવું ફળ પ્રાપ્ત થશે.

---

# પ્રાર્થનાની શક્તિ

લેખક:—શ્રી. ક. રાઘવાચાર્ય

બધાં શાસ્ત્રોએ પ્રાર્થના પર ભાર મૂક્યો છે. એના દ્વારા ઇશ્વરનો અનુગ્રહ થાય છે અને માણસનો પલટો થાય છે. દ્વેષ અને યુદ્ધથી રંજાડાયેલી આ દુનિયામાં ઇશ્વરનો અનુગ્રહ ઊતરે ખરો ? હા, જરૂર; પણ એ માટે શુદ્ધ અને દૃઢ સાધના હોવી જોઇએ. ઇશ્વર શાંતિ અને સત્યરૂપ છે. તેથી આ બે સંપત્તિઓની પ્રાપ્તિથી ઇશ્વરપ્રાપ્તિની સાધના પૂર્ણ થાય છે. ઇશ્વરપ્રાપ્તિનો આદેશ ખુદ ઇશ્વર તરફથી મળવો જોઇએ. અને એ જ દરેક સાધન માટે સાચી નિશાની છે. ઇશ્વર સાથે એકતા સાધવા ઇચ્છનાર સાધકે દરેક જીવ સાથે એકતા સાધવી જોઇએ. માત્ર એ પ્રાર્થનાદ્વારા થઈ શકે. સાધકને અસત્યમાંથી સત્યમાં, અંધકારમાંથી તેજમાં, મૃત્યુમાંથી અમરત્વમાં, લઈ જવાનું પ્રાર્થનાનું કાર્ય છે. અંગ્રેજ કવિ લોંગફેલોએ કહ્યું છે કે "માનવી અલ્પ બુદ્ધિથી ઇશ્વરનાં કાર્યો માપો નહિ. પણ તેના અનુગ્રહ સારૂં ઇશ્વર પર શ્રદ્ધા રાખો."

આ દુનિયા પર એવી એક પણ પ્રજા કે કોમ હસ્તી ધરાવતી નથી કે જે એક યા બીજા સ્વરૂપમાં જગતના દિવ્ય પિતાને પ્રાર્થના અર્પતી ન હોય; ભલે એને તેઓ લોર્ડ, જોવ, યહોવા, શિવ, અલ્લાહ, નારાયણ, વિષ્ણુ, શ્રીકૃષ્ણ કે દેવ, એવાં અલગઅલગ નામ આપતી હોય. પ્રાર્થના એ પ્રભુમય જીવનનો પ્રથમ શ્વાસ છે. ઝઘડતા આત્માનો એ હૃદયનો ધબકારો છે, અને ક્લેશ આપનારા વિચારોથી મુક્ત થયેલ શાંત ચિત્ત એ તેનું ફળ છે. દુઃખીયા અને મુંઝાયેલાનો એ સૌથી મોટો વિસામો છે.

ઇશ્વરને પ્રાર્થના કરવાની અને તેની સાથે તાદાત્મ્ય સાધવાની તથા વિવેક કરવાની ખાસ શક્તિને લીધે જ માણસ સર્જનહારનાં બીજાં બધાં સર્જનથી જુદો તરી આવે છે. પ્રાર્થના જુદાં જુદાં ધ્યેયોથી કરી શકાય અને જ્યારે હૃદયથી અને પૂરી શ્રદ્ધાથી પ્રાર્થના કરવામાં આવી હોય તો તે ગમે તે રૂપે થઇ હોય તો પણ અવશ્ય ફળ આપે છે. પ્રાર્થના કર્યા પછી દરેક માણસને પોતે પહેલાં કરતાં વધુ ઉન્નત અને શુદ્ધ થયો હોવાનો અનુભવ થાય છે. માણસને એની પ્રગતિ દરમ્યાન અનેક જુદી જુદી ભૂમિકામાંથી પસાર થવું પડે છે. દરેક

ભૂમિકામાં તે વધુ ને વધુ ઉન્નતિ સાધતો જાય છે. અને પૂર્ણતાની દિશામાં વધુ ને વધુ દિવ્યતા વિકસાવતો આગળ વધતો જાય છે.

વેદના સમયથી સમૂહમાં પ્રાર્થના કરવાનું અને સામાન્ય ધ્યેય અને હેતુથી ભેગા મળીને એક સાથે ઇશ્વરની પ્રાર્થના કરવાનું કહેવામાં આવ્યું છે. સાધકની સમક્ષ મોટાંમોટાં પ્રલોભનો આવી પડે કે તેને માથે મોટી આફતો તૂટી પડી ત્યારે એને પર્વત સમાન અચળ રહેવાનું બળ એ પ્રાર્થના આપે છે. જે ક્ષમા અને શાંતિથી ઇશુ ખ્રિસ્ત વધસ્થંભે ચડયા હતા તે એનો મોટામાં મોટો દાખલો છે. ભક્ત જો ઇશ્વરનું એકનું જ શરણ લે તો ઇશ્વર સંકટમાં તેનું આશ્ચર્યકારક રીતે રક્ષણ પણ કરે છે. મહાભારતમાં દ્રૌપદીની કથા છે કે તેમનાં ચીર ખેંચાતાં હતાં ત્યારે તેમણે કેવળ ઇશ્વર પર જ શ્રદ્ધા રાખી અને શ્રીકૃષ્ણે ચીર પૂર્યે રાખ્યાં. તેથી દુઃશાસન તેમનાં ચીર ખેંચે જ ગયો, છતાં દ્રૌપદીની લાજ લેવામાં ફાવ્યો નહી. રાજા હિરણ્યકશ્યપના પુત્ર પ્રહ્લાદનો પણ અમર દાખલો છે. ઇશ્વરમાં તેની અખંડ શ્રદ્ધા હતી, તેથી તેના પર ખૂબ ત્રાસ ગુજારવામાં આવ્યા છતાં પણ તે અડગ રહ્યો હતો. એને સાપથી ભરેલા ખાડામાં નાખ્યો, કે ઊંડા પાણીમાં ડુબાડયો, કે પર્વતના શિખર પરથી ફેંકયો પણ તે જરાયે ડગ્યો નહોતો. આ બધું ખરેખર પ્રાર્થનાનું બળ છે.

પોતાની સાચી પ્રાર્થનાથી ચમતકાર કરી બતાવ્યા હોય તેવા અનેક સંતો આપણા દેશમાં થઇ ગયા છે. આપણા યુગમાં જ મહાત્મા ગાંધીજીએ પ્રાર્થનાની શક્તિનું પ્રત્યક્ષ દર્શન પૂરતા પ્રમાણમાં કરાવ્યું છે. અંગત જોખમો સામે તે નીડરતાથી ઊભા રહ્યા એટલું જ નહીં પણ થોડા દિવસ પહેલાં જ્યાં ખૂન અને દ્વેષ ફેલાયાં હતાં ત્યાં શાંતિ અને મૈત્રી પણ સ્થાપી. શું ઇશ્વરે ઇશ્વરે ગાંધીજીની પ્રાર્થના સાંભળીને હિંદમાતાને પરાધીનતામાંથી મુક્ત કર્યાં નથી? પ્રાર્થનાની શક્તિ અનંત, અવર્ણનીય, અદ્વિતીય છે અને કેવળ અનુભવગમ્ય જ છે, તે શ્વાસનું સંગીત છે. પ્રાર્થનાનું બળ જ માનવજાતને બચાવશે, દેશોને યુદ્ધ અને તેની પાછળ આવતાં ભયંકર પરિણામોથી ઉગારશે. તેનાથી જ સર્વત્ર માણસોના હૃદયમાં પરિવર્તન થશે, એકબીજી પ્રજાઓ ભય, વહેમ કે દ્વેષ સિવાય નિકટ આવશે અને તેમને સમજાશે કે આપણે બધાં એક પ્રભુનાં જ બાળ છીએ, ભલે આપણાં જાત, રંગ, ધર્મ, કે દેશ વગેરે ભિન્ન હોય. કોઈ પ્રજા બીજીથી ચડિયાતી નથી કે ઇશ્વરની વધુ નિકટ નથી; દુનિયાના બધા લોકો તત્ત્વતઃ એક જ છે. બધાએ એકબીજા પ્રત્યે પ્રેમ અને સદ્‌ભાવ રાખવાં જોઇએ; સાથે કામ કરવું જોઇએ, સાથે રહેવું જોઇએ અને સાથે મળીને સૌનું ભલું સાધવું જોઈએ. પ્રાર્થના અને તેના બળથી જ દુનિયાનાં અનિષ્ટો, અને પરસ્પર વિરોધી કોયડાઓનો ઉકેલ આવશે અને એના સિવાયની માણસની બીજી કોઈ શક્તિ, બુદ્ધિ કે શોધ દુનિયાને નહીં બચાવી શકે. અણુશક્તિના રહસ્યના જ્ઞાનથી દુનિયાના પ્રશ્નોનો ઉકેલ આવવાનો નથી, પરંતુ પ્રાર્થનાનું સૌથી મહાન બળ જ માનવનું સાર્વત્રિક બંધુત્વ સ્થાપશે, માનવ સમાજમાં સંપ આણશે અને પૃથ્વી પર પ્રભુનું રાજ્ય સ્થાપશે અને ધરતી પર સ્વર્ગ ઊતરશે. ત્યારે જ માનવનું કાર્ય પાર પડશે. અને તેના જીવનનો ઉદ્દેશ પરિપૂર્ણ થશે. ('હરિજનબંધુ'માંથી)

---

## એક જ દવા—મૃત્યુદાતા અને જીવનદાતા

લેખક: શ્રી. મૂળશંકર ભટ્ટ

એક કઠિયારો હતો તે દૂરના એક જંગલમાંથી ચંદનવૃક્ષનાં લાકડાંનો ભારો કાપીને શહેરમાં વેચવા આવતો. પણ ચંદનનાં લાકડાં કોણ વેચાતાં લે? આખો દિવસ તે ભટકતો તો પણ તેને કોઈ ઘરાક મળતું નહીં એટલે તે નિરાશ થઇને પાછો ઘેર જતો. એક દિવસ તેણે એક નગરજનને પૂછયું; 'ભાઇ, મારી પાસે આ ચંદનનાં લાકડાંનો ભારો છે તે કોઈ ખરીદતું નથી. તેનો કોઇ ઘરાક મળશે?'

'ભાઇ! ચંદનનું લાકડું તે કોણ રોજ વાપરે? એ તો કોઇ રાજા જેવો મહાપુરુષ મરે તો તેની ચિતા માટે ઉપયોગમાં આવે, બાકી કોઈ ખરીદે નહીં.'

કઠિયારાને થયું કે લાવને આ ભારો લઈને રાજમહેલની બહારના ચોકમાં બેસું. રાજાનું મૃત્યુ થાય તો તરત જ મારો ભારો વેચાઇ જશે.

કઠિયારો હવે રોજ સવારમાં રાજમહેલની બહારના ચોકમાં ભારો લઇને બેસે. રાજા રોજ સવારમાં ઉઠીને ઝરૂખામાંથી નજર કરે તો આ કઠિયારાને ચંદનનાં લાકડાંના ભારા સાથે બેઠેલો જુએ. કઠિયારાને રાજાને જોતાં જ મનમાં થાય કે હવે ક્યારે આ રાજાનું મૃત્યુ થાય ને મારો ભારો ખપે.

બીજી બાજુથી રાજાને પણ કુતૂહલ થયું કે આ કઠિયારો હમણાં કેમ રોજ સવારથી સાંજ સુધી અહિં બેસી રહે છે. તેણે એક નોકરને ખાનગી રીતે તપાસ કરવા મોકલ્યો. નોકરે સહજભાવે કઠિયારાને અહીં બેસવાનું કારણ પૂછ્યું ને કઠિયારાએ સહજભાવે તેનો જવાબ આપ્યો. નોકરે આ જવાબ રાજાને ખચકાતાં કહ્યો.

રાજાને મનમાં થયું, બિચારો કઠિયારો કેવી આતુરતાથી ભોળે ભાવે મારા મૃત્યુની રાહ જોઇ રહ્યો છે! રાજાના મનમાં આ વાત નિરંતર ઘોળાવા લાગી ને જ્યારે ઝરૂખા બહાર નજર કરીને આ કઠિયારાને જુએ ત્યારે એ જ વાત—ચંદનનો ભારો અને પોતાનું મૃત્યુ એની આંખ આગળ તરવરવા લાગ્યાં.

દિવસેદિવસે રાજાનું શરીર બગડવા લાગ્યું. કંઈ ન કળાય એવો વ્યાધિ તેના શરીરને પીડવા લાગ્યો. રાજાના સારાસારા વૈદ્ય ને રાજવૈદ્ય આનું નિદાન કરવા લાગ્યા. પણ શરીરના કોઈ ભાગમાં રોગનું ચિહ્ન ન હતું. છતાં રાજા દિવસે દિવસે સૂકાતો જતો હતો એ વાત નક્કી.

રાજવૈદ્યે આ વ્યાધિનું મૂળ શોધવા ખૂબ પ્રયત્નો કર્યા. મહેલમાં બનતા નાના મોટા તમામ બનાવોની તપાસ કરી. આખરે એક નોકર પાસેથી આ 'કઠિયારાની' વાત જાણવા મળી. વૈદ્યને રોગનું મૂળ હાથ લાગ્યું હોય એમ લાગ્યું.

એક દિવસ તે સવારના પહોરમાં રાજા પાસે ગયો. રાજાની નાડ હાથમાં લીધી. ખૂબ બારીકાઈથી તે તપાસી. વૈદ્યે કહ્યું; 'મહારાજા! આખરે તમારા વ્યાધિનો ઉપાય મને હાથ લાગ્યો છે પણ તે ઉપચાર તમારે કાયમ કરવો પડશે.'

રાજાએ કહ્યું; 'શું!'

તમારે રોજ સવારના પહોરમાં ચંદનવૃક્ષનું લીલું તાજું દાતણ કરવું જોઈશે. આ દાતણ ક્યાંથી મળે તેની આપણે તપાસ કરવી પડશે.

રાજાએ તરત જ પેલા નોકરને કહ્યું: , જો તો, પેલો કઠિયારો આવ્યો છે?

કઠિયારાને જ્યારથી ખબર પડી કે રાજાની તબીયત બગડવા માંડી છે ત્યારથી તે લગભગ ચોવીસે કલાક ત્યાં બેસી રહેતો. કોણ જાણે ક્યારે રાજાનો દેહ પડે. તે વખતે પોતે હાજર ન હોય તો?

કઠિયારો ત્યાં જ બેઠો હતો. નોકર તેને રાજા પાસે તેડી ગયો.

'જો ભાઈ કઠિયારા' રાજવૈદે કહ્યું. 'તું આ ચંદનનાં લાકડાં ક્યાંથી લાવે છે?'

"દૂર જંગલમાંથી મહારાજ!"

"જો ત્યારે રોજ વ્હેલી સવારે ચંદનવૃક્ષ ઉપરથી તદ્દન તાજું લીલું દાતણ કાપીને સવારમાં રાજા ઉઠે ત્યારે તેમને હાજર કરી દેવાનું છે અને તે દાતણની તને રોજની સોનામહોર મળશે તે તારે દાતણ આપીને રોકડી લઈ લેવી......."

કઠિયારાના આનંદનો પાર ન રહ્યો. બીજે દિવસથી રાજાને લીલું 'ચંદનનું દાતણું' મળવા લાગ્યું. દાતણ આપવા આવતા કઠિયારાના મોં ઉપર આનંદ ને આશા ઉભરાતાં હતાં. જાણે કે તેની આંખો બોલતી હતી; 'હે ભગવાન! આ રાજા સો વરસનો થાય ને મારું દાતણ રોજ ખપે.'

રાજાના મૃત્યુની રાહ જોઇને બેસવા કઠિયારાના મોંને બદલે રોજ તેના જીવન માટે ભોળે ભાવે ઝંખતા કઠિયારાનું દાતણ એ રાજાના તમામ રોગને હરનારૂં ઔષધ થઈ પડ્યું.

# ભગવદ્દગીતામાં સર્વસ્પર્શી યોગ

લે. શ્રી. ના. ગો. ત્રિવેદી B. A. (Hons)

શ્રીમદ્ભગવદ્ગીતા એટલે પરમાત્માની માનવ-જાતને દોરવણી, માનવધર્મનું શાસ્ત્ર. મહાભારત વિષે કહેવાયું છે કે "**व्यासोच्छिष्टं जगत् सर्वम्**" "વ્યાસ ભગવાને આખું જગત કહી દીધું છે." જગતમાં એવું કશું નથી કે જે ભગવાન વેદવ્યાસે ન કહેલું હોય. ગીતા એ મહાભારતનો એક ભાગ છે, અને તેને વિષે પણ આપણે કહી શકીએ કે માનવધર્મ વિષે તેમાં બધું જ કહી દીધું છે. ગીતાનો તલસ્પર્શી અભ્યાસ તો પરમ પ્રકાશ આપનાર છે, પરંતુ તેનું મૌખિક પઠન માત્ર પણ મહદ્ કલ્યાણકારક છે, એમ પરમાત્માનું વચન ગીતામાં છે. અરે, તેનું શ્રવણમાત્ર પણ "**सोऽपि मुक्तः शुभांल्लोकान् प्राप्नुयात् पुण्यकर्मणाम् ।**" "તે પણ પુણ્યકર્મથી પ્રાપ્ત થતા શુભ લોકમાં વાસ કરે છે." એ રીતે કલ્યાણકારક છે. કારણ કે તેનું શ્રવણ કે વાંચન એ પુણ્યકર્મનો સંચય છે અને તે તુરત નહિ તો ભવિષ્યમાં પણ પરમાત્મપ્રીતિ તરફ દોરી જાય છે. "**नहि कल्याणकृत् कश्चिद् दुर्गतिं तात गच्छति**" "હે તાત! પુણ્યકર્મ કરનાર કોઈ પણ દુર્ગતિ પામતો નથી" કલ્યાણકારક કોઈ પણ કર્મ શુભ ફળ આપનારૂં છે, અને આત્મશુદ્ધિનું પગથિયું છે.

ગીતામાં અનેક સ્થળે અનેક વ્યંજના કરતો "યોગ" શબ્દ એ કલ્યાણકારી વર્તન જ સૂચવે છે. "**युज**" "જોડવું" ધાતુ પરથી "**योग**" શબ્દ થએલ છે. પરમાત્મા સાથે જોડાવું અગર પરમાત્મા તરફ મનને જોડવું, પરમ કલ્યાણ તરફ મનને જોડવું તે જ યોગ. ગીતાનું માર્ગદર્શન, પરમાત્માનું વચન, એ કોઈ એક વર્ગ કે કોઈ અમુક સ્થિતિએ પહોંચેલા મનુષ્ય માટે નથી. તે તો સર્વને માટે છે. મહાન જ્ઞાની, સંન્યાસી કે અજ્ઞાન છતાં યે શ્રદ્ધાવાન ભક્ત—એ સૌને ગીતા તો એક જ ધ્યેય સૂચવે છે, અને એ રીતે દરેક પોતપોતાની રીતે તો યોગસાધના સાધી શકે છે. તેઓ એક જ પંથના યાત્રી છે. પરમાત્મપ્રાપ્તિની અનેક રીતોની વિટંબણામાં પડેલ પોતાના ભક્તને ભગવાન કહે છે કે— "**सर्वधर्मान् परित्यज्य मामेकं शरणं व्रज**" "બધા ધર્મોને તજી મને એકને જ શરણે આવ." વારંવાર ચલિત થતા મનને તે યોગની એકાગ્રતા તરફ જ દોરે છે.

અધ્યાય બીજાના ૪૯ મા શ્લોકમાં કહે છે કે:

"**एषा तेऽभिहिता सांख्ये बुद्धियोगे त्विमां शृणु ।**

**बुद्ध्या युक्तो यया पार्थ कर्मबन्धं प्रहास्यसि ॥**

"આ રીતે મેં તને સત્ય જ્ઞાનનો માર્ગ દર્શાવ્યો, હવે કર્મમાર્ગ વિશે સાંભળ કે જેનાથી, હે પૃથાપુત્ર! તું કર્મનું બંધન છોડી દઈશ."

શ્રીકૃષ્ણે અર્જુનને આત્મા વિષેનું પરમ જ્ઞાન આપ્યું કે:

**नैनं छिन्दन्ति शस्त्राणि नैनं दहति पावकः ।**

**न चैनं क्लेदयन्त्यापो न शोषयति मारुतः ॥**

આત્મા અજર અમર છે. તેને શસ્ત્રો છેદી શકતાં નથી, અગ્નિ બાળી શકતો નથી, પાણી ભીંજવી શકતું નથી અને પવન સૂકવી શકતો નથી.

એ પરમ આત્માને ઓળખી, જ્ઞાનયોગથી મને પ્રાપ્ત કર.

અને જ્ઞાનયોગ સાથે તને કર્મયોગ પણ બતાવું છું.

"**योगस्थः कुरु कर्माणि संगं त्यक्त्वा धनंजय ।**

**सिद्ध्यसिद्ध्योः समो भूत्वा समत्वं योग उच्यते ॥**

"પરમાત્મપ્રાપ્તિનું પરમ ધ્યેય મનમાં રાખી સંગ-રહિત કર્મ કર, હે ધનંજય! સફળતા કે નિષ્ફળતાનો વિચાર ન કરતાં બન્નેમાં સમતા રાખ. એ છે કર્મયોગ" કારણ કે:

**कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन ।**

"કર્મ કરવું એ જ તારો ધર્મ છે, ફળ વિશે તારો અધિકાર નથી."

"**दुःखेष्वनुद्विग्नमनाः सुखेषु विगतस्पृहः ।**"

"દુઃખમાં પ્રસન્ન મનવાળો અને સુખમાં ઇચ્છા-રહિત બની—

"**आपूर्यमाणमचलप्रतिष्ठं**

**समुद्रमापः प्रविशन्ति यद्वत् ।**

तद्वत् कामा यं प्रविशन्ति सर्वे
स शान्तिमाप्नोति न कामकामी ॥

"જેમ સમુદ્રમાં પાણી આવ્યા જ કરે છે છતાં તે ઉભરાઇ જતો નથી તેમ જેનામાં સર્વે કામનાઓ સમાઇ જાય છે તે શાંતિ પ્રાપ્ત કરે છે." તેમ શાંતિને પ્રાપ્ત કર.

જો કેઃ—

नहि कश्चित् क्षणमपि जातु तिष्ठत्यकर्मकृत् ।
कार्यते ह्यवशः कर्म सर्वः प्रकृतिजैर्गुणैः ॥

"કોઈ પણ એક ક્ષણ માટે પણ કર્મ કર્યા વગર રહી શકતો નથી, કારણ કે પ્રકૃતિથી ઉત્પન્નથએલા ગુણો વડે ફરજીયાત કર્મનો આશ્રય લેવો પડે છે."

છતાં પણઃ—

यस्त्वात्मरतिरेव स्यादात्मतृप्तश्च मानवः ।
आत्मन्येव च संतुष्टस्तस्य कार्यं न विद्यते ॥

"જે આત્મામાં લીન છે, અને આત્મામાં સંતોષ માને છે અને આત્મામાં જ સંતોષ જુએ છે તેને કાંઇ કરવાનું રહેતું નથી."

તેથીઃ—

तस्मादसक्तः सततं कार्यं कर्म समाचर ।
असक्तो ह्याचरन् कर्म परमाप्नोति पुरुषः ॥

"આસક્તિ રહિત થઈને કરવા યોગ્ય કર્મ કર અને એ રીતે અનાસક્તિથી કર્મ કરવાથી પરમ પુરુષ એવા મને તું પ્રાપ્ત કરી શકીશ."

કર્મયોગ એ પરમાત્મપ્રીતિવાળાં દરેક મનુષ્ય માટે આકર્ષક છે. પૂર્ણ વૈરાગ્ય ગ્રહણ કરી વનવાસ સ્વીકારી શરીરને દુઃખ આપી તપ કરવાથી જ પરમાત્માની પ્રાપ્તિ થાય છે એવું નથી. સર્વે કાર્યો પરમાત્માને અર્પણ કરી નિરાસક્ત બની યથાયોગ્ય ગૃહસ્થધર્મ બજાવતાં પણ પરમાત્મપ્રાપ્તિ અશક્ય નથી. યુવાવસ્થામાં ભોગવિલાસ અને ધર્મઅધર્મના વિવેક વિના અનેક કાર્યોનો બોજ લઇ પછી "ઘડપણમાં ગોવિંદ ગાશું" કહેનારને માટે ગીતાનો કર્મયોગ એ ભગવાન શ્રી શંકરાચાર્યના "ભજ ગોવિંદં ભજ ગોવિંદં મૂઢમતે" એની જેમ ચાબુક સમાન છે.

એ યોગનું હાર્દ અધ્યાય ૪ ના શ્લોક ૨૧-૨૨ અને ૨૩ એ સંપૂર્ણ રીતે વ્યક્ત કરે છેઃ—

निराशीर्यतचित्तात्मा त्यक्तसर्वपरिग्रहः ।
शारीरं केवलं कर्म कुर्वन्नाप्नोति किल्बिषम् ॥

"કામના રહિત, મનને જેણે કબજે કરેલ છે, અને જેને કોઇ પણ જાતની ઇચ્છા નથી અને જે દરેક ક્ષણિક વ્યવહારોથી પર છે તે કેવલ શારીરિક કર્મ કરવા છતાં દોષ પામતો નથી."

यदृच्छालाभसन्तुष्टो द्वंद्वातीतो विमत्सरः ।
समः सिद्धावसिद्धौ च कृत्वापि न निबध्यते ॥

"જે કાંઈ મળે તેનાથી સંતોષ માનતો, સુખદુઃખ વગેરેના દ્વંદ્વ અને ઇર્ષાથી રહિત છે અને સફળતા કે નિષ્ફળતામાં જે સમદષ્ટિવાળો છે તે કર્મ કરવા છતાં બંધન પ્રાપ્ત કરતો નથી."

અનેઃ—

गतसंगस्य मुक्तस्य ज्ञानावस्थित चेतसः ।
यज्ञायाचरतः कर्म समग्रं प्रविलीयते ॥

"જે સંગ રહિત છે, મુક્ત છે અને જેનું ચિત્ત જ્ઞાનમાં સ્થિર થયેલ છે અને જે પરમ અર્થને માટે જ કર્મ કરે છે તેનું કર્મ નષ્ટ થાય છે."

કુરુક્ષેત્રનું યુદ્ધ એ ઘોર યુદ્ધ હતું, જેમાં ક્રૂરતા અને મૃત્યુ એ તાંડવ નૃત્ય કરતાં હતાં, છતાંયે અર્જુનને તે કરવાનો આદેશ શ્રીકૃષ્ણે આપ્યો. તેવી જ રીતે જીવનમાં જે કાર્ય કરવું પડે છે તે કરવું જ પડે છે. પણ તે પરમાત્મભાવથી કરવાથી તેમાં દોષ રહેતો નથી. કારણ કેઃ-

मनः एव मनुष्याणां कारणं बन्धमोक्षयोः ।

"મન એ જ મનુષ્યને બંધન અને મોક્ષનું કારણ છે."

પરંતુ કર્મયોગીનું મન તો પરમાત્મધ્યાનમાં તલ્લીન બનેલું છે એટલે તેને તે કાર્યનું બંધન ક્યાંથી રહે?

કર્મનો સંન્યાસ, ત્યાગ, એ કલ્યાણકારક તો છે જ પરંતુ કર્મયોગ એ તેથી ઉત્તમ છે. જે રાગદ્વેષ, કે આસક્તિ વિના કાર્ય કરે છે તે સંન્યાસી જ છે.

कायेन मनसा बुद्धया केवलैरिन्द्रियैरपि ।
योगिनः कर्म कुर्वन्ति संगं त्यक्त्वात्मशुद्धये ॥

"શરીરથી, મનથી, બુદ્ધિથી અને ઇન્દ્રિયમાત્રથી યોગીઓ કર્મ કરે છે, પણ તે આસક્તિ વગર અને આત્માની શુદ્ધિ અર્થે."

જેમ કૈવલ્યપ્રાપ્તિ માટે સમાધિસ્થ દશા એ ઉચ્ચતમ ભૂમિકા છે તેમ આ યોગમાં "સમાન દૃષ્ટિ" એ ઉચ્ચ ભૂમિકા છેઃ-**इहैव तैर्जितः सर्गो येषां साम्ये स्थितं मनः।** "જેનું મન સમાન દૃષ્ટિમાં સ્થિર થયું છે તેણે જીવન જીત્યું છે."

અધ્યાય ૬ શ્લોક ૧૧ થી આપણને કૈવલ્યપ્રાપ્તિના સાધનરૂપ ધ્યાનયોગ અથવા યોગવિદ્યાનાં સંક્ષિપ્ત જ્ઞાનનું દર્શન થાય છે. તેમાં યોગના સ્તંભરૂપ આઠ અંગોની સંક્ષેપમાં ઝાંખી કરીયે છીએ. યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિ એ આઠે અંગો તેમાં વ્યંજિત થાય છે.

શ્લોક ૪ ના ત્રીજા પાદ "**सर्वसंकल्पसंन्यासी**" "સર્વ સંકલ્પોથી જે સંન્યાસી છે" થી ચાર યમો આવી જાય છે.

તેવી જ રીતેઃ-"**युंजन्नेवं सदात्मानं योगी नियतमानसः**" "આવી રીતે સર્વદા સાધના કરતો અને મનના નિગ્રહ વાળો યોગી,"

"**शुचौ देशे प्रतिष्ठाप्य**" "શુદ્ધ જગ્યાએ આસનકરી"

"**संप्रेक्ष्य नासिकाग्रं**" નાસિકા તરફ દૃષ્ટિ કરી",

"**यतचित्तेन्द्रियक्रियः**" "મન અને ઇન્દ્રિયોની ક્રિયાને રોકી"

"**तत्रैकाग्रं मनः कृत्वा**" "ત્યાં મનને એકાગ્ર કરી"

'**मनः संयम्य मच्चित्तो**' "મનનો નિગ્રહ કરી મારામાં ચિત્ત રાખી"—વગેરેથી યમ નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિ વગેરે વર્ણવેલાં છે.

એ ધ્યેય અને એ ભૂમિકા કર્મસંન્યાસયોગમાં કહેલ—

"विद्याविनयसंपन्ने ब्राह्मणे गवि हस्तिनि ।

शुनि चैव श्वपाके च पण्डिताः समदर्शिनः ॥

"વિદ્યા અને વિનય યુક્ત બ્રાહ્મણ તરફ, ગાય કે હાથી તરફ, કૂતરું કે ચાંડાળ તરફ જ્ઞાનીઓ તો સમાન દૃષ્ટિવાળા હોય છે." એ ભૂમિકાથી જુદા નથી. બ્રહ્મપ્રાપ્તિમાં સમાન જ ભૂમિકા છે.

વિશ્વરૂપદર્શન-પ્રાપ્તિ અર્જુનને થઇ તે પરમાત્માની અનન્ય કૃપા છે. એ કૃપા કે જે દર્શનને **यदक्षरं वेदविदो वदन्ति**—

"જેને વેદના જ્ઞાતાઓ 'અક્ષર' કહે છે," તે કૃપાપ્રાપ્તિ ભક્તિયોગથી થાય છે.

नाहं वेदैर्न तपसा न दानेन न चेज्यया ।

शक्य एवं विधो द्रष्टुं दृष्टवानसि मां यथा ॥

"જે તેં મારૂં દર્શન પ્રાપ્ત કર્યું તે વેદથી, તપથી, દાનથી કે યજ્ઞથી પ્રાપ્ત કરવું શક્ય નથી."

પરંતુ ***भक्त्या त्वनन्यया शक्यः।*** "અનન્ય ભક્તિથી તે શક્ય છે."

એ ભક્તિયોગ નામના ગૃહસ્થને સરળ એવા પરમ યોગનો માર્ગ શ્રીકૃષ્ણ બારમા અધ્યાયમાં વર્ણવે છે.

શ્રીમદ્‌ભાગવતમાં જેનું ગાન ગાયેલ છે એ અત્યુત્તમ ભક્તિથી **भिद्यते हृदयग्रन्थिश्छिद्यन्ते सर्वसंशयाः** "હૃદયની ગ્રંથિઓ તૂટી જાય છે અને સર્વ સંશય દૂર થાય છે."

અને જ્યારે—

यदा सर्वे प्रभिद्यन्ते हृदयस्येह ग्रन्थयः ।

अथ मर्त्योऽमृतो भवत्येतावदनुशासनम् ॥

(कठोपनिषद् १५)

"હૃદયની સર્વ ગ્રંથિઓ તૂટે છે, ત્યારે માનવી અમર બને છે એમ સર્વ વેદાન્તોનો આદેશ છે."

વ્રજની ગોપીઓ તો ખાતી, પીતી, બેસતી, ઊઠતી, અને દુન્યવી સુખદુઃખનો અનુભવ કરતી સંસારી ગૃહિણીઓ હતી. પરંતુ કૃષ્ણભક્તિમાં તલ્લીન બની ભાવાવેશમાં હૃદયની ગ્રંથિઓને ભેદી કૃષ્ણને પ્રાપ્ત કર્યા. કારણ કે પરમાત્મા કહે છે કે—

तेषामहं समुद्धर्ता मृत्युसंसारसागरात् ।

भवामि न चिरात् पार्थ मय्यावेशितचेतसाम् ॥

"જેઓ મારામાં તલ્લીન છે તેઓને આ સંસારરૂપી સાગરમાંથી હું તારૂં છું."

એ ભક્તિયોગની ઉચ્ચતમ ભૂમિકા પણ ધ્યાન અને સંન્યાસની માફક સમદર્શીપણું જ છે.

समः शत्रौ च मित्रे च तथा मानापमानयोः ।

शीतोष्णसुखदुःखेषु समः संगविवर्जितः ॥१२।१८॥

"શત્રુ અને મિત્ર તરફ સમાન, માન અને અપમાન તરફ સમાન, શીતળ અને ઉષ્ણ તરફ સમાન, સુખ અને દુઃખ તરફ સમાન અને સંગથી રહિત" એ ભક્તની ઉચ્ચતમ અવસ્થા છે.

આવી રીતે ભક્તિ, જ્ઞાન, વૈરાગ્ય, ધ્યાન-સર્વનું માર્ગદર્શન ગીતા કરાવે છે. અને તેથી તેમાં વૈવિધ્ય છતાંયે એકતા છે. સર્વ સરિતાઓના કેન્દ્રરૂપ સમુદ્ર તો એક જ છે.

ગીતા એ ઉપનિષદોનું સત્ત્વ છે.

सर्वोऽपनिषदो गावो दोग्धा गोपालनन्दनः ।
पार्थो वत्सः सुधीर्भोक्ता दुग्धं गीतामृतं महत् ॥

"બધાં ઉપનિષદો એ ગાયો સમાન છે, તેના દોહનાર શ્રીકૃષ્ણ છે, અર્જુન એ વત્સ છે અને એ ગીતામૃત રૂપી દૂધનું પાન બુદ્ધિમાનો કરે છે." અને તેના વિવિધ માર્ગદર્શનનો સાર એ જ છે કેઃ—

सर्वधर्मान् परित्यज्य मामेकं शरणं व्रज ।
अहं त्वा सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः ॥

"બધા ધર્મોને છોડી, મારે શરણે આવ. હું તને સર્વ પાપોમાંથી મુક્ત કરીશ માટે શોક ન કર."

# પુરુષાર્થનો વિનિયોગ

લેખક :—
શ્રી. લલ્લુભાઇ ઉપાનતકાર

માનવજન્મનું સાર્થક્ય વિશ્વનિયંતાની સમીપે જવામાં જ છે એમ સમજુ જનોનું કથન છે. વિભુની વ્યાપકતાને લીધે તે વસ્તુમાત્રમાં ઓતપ્રોત છે એટલે યથાર્થતાએ તેનાથી વિમુખ જેવું કશું પણ નથી છતાં માનવ-જીવાત્મા પ્રયત્નથી તેનો પ્રત્યક્ષ સાક્ષાત્કાર કરી શકે એમાં અંતરાય રૂપ થતી ભ્રાંતિ-માયાને પુરુષાર્થના બળથી અને વિવેકની કળ વડે દૂર કરી તે વિભુની વ્યાપકતામાં સદેહે તદ્રૂપ થવું એ જ તેની સામીપ્યતાનું સાચું સ્વરૂપ છે.

એ સમીપતા માટે જીવનની અંતિમ પળો સુધી જેટલો પ્રયત્ન થઇ શકે તેટલો કરી છૂટવું એ માનવદેહનો મહાન હેતુ છે.

આપણી પાસે અમુક અંશે શક્તિ પણ વિદ્યમાન છે જ. તેનો વ્યય એ માર્ગે નહિં કરીશું તો જીવનના અંતકાળે તે શક્તિથી આપણને વિમુખ થવું જ પડે છે. એમ મૃત્યુના માર્ગે ગયેલા મનુષ્યોના પ્રત્યક્ષ દૃષ્ટાંતથી પ્રતીત થઇ શકે છે.

એટલે પેલો મહાન હેતુ સિદ્ધ કરવા માટે આપણે જેટલી શક્તિ વાપરીએ તેટલીનો તો સર્વથા સદ્‌ઉપયોગ થયો છે એમ નિઃશંક કહી શકાશે. એમાં આપણે કશું ગુમાવતા નથી.

બીજી બાજુ આપણી શક્તિનો ઉપયોગ જો વિશ્વનિયંતાથી દૂરતર જવામાં થઇ ગયો તો નિઃશંક માનવજીવનનો દુરુપયોગ થયેલો ગણાશે અને તે બીજા કોઇના ગેરલાભમાં નહિ પણ આપણા પોતાના જ હિત વિરુદ્ધ પરિણામ ઉપજાવે છે. ભગવાન શ્રીકૃષ્ણે એવું પ્રતિપાદન પણ કર્યું છે કે—

"अश्रद्दधानाः पुरुषा धर्मस्यास्य परंतप ।
अप्राप्य मां निवर्तन्ते मृत्युसंसारवर्त्मनि ॥"

"હે પરંતપ ! આ ધર્મને વિષે જેને શ્રદ્ધા નથી એવા લોકો મને ન પામવાથી મૃત્યુયુક્ત સંસારમાર્ગમાં નિરંતર ફર્યા કરે છે." (ગી. ૯/૩)

વ્યવહારને નિભાવવા માટે આપણને આવશ્યક સાધનો મેળવવાં પડે છે. છતાં તેનો વ્યવહારમાં ઉપયોગ કરવા સાથે પેલો મૂળભૂત મહાન હેતુ જે વિશ્વનિયંતાની સમીપે જવાનો કહેવાયો છે તે માર્ગે પણ તે સાધનોનો વિનિમય થઇ શકે છે. વાસ્તવિકતાએ તેનો સર્વોત્તમ ઉપયોગ તો ત્યારે જ થયેલો ગણાય છે કે જ્યારે ઇશ્વરની સમીપતાનો સ્વાનુભવ આ જ દેહમાં મૃત્યુપૂર્વે થાય.

આ રહસ્યનું થોડુંઘણું જ્ઞાન પ્રત્યેક મનુષ્યને હોય છે. સઘળા એ સિદ્ધાંતને કબુલ પણ કરે છે છતાં તેમાં તેઓની પ્રવૃત્તિ નથી થતી એમ આપણે જોઇએ છીએ, એનું કારણ શું ?

આ પ્રશ્નનો જવાબ એ મળી શકશે કે મનુષ્યની પ્રવૃત્તિ થવામાં પૂર્વજન્મનાં સંસ્કારો

મુખ્ય ભાગ ભજવે છે. શુભ સંસ્કારોના અભાવે ખરી વસ્તુસ્થિતિનું જ્ઞાન હોવા છતાં તેનો અમલ કરવામાં પ્રમાદ સેવે છે.

વ્યવહારનાં સાધનો મેળવવા ભારે પ્રયત્ન કરવા છતાં દરેક મનુષ્ય તે પરિપૂર્ણ રીતે નથી મેળવી શકતો. અર્થાત્ તેમાં સંતોષ થાય એવું ભાગ્યે જ બને છે. તેનું કારણ એ સાધનોની પ્રાપ્તિમાં પૂર્વજન્મના પ્રારબ્ધ અને સાંપ્રત સમયના પુરુષાર્થનો મેળ ન હોય એ જ હોય છે.

એ સિદ્ધાંત અનુસાર પૂર્વ પુણ્યના અસ્તિત્વ વિના સંસારમાં મનુષ્યને સુખનાં સાધનોની પ્રાપ્તિ નથી થતી. એટલે કે ધન, માન, પુત્ર, કલત્ર, કીર્તિ, વૈભવાદિ પૂર્વપુણ્યના ફળરૂપે મળતાં હોવાથી પૂર્વનો પુરુષાર્થ વર્તમાન કાળમાં ફળેલો ગણી શકાય છે.

તો સાંપ્રતમાં તે સુફલિત પુરુષાર્થનો ઉપયોગ ઉત્તરોત્તર વિશેષ ઉચ્ચ પુરુષાર્થની સિદ્ધિ માટે થાય તો ઉજ્જવળ ભાવિની આશા નિશ્ચિત પરિણામ ઉપજાવે છે.

એક ખેડૂત નવું બી પહેલે વર્ષે માત્ર શેરબશેરના પ્રમાણમાં પરગામથી મેળવે છે અને ત્રીજે કે ચોથે વર્ષે તેના ખેતરમાં તેજ અનાજ ભરપૂર રીતે પકવી શકે છે. તેવી જ રીતે થોડું પણ પણ પુણ્ય કર્યું હોય તો તે મહાન ફળનો લાભ કરાવે છે. માટે જ કહ્યું છે કે:—

प्रयत्नाद्यतमानस्तु योगी संशुद्धकिल्बिषः ।
अनेकजन्मसंसिद्धस्ततो याति परां गतिम् ॥

"પ્રયત્ન કરીને વધારે પ્રયત્ન કરવામાં જેનું પાપ દૂર થયું છે એવો એ યોગી અનેક જન્મે યોગસિદ્ધ થઈને પરમ ગતિને પામે છે."

( ગીતા. ૬–૪૫ )

આમ આપણા હાથમાં પુરુષાર્થરૂપી હથીયાર આવેલું છે. તેનો જેમ આપણે ધારીએ તેવી રીતે ઉપયોગ કરી શકીએ એમ છે.

સદ્ભાગી જનો તેનો વિનિમય જીવન્મુક્તિ માટે જ કરે છે. દુર્ભાગ્યને દૂર કરવામાં એ પુરુષાર્થનો જ ઉપયોગ કરવાનો છે. એ કળ જો હાથમાં આવે તો તે જીવમાંથી શિવ બનવાના માર્ગથી ભ્રષ્ટ નથી બનતો. ૐ તત્સત



શ્રદ્ધાના વેગ પ્રમાણે ઇશ્વરના જ્ઞાનનો વેગ પણ રહે છે. જ્યાં શ્રદ્ધા ઓછી હોય ત્યાં વધારે જ્ઞાનની આશા રાખવી નિરર્થક છે. ખાવાની બાબતમાં જે ગાય બહુ ચીકણી હોય, તે પ્રમાણમાં દૂધ થોડું આપે છે, પણ જે ગાય દરેક પ્રકારનો ખોરાક—ઘાસ, પાંદડાં, ફોતરાં, કોરમું-બાનું બધું તે ખાય છે, અને તે આનન્દથી ખાય છે, એ ગાય પુષ્કળ દૂધ આપે છે. તેના આંચળમાંથી ફર ફર કરતું મોટી શેડે દૂધ બોધરણામાં પડે છે.

જેનામાં શ્રદ્ધા છે, તેનામાં બધું છે, અને જેનામાં શ્રદ્ધા નથી, તેનામાં કાંઈ જ નથી.

જો ઇશ્વરસાક્ષાત્કાર માટે આતુર હો, તો દૃઢ શ્રદ્ધાપૂર્વક તેના નામનો જપ કરો, તથા સત્-અસત્નો વિવેક કરો.

જ્યાંસુધી શ્રદ્ધાના વિષયમાં મનુષ્ય બાળક જેવો ન થાય, ત્યાંસુધી ઇશ્વરનો સાક્ષાત્કાર શક્ય નથી. જો મા બાળકને એમ કહે કે આ તારો ભાઈ છે, તો બાળક એ વાત બરાબર માની લે છે. મા એમ કહે કે અહીં ભૂત છે, તો બાળક તે વાત પણ માની લે છે. માનવીમાં જ્યારે આવી બાળક જેવી શ્રદ્ધા પ્રભુ જુએ છે, ત્યારે તેનામાં ખૂબ દયા ઉત્પન્ન થાય છે, દુનીયાદારીના ગણત્રીબાજ સ્વભાવવાળાં માણસો ઇશ્વરનો સાક્ષાત્કાર કરી શકતાં નથી.



# પરીક્ષા

[ એકાંકી નાટિકા ] અનુવાદક : શ્રી હરીશ નાયક

પાત્રો : ઇન્દ્ર : દેવતાઓનો રાજા
અગ્નિ : પ્રકાશનો દેવતા
વાયુ : પ્રાણોનો દેવતા
બૃહસ્પતિ : દેવતાઓના ગુરુ
યક્ષપુરુષ : એક પરમ તેજસ્વી દેવતા
(જેને આપણે ભગવાન વિષ્ણુ કહીશું)
હેમવતીદેવી : વિશ્વશક્તિની અધિષ્ઠાત્રી દેવી.

(નગારાં ઢોલ અને શરણાઈની વચમાંવચમાં અવાજ સંભળાય છે. 'અસુરો પર વિજય મેળવનારા દેવતાઓનો જય હો.' 'અસુરોનો સર્વનાશ હો')

અગ્નિ : "દેવરાજ ! અન્યાયી અસુરોને આપણે સદાને માટે સમાપ્ત કરી દીધા છે. હવે તેઓ આ ધરતી પર ક્યારે પણ માથું ઊંચકી શકે એમ નથી."

બૃહસ્પતિ : "તેજસ્વી અગ્નિદેવ ! આ ધરતી પરથી ઘાસને પણ કોઈ સદાને માટે સમાપ્ત કરી શકતું નથી. અને એ લોકો તો બળવાન અસુરો છે. એવું સમજવામાં તમારી ભૂલ થાય છે."

ઇન્દ્ર : "ગુરુદેવ ! તમારું કહેવું બરાબર છે. જેઠ મહિનાનાં તડકામાં ક્યાંય નજરે નહિ પડનારું ઘાસ શ્રાવણ મહિનામાં ફરીથી લીલું છમ બની જાય છે."

અગ્નિ : "દેવરાજ ! તમે કેવી વાતો કરો છો ! મેં અસુરોને મૂળથી સળગાવી મૂકી રાખ કરી નાખ્યા છે. જેઠના તડકામાં ઘાસનાં મૂળિયાં નથી બળતાં એટલા માટે જ શ્રાવણમાં લીલું છમ બની જાય છે."

બૃહસ્પતિ : "અગ્નિદેવ ! એવી જ રીતે અસુરોની જડ પણ સમૂળગી નથી બળી ગઈ."

અગ્નિ : (હસીને) "ગુરુદેવ ! હું જ્યારે અસુરોને જડમૂળથી સળગાવી રહ્યો હતો ત્યારે તમે તો બેઠા બેઠા શાસ્ત્રોનાં પાનાં ફેરવી રહ્યા હતા."

બૃહસ્પતિ : "બેટા અગ્નિ ! છતાં પણ અસુરોની જડ રહી ગઈ છે, તે ફરીથી જામી પડશે.'

અગ્નિ : "ગુરુદેવ ! બતાવો મને તેઓ ક્યાં છે ! હું હમણાં જ તેમને ખતમ કરી દઈશ."

ઇન્દ્ર : "ગુરુદેવ ! અગ્નિને છેડશો નહિ. તમે જુઓ તો છો કે એના ક્રોધથી અમારાં શરીર પણ તપવા લાગ્યાં છે.'

અગ્નિ : "નહિ દેવરાજ ! ગુરુજીએ હવે બતાવવું જ પડશે કે આ ધરતી પર અસુરોની જડ ક્યાં છે !"

બૃહસ્પતિ : "પણ બેટા અગ્નિ ! કોઈ પણ વસ્તુની જડ કદિ સળગાવી શકાતી નથી."

અગ્નિ : "અગ્નિને માટે એવી કોઈ પણ ચીજ આ દુનિયા પર નથી જે બળીને રાખ ન થઈ જાય. મેં અસુરોને સમૂળ નષ્ટ કરી નાખ્યા; હવે તેઓ ફરી ક્યાંથી ઉત્પન્ન થવાના છે ?"

વાયુ : "ભાઈ અગ્નિ ! ગુરુદેવની વાતો માનીશ નહિ. અસુરોને આપણે કાયમને માટે ઠેકાણે લગાવી દીધા છે, હવે તેઓ આ ધરતી પર ફરી આવી શકે તેમ નથી."

ઇન્દ્ર : "ગુરુદેવ ! મને પણ અગ્નિ અને વાયુની વાતો પર વિશ્વાસ છે, તમે જ કહો, જેના પર અગ્નિ અને વાયુ ક્રોધ કરે, એ શી રીતે બચી શકે ?"

વાયુ : "દેવરાજ ! અગ્નિને સળગાવતાં તો જરા વાર પણ થતી હશે, પણ હું તો એક ક્ષણમાં કોઈને પણ મારી શકું એમ છું. સંસારમાં જેટલા જીવો છે તેઓ મારા વગર તો એક ક્ષણ પણ જીવી શકે તેમ નથી. મેં અસુરોને એવા માર્યા છે એવા માર્યા છે કે તેઓ કદી ફરી જીવતા થઈ શકે એમ નથી."

બૃહસ્પતિ : "પણ દેવરાજ ! હું જોતો આવ્યો છું કે આ સંસારમાં કોઈ પણ દિવસ કોઈ સમૂળગો નાશ થયો જ નથી......" (વાદળ ગરજે છે)

ઇન્દ્ર : "અરે ગુરુદેવ ! આ શું થયું ? આપણું શરીર તપી ચાલ્યું. આપણી આંખો ખુલતી નથી. સામેથી પેલા પરમ તેજસ્વી પુરુષ કોણ આવી રહ્યા છે જે સેંકડો સુરજ કરતાં પણ વધારે તેજસ્વી હોય એમ લાગે છે."

અગ્નિ : "ખરેખર, આવું તેજસ્વી તો મેં ક્યારેય કોઈ જોયું નથી. મારું પણ શરીર ગરમ ગરમ થઈ રહ્યું છે ને આંખો ઊંચી થઈ શકતી નથી."

બૃહસ્પતિ : "દેવરાજ ! હું પણ કંઈ બતાવી શકું એમ નથી કે 'આ પુરુષ કોણ છે ? મારી આંખે પણ વારંવાર મીંચાઈ જાય છે. પણ એટલું તો ચોક્ખું દેખાય છે. કે એ કોઈ યક્ષ પુરુષ છે, કારણ એના શરીરની બનાવટ બરાબર એવી જ છે.'

ઇન્દ્ર : "ભાઈ અગ્નિદેવ ! તમે આ દેવતાઓમાં સૌથી વધારે તેજસ્વી છો. જરા જઈને ખબર તો કાઢો કે એ તેજસ્વી યક્ષપુરુષ કોણ છે !"

વાયુ : "દેવરાજ ! તમારો વિચાર યોગ્ય છે. અગ્નિને મોકલીને આ ભયાનક અસુરની ખબર કઢાવવી જ જોઈએ."

બૃહસ્પતિ : "બેટા અગ્નિ ! તું જા અને એ યક્ષપુરુષની ખબર કાઢી લાવ કે એ કોણ છે અને અહીં શા માટે જોવી રહ્યો છે !"

અગ્નિ : "પણ ગુરુદેવ ! મને એકલા જવું યોગ્ય લાગતું નથી. મારા દરેક કામમાં વાયુ સાથ આપે છે માટે એને પણ મારી સાથે મોકલો.

વાયુ : "નહિ નહિ ગુરુદેવ ! હું અગ્નિની સાથે નહિ જાઉં. જો જવું જ પડશે તો હું એકલો જ જઈશ. અગ્નિને કહો કે પહેલાં એ પોતાની શક્તિની પરીક્ષા કરી જુએ."

ઇન્દ્ર : "હા, એ વાત બરાબર છે. પણ હવે મોડું થઈ રહ્યું છે. ભાઈ અગ્નિ ! હવે જલ્દી જા અને ખબર લઈ આવ !"

અગ્નિ : "દેવરાજ ! મારી પ્રાર્થના છે કે હું વાયુને સાથે લઈને જ જઈશ. એકલા જવું એ મુસીબતમાં પગ મૂકવા જેવું છે. કદાચ તે કોઈ મોટો અસુર હોય અને હુમલો કરી બેસે તો...

બૃહસ્પતિ : "બેટા ! હમણાં તો તું કહી રહ્યો હતો કે અસુર આ ધરતી પર એક પણ રહ્યો નથી. હવે આમ કેમ બોલે છે !'

વાયુ : "ગુરુદેવ ! અગ્નિ હંમેશા આવી જ વાતો કરે છે. હવે એકલો જતાં એને બીક લાગે છે."

અગ્નિ : "તો તું જ આવ્યો જાતે !...મોટો બહાદુર ના જોયો હોય તે..."

વાયુ : "દેવરાજે પહેલાં મને કહ્યું હોત તો હું ક્યારનો ચાલ્યો ગયો હોત તારી જેમ હું કંઈ ગભરાતો નથી."

(વાદળ ગરજે છે ને વિજળી કડાકા કરે છે)

બૃહસ્પતિ : "બેટા અગ્નિ ! જા, એ અજાણ્યા યક્ષપુરુષની ખબર કાઢી લાવ, વાયુ પણ તારી સાથે જ આવશે."

ઇન્દ્ર : "હા ગુરુદેવ ! વાયુએ પણ સાથે જ જવું જોઈએ. કોને ખબર ત્યાં શું પણ હોય ! મારું હૃદય તો અત્યારથી જ કંપી રહ્યું છે, અને માથું તો ઊંચું પણ કરી શકતો નથી."

(ધડડડ...ધૂમ. વાદળ ગર્જના કરે છે. ઉપરા ઉપરી વિજળીઓ થાય છે)

અગ્નિ : "હે પરમ તેજસ્વી યક્ષપુરુષ ! તમે કોણ છો ! અને અહીં શા માટે આવ્યા છો ! હું તમારો પરિચય જાણવા માગું છું. !"

વાયુ : "હે મહાન અસુર ! હું પણ તમારો પરિચય જાણવા માગું છું."

યક્ષપુરુષ "પહેલાં તમે મને તમારો પરિચય જણાવો. મને એ વસ્તુ બતાવવાની બીલકુલ જરૂર દેખાતી નથી કે 'હું કોણ છું' !"

અગ્નિ : "મહાપુરુષ ! હું સારા સંસારમાં પ્રકાશના દેવતા અગ્નિના નામથી વિખ્યાત છું. આ સારા સંસારને હું ક્ષણભરમાં બાળી શકું છું."

વાયુ : "અને હું ચરાચર જગતના પ્રાણોનો દેવતા છું. હું વાયુ છું. હું આ ધરતીને ઉથલ પાથલ કરી શકું છું. મોટા મોટા પર્વતો અને અગાધ સમુદ્રોનું હું એક ક્ષણમાં નામનિશાન મીટાવી શકું છું."

યક્ષપુરુષ : "એમ ! તો તમે બંને આ પૃથ્વીનો નાશ કરવાની શક્તિ રાખો છો. અને તમારાં નામ અગ્નિ અને વાયુ છે, એમજને !"

અગ્નિ : "હા, અમારાં જ નામ અગ્નિ અને વાયુ છે, પણ તમારો પરિચય !"

યક્ષપુરુષ : "પણ પહેલાં તમે તમારો પરિચય તો મને આપી દો !"

અગ્નિ : "કેમ વળી, હું તો મારો પરિચય આપી ચૂક્યો !"

વાયુ : "અને મેં પણ મારો પરિચય આપ્યો તો ખરો !"

યક્ષપુરુષ : " પરિચય નામથી નહિ પણ કામથી આપી શકાય છે. અગ્નિ ! તો તું સળગાવી મુકનારો દેવતા છે કેમ ? "

અગ્નિ : " હા, હું આ સંસારને એક ક્ષણમાં સળગાવી મુકવાની શક્તિવાળો છું. તમારે મારી શક્તિ જોવી છે ! "

યક્ષપુરુષ : " હા ભાઈ, વિચાર તો એ જ છે. તો જો, તારી સામે પેલું એક ઘાસનું તણખલું પડ્યું છે. તું એને સળગાવી મુકી તારો ખરો પરિચય મને બતાવી આપ. "

અગ્નિ : " બસ ! એટલાથીજ મારી શક્તિનો પરિચય લેવો છે ! એમાં તો મારું અપમાન છે. કહો તો હું તમને સળગાવી શકું તેમ છું અથવા તો કોઈ મોટા જંગલ કે પહાડને પણ. "

યક્ષપુરુષ : " પહેલાં ઘાસને તો સળગાવી જો, પછી બીજી વાત ! "

અગ્નિ : " અરે ! મને એકદમ ટાઢ વાય છે. આહ ! આટલી બધી ઠંડી ! હું જાતે જ ઠંડો થઈ રહ્યો છું. મારામાં કોઈનેય સળગાવવાની શક્તિ નથી.

યક્ષપુરુષ : " અરે તને વળી ઠંડી શેની લાગવા માંડી ! તું તો પ્રકાશનો દેવતા છે ? અગ્નિ છે ને ? ભલા, અગ્નિ અને ઠંડી એ તે વળી કેવી વાત !

અગ્નિ : " મહાપુરુષ ! મને બચાવો ! દેવરાજ ! ગુરુદેવ ! દોડો. હું ટાઢે મરી રહ્યો છું. હું ઠંડો થઈ જાઉં છું મને બચાવો ... "

યક્ષપુરુષ : " હવે વાયુદેવ ! તમારી શક્તિ બતાવો જોઈએ ! આ તણખલાને ઉડાડીને દૂર ફેંકી દો. તમારામાં તો મોટા મોટા પર્વતો અને સમુદ્રોને ઉથલપાથલ કરવાની તાકાત છે ને ! "

વાયુ : " ત્યારે શું હું અગ્નિની જેમ જુઠું બોલું છું. હું આખી પૃથ્વીને ધ્રૂજાવી નાખવાની તાકાતવાળો છું. મારું નામ પ્રાણનો દેવતા છે. "

યક્ષપુરુષ : " હા ભાઈ હા; હું પણ એ જ કહું છું કે તમે ... "

વાયુ : " (વચમાં) " મહાપુરુષ ! મને બચાવો ! હું તમારી ગાય છું, હું તમારે શરણે આવ્યો છું ! મારો જીવ ગભરાય છે, દેવરાજ ! ગુરુદેવ દોડો દોડો. જલદી દોડો ! મારા પર અરે, દેવતાઓ પર અસુરોએ માયા છોડી છે. અરે મારો જીવ ... આ અસુરો ... "

ઇન્દ્ર : " યક્ષપુરુષ ! દેવતાઓ પર આ મુસીબત લાવનારા તમે કોણ છો ! મારા આ બન્ને ભાઈઓ પર દયા કરો. "

બૃહસ્પતિ : " મહાપુરુષ ! આ બન્ને અભિમાની દેવતાઓ ઉપર તમે દયા કરો. એ લોકો એમની જાતે જ એમને ઓળખતા નથી, તો તમને શી રીતે ઓળખી શકે ! "

(વાદળ ગર્જના કરે છે, કોલાહલ વધી જાય છે)

હેમવતી દેવી : " દેવગુરુ ! આ ચરાચરને બનાવનારા પરમેશ્વરને અભિમાનની આંખો જોઈ શકતાં નથી. જે મહાન પુરુષને તમે અત્યારે જોઈ રહ્યા હતા એ કોઈ બીજું નહિ પણ સાક્ષાત્ પરમેશ્વર જ હતા. સુર–અસુર બન્નેના પિતા એ જ છે. તમારા દેવતાઓમાં વધતા જતા અભિમાનનો નાશ કરવા માટે તેઓ અહીં આવ્યા હતા. "

બૃહસ્પતિ : દેવી ! પિતાને પોતાના અભાગી પુત્રો પર દયા કેમ ના આવે !

ઇન્દ્ર : ખરું જ છે, તો, અસુરો પર વિજય પછી આપણામાં અભિમાન બહુ જ વધી ગયું હતું.

અગ્નિ : દેવરાજ ! આજે મને પહેલી વાર મારી જાતને ઓળખવાનો અવસર મળ્યો. અભિમાનની આંખોએ મને આજ સુધી કંઈ જોવા જ ના દીધું.

વાયુ : પુત્રોના અભિમાનને દૂર કરનારાં પિતાનો જય હો !

બધા : જય હો ! જય હો !

હેમવતી દેવી : દેવતાઓ ! આજે જ તમારો વેરી અભિમાન શાને માટે સૂતો છે. તમે આજથી જ ખરા દેવતા કહેવડાવવા અધિકારી બન્યા છો. પોતાની શક્તિ પર અભિમાન કરનાર દેવતા તો શું પણ મનુષ્ય પણ કહેવડાવવાને યોગ્ય નથી. આજથી તમે સાચા દેવતા છો.

(પડદો પડે છે)

# ગાંધી જીવન રસ

પ્રયોજક:
શ્રી. ઈન્દ્રવદન નરોત્તમ દેસાઈ

## ધર્મ સમભાવ

"બધા ધર્મો ઈશ્વરદત્ત છે, પણ તે મનુષ્ય-કલ્પિત હોવાથી, મનુષ્ય તેનો પ્રચાર કરતો હોવાથી તે અપૂર્ણ છે."

"જેવું આપણને આપણા ધર્મો વિષે માન હોય, તેટલું જ માન આપણે બીજાના ધર્મો પ્રત્યે રાખવું ઘટે, આવી વૃત્તિ હોય ત્યાં એકબીજાના ધર્મનો વિરોધ નથી સંભવતો, નથી પરધર્મીને પોતાના ધર્મમાં લાવવાનો પ્રયત્ન સંભવતો."

મનુષ્ય માત્ર—દુષ્ટ અને શ્રેષ્ઠ પ્રત્યે, ધર્મી અને અધર્મી પ્રત્યે સમભાવની અપેક્ષા છે. અધર્મ પ્રત્યે કદી નહિ. ત્યારે—ઘણા ધર્મો શાને સારુ જોઈએ ? આત્મા એક છે, પણ મનુષ્યદેહ અસંખ્ય છે. ધર્મનું મૂળ એક છે, જેમ વૃક્ષનું. પણ તેને પાંદડાં અસંખ્ય છે."

"આપણે દરેક ધર્મ પ્રત્યે સમભાવ રાખીએ"

## જ્ઞાનનું પ્રાકટ્ય

"ઈશ્વર છે ને નથી. તેના મૂળ અર્થો નથી. મોક્ષ પામેલો આત્મા ઈશ્વર. ભક્તિનો ખરો અર્થ તો આત્માની શોધ એવો, જ્યારે આત્મા પોતાને ઓળખે છે ત્યારે ભક્તિ મટી જ્ઞાન પ્રગટ થાય છે."

આમ જ્ઞાનપૂર્વક રામનામ જપતા ગાંધીજી ખુદ ખુદા બની ગયા. દેશની જનતાની અને ઈશ્વરની આરાધના કરવામાં એમણે એમનું જીવન ન્યોચ્છાવર કરી નાખ્યું, અને એમણે જીવન જીવી બતાવી, તેનો રાજમાર્ગ ચિંધ્યો, ત્યાંત્યાં ઈશ્વર છે, જ્યાંજ્યાં દરિદ્રોની સેવા છે, ત્યાંત્યાં દરિદ્રનારાયણ છે. ત્યાં જ જ્ઞાન છે.

## ઈશ્વરનું સાન્નિધ્ય

"ઈશ્વર એ કાંઈ વ્યક્તિ નથી, તે તો સર્વ વ્યાપક, સર્વશક્તિમાન આત્મા છે. જે કોઈ તેને પોતાના હૃદયમાં ધારણ કરી શકે તેનામાં બીજાના કરતાં વધુ સૂક્ષ્મ અને શક્તિશાળી બળ અથવા શક્તિ આવી શકે. રામનામનો મહિમા એ છે. હું કંઈ વ્હેમી નામ સ્મરણનો પંથ ચલાવતો નથી. રામનામના માત્ર જપથી કંઈ ચમત્કાર થઈ શકતો નથી. એ કાંઈ જાદુ નથી, એના પ્રતીકરૂપ બધું જ એની પાછળ આવવું જોઈએ. અનંત શોધખોળને અંતે તેના પરિણામરૂપ એક ગણિતનું સૂત્ર સાંપડ્યું હોય તેવું એ તો છે. એનાથી શક્તિ મેળવવા એના જપ સાધેની શરતો પ્રમાણે વ્યક્તિએ જીવવું જોઈએ. પ્રભુનું નામ લેનારનું જીવન પણ પ્રભુમય હોવું જોઈએ; તો જ ઈશ્વરનું સાન્નિધ્ય મળી શકે."

## મૃદુ છતાં કઠોર

આશ્રમમાં એક અંધ બાઈ બપોરે આવી પહોંચી હતી. તેને ભીખ માંગતી જોઈને ઘણાએ તેને બહાર કાઢવા પ્રયાસ કર્યો, પણ તે ન ગઈ. આખરે ગાંધીજીએ તેને કહ્યું, "અહીં ભીખ આપવામાં નથી આવતી. બધા મહેનત કરે છે, પરસેવો ઉતારે છે ને ખાવા પૂરતું ખાય છે. તને ભિક્ષા કયાંથી અપાય ? તું અહીં રહી શકે છે, કાંતતાં વણતાં શીખી શકે છે ને તારો રોટલો મેળવી શકે છે."

જેમતેમ કરતાં થોડા વખત તે રહી, કાંતવાં શીખી, પણ પાછી આળસી ગઈ ને આશ્રમમાં રખડવા માંડ્યું. ગાંધીજીએ તેને અંધ આશ્રમમાં મૂકવા કહ્યું, તેણે ના પાડી. ગાંધીજીએ કહ્યું, "મહેનત કરવી હોય તો રહો નહિ તો અંધ-આશ્રમમાં જાઓ, હું ચિઠ્ઠી આપું. પેલી બાઈએ ના પાડી. ગાંધીજી ઉઠયા, પેલી બાઈનો હાથ ઝાલી દરવાજે મૂકી આવ્યા. એક ભાઈને આગળ મુકી આવવા કહ્યું. પેલી રડતી ચાલી ગઈ.

## માનવતાનો અવતાર

અન્યાય અને અત્યાચાર વધી ગયા હતા, દ્વેષ, હિંસા અને અસત્યે માનવ હૃદયને સ્પર્શ કરવો શરૂ કર્યો હતો, તેવામાં ગાંધીજીનું આગમન થયું. પાશવી વૃત્તિઓને એમણે પડકારી અને શ્રીકૃષ્ણ, શ્રીરામ, ઈશુ, મહંમદ અને બુદ્ધની જેમ એમણે જગતમાં નવીનતા, નવચેતન, ચીનગારી, અને સાધુતા લાવી દીધી. અલોપ થવા

બેઠેલી શ્રદ્ધાને એમણે સંજીવની છાંટી હૃદયે હૃદયે સ્થાપી, અહિંસાને હથિયાર બનાવી, જનસેવા આદરી, ખાદી, હાથ-ઉદ્યોગ, શ્રમ, સ્ત્રી–જાગૃતિ, દલિતોદ્ધાર જેવાં માનવ કલ્યાણના કામો કર્યાં. ગાંધીજી ખુદ ખુદા બની ગયા. આવી અદ્‌ભુત માનવતા ઇતિહાસને પાને પ્રથમ જોવામાં આવી.

**મુક્ત હાસ્ય**

ગાંધીજીના મુક્ત હાસ્ય પર બધા વારી જતા હતાં. પરિષદમાં, સંમેલનોમાં કે ચાર જણા વાતો કરતા હોય તેમાં તેઓ મીઠી મધુરી મજાક પણ કરી શકતા, ને મસ્તીભર્યું હસતા. વૃદ્ધત્વ આવતાં, એમના હાસ્યે જબરો ઓપ ચઢયો હતો, ને હસીને એઓ ભલભલાને આંજી નાખતા.

ગાંધીજીના વિરોધીઓ એમની પાસે જતાં ડરતા, એમની નિખાલસ દલિલો એવી સાદી અને, અંતરમાં ઉતારવી જ પડે એવી હતી. કાઠીયાવાડી હોવા છતાં, ગાંધીજી વળ વગરના રહી શકતા હતા, અને એટલે જ એમના જીવનમાં એમને અનેરો વિજય પ્રાપ્ત થયો.

**સ્વદેશી ધર્મની પરિસીમા**

સ્વદેશી વ્રતનું પાલન કરનાર નિત્ય પોતાની આસપાસ, નિરીક્ષણ કરશે ને જ્યાંજ્યાં પડોશીની સેવા કરી શકાય એટલે જ્યાંજ્યાં તેમને હાથે તૈયાર થએલો આવશ્યક માલ હશે ત્યાંત્યાં બીજો તજીને તે લેશે. પછી ભલે સ્વદેશી વસ્તુ પ્રથમ મોંઘી ને ઉતરતી હોય, તેને સુધારવા ને સુધરાવવાનો પ્રયત્ન સ્વદેશી–વ્રતધારી કરશે."

"સ્વદેશીધર્મ પાળનાર પરદેશીનો કદી દ્વેષ ન કરી શકે. એટલે પૂર્ણ સ્વદેશીમાં કોઈ નો દ્વેષ નથી."

"સ્વદેશીધર્મ પ્રેમમાંથી, અહિંસામાંથી ઉત્પન્ન થએલો શુદ્ધ ધર્મ છે."

"હિન્દુસ્તાનમાં કરોડોની રક્ષા થઈ શકે એવો સ્વદેશી ધર્મ રેંટિયો અને ખાદી છે."

"સ્વદેશીમાં સ્વાર્થ નથી, અથવા છે તો તે શુદ્ધ સ્વાર્થ છે, શુદ્ધ સ્વાર્થ એટલે પરમાર્થ; શુદ્ધ સ્વદેશી એટલે પરમાર્થની પરાકાષ્ઠા."

**ગાય અને ગાંધીજી**

મેં ગાંધીજીને કાગળ લખ્યો, "આપ ગાયના દૂધની હિમાયત કરો છો પણ અહીં ગાયનું દૂધ કયાંય નથી મળતું. વળી તમે દૂધ જ પીવાની ના કહો છો ને બકરીનું દૂધ તો પીઓ જ છો; એ શું?

જવાબમાં ગાંધીજીએ જણાવ્યું;

"ભાઈ, તમારો કાગળ મળ્યો. દૂધ વિષે મારો અભિપ્રાય કાયમ છે, પણ હું જ જે અભિપ્રાયનો અમલ ન કરી શકયો તેની હિમ્મત શી? એટલે મારો અભિપ્રાય હાલ તો ભૂલી જજો ને જેટલાં પચે એટલાં દૂધ–ઘી ગાયનાં સુખેથી લેજો."

"ગાયનું જ કરતાં ભેંસ મરશે નહિ પણ ભેંસનું જ કરતાં અને ગાય અને ભેંસ બન્ને મરે, ગાય ભેંસ બન્નેનો પ્રયત્ન કરતાં પણ બન્ને મરે. દુનિયામાં મુખ્ય ભાગે ગાયનું જ દૂધ વપરાય છે, વળી વૈદ્યકીય દૃષ્ટિએ પણ ગાયનું જ દૂધ વધારે હિતકર છે."

## માનવ જીવડા

(દગો દેતાં પોતે દાઝે રે-બીજાને શું ઉ. રાગ)

શાને માટે ભુલ્યો ભમતો રે-માનવ જીવડા
પ્રભુથી જરા ના ડરતો રે. માનવ જીવડા–ટેક.
માત તાત સુત દારા
નથી સાથે આવનારા (૨)
શાને માટે માને મ્હારા રે-માનવ જીવડા-૧
ઘર બાર ને માલમતા
કોઇ સાથે નથી જતા (૨)
સર્વ અહીં પડી રહેશે રે-માનવ જીવડા-૨
જુઠા આ જગતની માંહીં
પ્રભુ વીના બેલી નાહીં (૨)
માટે "છગન" સ્વામી ભજો રે-માનવ જીવડા-૩

—ભક્તશ્રી છગનલાલ ચોકશી

## 'વિશ્વમંગલ' મહાભારતાંકના તૃતીય ખંડમાં:—

### શલ્યપર્વ, સૌપ્તિકપર્વ, સ્ત્રીપર્વ અને શાન્તિપર્વ : જેમાં:—

શલ્યના સેનાપતિ–પદ નીચે ભયંકર યુદ્ધો. સૈન્યોનો સંહાર, દુર્યોધનનું સરોવરમાં છુપાવું, ભીમ–દુર્યોધનનું ગદાયુદ્ધ, અર્જુનના દિવ્ય રથનું ભસ્મ થવું, અશ્વત્થામાનો સેનાપતિપદે અભિષેક, અશ્વત્થામાનું ઘોર કૃત્ય, દુર્યોધનનું મૃત્યુ, અશ્વત્થામાના પ્રહારથી ઉત્તરાના મૃત ગર્ભને શ્રીકૃષ્ણનું જીવિત કરવું, અશ્વત્થામાને શ્રીકૃષ્ણનો શાપ; શોકમાં ડૂબેલા 'ધૃતરાષ્ટ્રને વિદુરદ્વારા–સંસારનું સ્વરૂપ, તેની ભયંકરતા અને તેમાંથી છૂટવાના ઉપાયનો ઉપદેશ; ગાન્ધારીનો ભીમસેન પર કોપ, કુરુકુળની સ્ત્રીઓના વિલાપ, ગાન્ધારીનો શ્રીકૃષ્ણને શાપ, મરેલા યોદ્ધાઓનું દાહકર્મ, કર્ણનું પૂર્વચરિત, યુધિષ્ઠિરનો વનવાસી થવાનો વિચાર અને સર્વનું તેમને સમજાવવું, દણ્ડનીતિ, મહર્ષિ વ્યાસદ્વારા અનેક પ્રાચીન રાજાઓનાં દૃષ્ટાન્તો વડે યુધિષ્ઠિરને ઉપદેશ, રાજધર્મ, પાપ અને તેનાં પ્રાયશ્ચિત્તોનું વર્ણન; ભીષ્મ-દ્વારા ભગવાન શ્રીકૃષ્ણની સ્તુતિ, યુધિષ્ઠિરને રાજનીતિનો ઉપદેશ; નીતિશાસ્ત્ર, વર્ણો તથા આશ્રમોના ધર્મ; રાજા–મન્ત્રી–મિત્ર–અમિત્ર નાં લક્ષણો; યુદ્ધનીતિ, કૂટનીતિ, સત્ય–અસત્યનો વિવેક, સંસાર અને શરીરનાં મૂળ તત્ત્વોનું વર્ણન, જીવની નિત્યતા અને સત્તાનું વર્ણન, અધ્યાત્મજ્ઞાન અને ધ્યાનયોગનું વર્ણન, મનુ અને બૃહસ્પતિના સંવાદદ્વારા પરમાત્મતત્ત્વનું વર્ણન, કર્મ અને જ્ઞાનનો ભેદ, બ્રાહ્મી સ્થિતિનું વર્ણન, સાંખ્ય, યોગ અને તન્ત્રનું વર્ણન ઇત્યાદિ અનેક લૌકિક તેમજ આધ્યાત્મિક વિષયોનું ઉત્કૃષ્ટ જ્ઞાન.

### ચતુર્થ ખંડમાં—અનુશાસનપર્વ, આશ્વમેધિકપર્વ, આશ્રમવાસિકપર્વ, મૌસલપર્વ, મહાપ્રાસ્થાનિકપર્વ અને સ્વર્ગારોહણપર્વ : જેમાં:—

મૃત્યુ અને કાળનો સંવાદ, પુરુષાર્થ અને દૈવનું વિવેચન, વર્ણસંકરોની ઉત્પત્તિ, તપ દાન વ્રત સંયમ વગેરેનું વર્ણન, આયુષ્યને વધારનાર તથા ઘટાડનાર કર્મોનું વર્ણન, સૂક્ષ્મ અને સ્થૂળ તીર્થોનું મહત્ત્વ, પ્રાણીઓનાં ઉચ્ચ–નીચ યોનિઓમાં જન્મ લેવાનાં કારણ અને તેનો ક્રમ, અહિંસાધર્મ, દેવદૂત અને પિતૃઓના શ્રાદ્ધ–વિષયક સંવાદ, સ્વર્ગ અને નરક પ્રાપ્ત કરાવનાર કર્મોનું વર્ણન, સ્ત્રી–ધર્મનું વર્ણન, વિષ્ણુસહસ્રનામ, ભીષ્મનો પ્રાણત્યાગ, જીવનું મૃત્યુ અને તેની ત્રણ પ્રકારની ગતિ, જીવનો ગર્ભમાં પ્રવેશ, આચાર-ધર્મ, કર્મફળની અનિવાર્યતા, અન્તર્યામીની પ્રધાનતા, મોક્ષધર્મ, બ્રહ્માજીદ્વારા તમોગુણ રજોગુણ અને સત્ત્વગુણનાં કાર્યોનું વર્ણન, પંચમહાભૂતો વગેરેની સૃષ્ટિનું વર્ણન, બ્રહ્મચારી, ગૃહસ્થ, વાનપ્રસ્થ અને સંન્યાસીના ધર્મો, અનુગીતા, શ્રીકૃષ્ણનું પરીક્ષિતને જીવિત કરવું, અર્જુન અને બભ્રુવાહનનું યુદ્ધ, અર્જુનનું મૃત્યુ અને તેનું જીવિત થવું, અશ્વમેધ યજ્ઞ, માનવધર્મ, યુધિષ્ઠિર વગેરેના ધૃતરાષ્ટ્ર તથા ગાંધારી પ્રત્યેના સદ્વર્તનનું વર્ણન, ધૃતરાષ્ટ્ર, ગાન્ધારી અને કુન્તીનું વાનપ્રસ્થ થવું, તેમના મૃત્યુથી યુધિષ્ઠિરનો શોક, ધૃતરાષ્ટ્ર વગેરેના પૂર્વજન્મનો પરિચય, યદુવંશીઓનો સંહાર, બલરામ અને શ્રીકૃષ્ણનું પરમધામ–ગમન, અર્જુન અને વ્યાસનો સંવાદ, દ્રૌપદી સહિત પાંડવોનું હિમાલય–ગમન, દ્રૌપદી તથા સહદેવ વગેરેનું પડવું. યુધિષ્ઠિરનો ઇન્દ્ર અને ધર્મ સાથે વાર્તાલાપ અને સદેહ–સ્વર્ગગમન, યુધિષ્ઠિરને નરકનું દર્શન, તેમની નારદજી સાથે વાતચીત, તેમનું શરીર ત્યજી દિવ્ય લોકમાં જવું, ત્યાં શ્રીકૃષ્ણ વગેરેનાં દર્શન, ભીષ્મ વગેરેનું પોતાના મૂળ સ્વરૂપમાં મળવું, મહાભારતનો ઉપસંહાર તથા માહાત્મ્ય વગેરે અનેક રોમાંચક તથા તત્ત્વજ્ઞાનથી ભરપૂર કથાઓ.

'વિશ્વમંગલ'ના

## —: અમદાવાદના સ્થાનિક ગ્રાહકોને સૂચના :—

મહાભારતાંક તૃતીય ખંડ તૈયાર થઈ ગયો છે, તે માટે શ્રી શક્તિમાર્ગ કાર્યાલયમાં આવી લવાજમ ભરી અંક રૂબરૂ મેળવી શકાય છે. અથવા જે ભાઈઓ પત્ર લખીને દિવસ અને સમય જણાવશે તેમને અમારો માણસ તે વખતે આવી લવાજમની પહોંચ અને અંક આપી લવાજમ લઇ જશે. અમદાવાદના શહેર બહારના દૂરના વિસ્તારના ગ્રાહકો માટે મહાભારતાંક—તૃતીય ખંડ વી.પી.થી મોકલવામાં આવશે. તો જેઓને ગ્રાહક રહેવા ઇચ્છા ન હોય તેઓ પત્ર, લખી જણાવવા કૃપા કરે.


| વાર્ષિક લવાજમ | તંત્રી : | હિંદ બહાર |
|---|---|---|
| રૂ. ૫—૪—૦ | ભગનભાઈ છોટાભાઈ દેસાઈ | રૂ. ૭—૮—૦ |
| પાકું બાઇન્ડીંગ | | પાકું બાઇન્ડીંગ |
| રૂ. ૬-૪-૦ | | રૂ. ૮-૮-૦ |


## વિષયસૂચિ




શ્રી વીરવિજય પ્રીન્ટીંગ પ્રેસ . મુદ્રક અને પ્રકાશક શ્રી શક્તિ માર્ગ કાર્યાલય,
સલાપસ ક્રોસરોડ, અમદાવાદ દેસાઈ ભગનભાઈ છોટાભાઈ સલાપસ ક્રોસરોડ, ગોતીવિંડા—અમદાવાદ.

કરો, ભક્તિ કરો, યોગ કરો, જ્ઞાન મેળવો, ગમે તે કરો. શરીરને સાચું માનીને વ્યવહાર કરશો ત્યાંસુધી સંસાર રહેવાનો. બધાં શાસ્ત્રોનો આ સાર છે. આના ઉપર ખૂબ વિચાર કરો. × × ×

××× હું શરીર વગેરે કદી નથી પરંતુ હું તો "સાક્ષી આત્મા પરબ્રહ્મ છું" આ નિશ્ચય રાખવો. શરીર તો મડદું છે. સમસ્ત બ્રહ્માણ્ડનું શરીર પણ આવું જ છે. તે શરીરને ઉપાડનાર પ્રાણ અને મન છે. મડદાને કોઇ ભલું કહે અથવા ખૂરૂં, તેને નથી દુઃખ કે નથી હર્ષ. હું તો તેને જાણનારો સાક્ષી છું. આનંદ-સ્વરૂપ છું. આથી મને સર્વદા આનંદ-આનંદ છે. ×××

*

××× આજે આપનો પત્ર મળ્યો. વાંચવાથી ચિત્તને થોડોક ખેદ થયો. આપ લખો છો કે મનમાં વ્યગ્રતા રહે છે, પરન્તુ આપનું વાસ્તવિક સ્વરૂપ 'સાક્ષી, ચૈતન્ય' છે, તેને તો કશું થયું નથી. અનુકૂળ બને ત્યારે પ્રસન્ન રહેવું અને પ્રતિકૂળ બને ત્યારે વ્યગ્ર થવું એ તો મનનો સ્વભાવ જ છે. પરંતુ પોતાના અસલ સ્વરૂપ આત્મામાં તો કશી વ્યગ્રતા થતી જ નથી. તમને વ્યગ્રતા થાય છે તેનો અર્થ એ છે કે તમારા મન અનુસાર તમે પરમાત્માને ચલાવવાની ઇચ્છા કરો છો. પણ તે યોગ્ય નથી. જેના ઉપર આપણે પ્રેમ કરીએ તેને આપણા તરફથી કંઇ તકલીફ થાય એવી ઇચ્છા આપણે કરતા નથી. આપણને તકલીફ હોય તે સહન કરી લઇએ છીએ અને ઇચ્છીએ છીએ કે મારું પ્રિય સ્વરૂપ હમેશાં સુખી રહે. આ જ રીતે મનુષ્ય પ્રભુની સેવા કરે, પણ તેની પાસે કાંઇ માગણી કરે નહિ. આવી જ પરમાત્માની પણ સર્વની સાથે પ્રીતિ છે. મનુષ્યને શાની જરૂર છે એ તેઓ જાણે છે. પરન્તુ માણસનું ક્ષુદ્ર મન મનુષ્યની ખરેખરી જરૂરિયાતને જાણતું નથી. મનુષ્યને અનુભવે જણાય છે કે પરમાત્મા મારે માટે જે કંઈ કરે છે તે પરિણામે મારા ફાયદા માટે જ કરે છે. આથી જ શરીર અથવા મનની ગમે તેવી સ્થિતિ હોય પણ તે આનંદથી સહન કરી લેવી જોઇએ. જે કંઈ આપત્તિઓ આવે છે, તે આપણી પરીક્ષાને માટે હોય છે. પરમાર્થમાં (વાસ્તવિક રીતે) તો આપત્તિઓ છે જ નહિ. વ્યવહારમાં જ તેમનો ભાસ થાય છે. જો આખું જગત પરમાત્મા સિવાય કશું જ નથી. તો બધી આપત્તિઓ પરમાત્માના ઉપર જ છે. આપણા ઉપર કંઈ જ નથી. મન વ્યર્થ શરીરને 'હું' તરીકે માને છે તેની જ સજા તેને ભોગવવી પડે છે. શરીરને 'હું' તરીકે ન માને તો તેને આપત્તિઓ છે જ ક્યાં? આવા વિચાર કરીને ખૂબ આનંદમાં રહેવું. આપોઆપ જ સ્થિતિ પલટાઈ જશે. ડરવાની જરૂર નથી. ડરવાથી શો ફાયદો થવાનો છે? ચિત્તની પ્રસન્નતા નાશ પામે છે એટલો જ તેનો ફાયદો છે. આથી સિદ્ધ થાય છે કે દરેક સ્થિતિમાં આનંદમાં રહેવું એટલું જ આપણું કામ છે. ભૂલથી હું મને શરીર અને મન વગેરે માનું છું પણ તેમ છે જ નહિ. જે મન બાલ્યકાળમાં હતું તે હવે નથી. જે શરીર બાલ્યકાળમાં હતું તે હવે નથી. મારી નજર નીચે અનેક પ્રકારનાં મન અને અનેક પ્રકારનાં શરીરો પસાર થયાં પરંતુ હું તો એકનો એક જ તે સર્વને જોનારો કાયમ છું. શરીર-મનમાં 'હું મારું' માનીને હું મારી અસલ સ્મૃતિથી ભ્રષ્ટ થઇ શરીરોનાં દુઃખોથી દુઃખી થઈ રહ્યો છું. પરંતુ હવે મને સમજાયું કે હું ભૂલેચૂકે પણ મન આદિ નથી. આજ અસલ સ્થિતિમાં મસ્તી આનંદ આવે છે. આગળ શું લખું? આનંદ! આનંદ! આનંદ!

*

×××આપનું બ્રાહ્મણશરીર છે અને સત્યમાર્ગે ચાલવાની આપની ઉત્સુકતા જોઈ આપને હું ધન્યવાદ આપું છું. જ્યાંસુધી બ્રાહ્મણો બ્રહ્મવિદ્યા પ્રાપ્ત નહિ કરે ત્યાંસુધી જગતનો ઉદ્ધાર નહિ થાય. બ્રાહ્મણો જ સંસ્કૃતિનો સ્તંભ છે. આજકાલ સંસ્કૃતિનો નાશ થઇ રહ્યો છે. બ્રાહ્મણો બહુ ઉદાર જોઈએ. બ્રાહ્મણ સંકુચિત વિચારમાં બંધાઈ નથી રહેતા.

મારવાડ સ્ટેશન પર મેં જે પદ્ધતિ સમજાવી છે, તે રીતે આપ વિચાર કરશો તો અવશ્ય આનંદ થશે. ૐનો જપ કરવો અને તેનો અર્થ 'હું સાક્ષી, સચ્ચિદાનંદ, શરીર-મન-બુદ્ધિથી પર' છું. એ પોતાના જીવનમાં ઉતારવાનો પ્રબલ અવશ્ય કરતા રહેવું. બીજી વખત મળવાનો પ્રસંગ આવશે ત્યારે અધિક આનંદ લૂંટીશું. હમણાં તો એક માસસુધી બહાર જવાનો વિચાર નથી. આગળની વાત કેમ કહી શકું? ×××

*

આપનું પોસ્ટકાર્ડ મળ્યું. આપ લખો છો કે "મનન કરવાથી ખૂબ આનંદ રહે છે" અને "સંતોષ નથી." આ બન્ને વાતો વિરુદ્ધ લાગે છે. હું આપને એક જ વાત પૂછું છું કે આ જે આનંદ આપ લખો છો તે કોને થાય છે? પૂર્ણ આનંદનો અનુભવ કરવા કોણ ચાહે છે? આના ઉપર સારી રીતે વિચાર કરીને જવાબ આપશો. આપ જે ઇચ્છો છો તે આ વિચારથી સમજાઈ જશે, અને શાન્તિ ખૂબ જ વધતી જશે. આપ સર્વના સાક્ષી અને મન, બુદ્ધિ આદિથી પર છો, તેમાં તો કોઈ શંકા નથી ને? આપનું અને સમસ્ત સંસારનું સ્વરૂપ જુદું છે જ નહિ. આપનું મન અને અહંકાર જુદા બતાવો છો પણ તેમને જુદાં કરી શકતા નથી. શરીરની દૃષ્ટિએ વિચાર કરવામાં જરૂર ભૂલ થઈ જાય છે, પરંતુ પહેલાં પોતાના શરીરને અલગ સમજીને અનુભવ કરીને વિચારશો તો જરૂર ગેડ બેસી જશે. ×××

*

×××શરીર પ્રારબ્ધ અથવા પંચમહાભૂતોને સોંપી દો અને સાક્ષી-સ્થિતિમાં 'હું કોઈનો નથી અને કોઈ મારૂં નથી' એવી આન્તર દૃષ્ટિથી રહો. બહારનો વ્યવહાર જેવો છે, તેવો જ રાખો. આપણને કોઈ ન ઓળખે તો તેને માટે આગળ આવવાનો પ્રયત્ન કરવાની જરૂર નથી. પોતાના સ્વમહિમામાં (સાક્ષી આત્મામાં) રહેવું એ જ મનુષ્યજન્મ પ્રાપ્ત કરવાનો ઉદ્દેશ છે. કોઈને ખરેખર ઉચ્ચનીચ ન માનવા. બધા પોતાનું અથવા પરમાત્માનું સ્વરૂપ છે. હૃદયથી આ પ્રમાણે જોવામાં જે આનંદ છે તે જગતના કોઈ પદાર્થમાં નથી. ×××

*

××× આજ આ પત્રની સાથે સ્ફુટવાતાવલીનો અર્થ લખ્યો છે. બતાવેલી યુક્તિ પ્રમાણે હમેશાં મનન કરતા રહેવું અને હંમેશાં આનંદમાં રહેવું. ××× મનુષ્યનો ધર્મ છે કે આત્મસ્થ થઈને પાંચ વિષયો અને મનના ઉપર અધિકાર જમાવવો. કહેવાનું તાત્પર્ય એ છે કે વિષયો અને મનના ઉપર પોતાનો કાબુ હોવો જોઈએ, તેઓ આપણા ગુલામ છે અને આપણે તેમના શેઠ છીએ. શેઠના ઉપર નોકર સવાર ન થાય તેનું ધ્યાન રાખવું જોઈએ. કદી ગાફેલ ન રહેવું. સત્ય, અસ્તેય (ચોરી ન કરવી), અહિંસા, બ્રહ્મચર્ય, અપરિગ્રહ, શૌચ, સંતોષ આદિનું સારી રીતે પાલન કરવું જોઈએ. અને સર્વની સાથે પ્રેમથી વર્તવું. ×××

*

××× આપ આ શરીર કે મન નથી. કે બુદ્ધિ પણ નથી. પરન્તુ સર્વથી જુદા સર્વના સાક્ષી છો. આ જ આપનું અસલ સ્વરૂપ છે. આને જ સત્ કહે છે, પરમાત્મા કહે છે. ફક્ત નામમાં જ ભેદ છે, સ્વરૂપમાં કશો ભેદ નથી. એ વિચારવું જોઈએ કે જો આપણે શરીર નથી તો કોઈ મારો બાપ નથી કે કોઈ મારી માતા નથી. ભાઈ, બહેન, સ્ત્રી, પુત્ર, સગાં-વ્હાલાં કોઈ નથી. તેમ કોઈ શત્રુ-મિત્ર નથી કે કોઈ રોગ નથી. જન્મ-મરણ પણ નથી, હું મન પણ નથી, મને સુખ નથી કે દુઃખ નથી. કામ, ક્રોધ, લોભ, મોહ, રાગ-દ્વેષ કશું નથી. નથી બંધ કે નથી મોક્ષ. હું પ્રાણ પણ નથી, તેથી મને ભૂખ-તરસ પણ નથી. આવું મારું સ્વરૂપ છે તો પછી મારા આનંદની વાત જ શું કરવી! આ રીતે હૃદયપૂર્વક વિચાર કરતા રહી ખૂબ આનંદ લૂંટવો. સાથે જ ૐનું ખૂબ રટણ (જપ) ઊઠતાં-બેસતાં-હરતાં-ફરતાં-ખાતાં-પીતાં—દરેક વખતે કરતા રહેવું. ઉપર કહેલ સાક્ષી સ્વરૂપ એ જ ૐનો અર્થ છે. બધાં કામ કરતા રહેવું પણ કોઈને સતાવવું નહિ. શરીર, વાણી અને મનને શુદ્ધ રાખવાં. શરીરથી હિંસા ન કરવી, તેમ વાણીથી કોઈનું ખરાબ બોલવું અને મનથી ખરાબ ચિન્તવવું પણ નહિ. એ મર્યાદામાં રહી ઇચ્છા પ્રમાણે વર્તો. ×××

*

××× સ્વામી શ્રી રામતીર્થનું પુસ્તક આપ વાંચો છો કે નહિ? પોતાના સ્વરૂપમાં મસ્ત રહેવું અને મન-વચન-કર્મથી ખરાબ વર્તનથી બચવું, આપને જે જરૂરનું હશે તે મળી જશે અને ન મળે તો સમજવું કે તમારે તેની જરૂર છે જ નહિ. ×××



# કુદરતમય જીવન અને કુદરતી ઉપચાર

## [ આરોગ્ય જાળવવા અને વધારવાનો ઉત્તમ માર્ગ ]

લે: શ્રી. વાઘજી ચુડાસમા

મારા એક વૈદ-મિત્રના દવાખાનામાં હું પણ એમની પાસે ખુરશી નાખી બેઠો હતો. મારા મિત્ર પોતે આયુર્વેદના ઉપાસક, પ્રચારક અને થોડાઘણા લેખક પણ છે. પોતાના લખાણોમાં વારંવાર આયુર્વેદમાં પોતાની શ્રદ્ધા બહાર કરતા રહે છે અને એલોપેથી તરફનો પોતાનો અણગમો પણ જાહેર કરે છે. લેખક હોવાથી એમની પ્રખ્યાતિ અને પ્રેક્ટિસ પણ સારી ચાલે છે. પ્રસંગોપાત વાતચીતમાં પણ પોતાની પ્રખ્યાતિ અને પ્રેક્ટિસનો તેઓ આનંદ વ્યક્ત કર્યા વિના ન રહે. વળી જાહેર સેવામાં પણ એમને ઠીકઠીક રસ છે. આયુર્વેદના ઉપાસક આ મિત્ર બેઠકની સાજ-સજાવટ તો જમાના અનુસાર ખુરશી-ટેબલની જ રાખે છે. એકવાર અમે બન્ને વાતચીત કરી રહ્યા હતા એવામાં એક બાઈ પોતાના અઢી-ત્રણ વર્ષના બાળકને લઈને વૈદ સાહેબને બતાવવા આવ્યા. મારા એ મિત્રે બાળકની નાડ હાથમાં લેતાં પૂછ્યું:

'કેમ, શું માંદગી છે?'

પેલા બાઈએ જણાવ્યું કે 'બાબાને બે-ત્રણ દિવસ થયાં ઝાડા થઈ ગયા છે.' પેલા બાળકનું પેટ વધી ગયું હતું. નાકમાંથી પાણી વહેતું હતું અને સુસ્તી જણાતી હતી. વૈદ સાહેબે દવા લખી આપી. દવાખાનાના કંપાઉન્ડરે લખ્યા પ્રમાણે પડીકાં વાળી આપ્યાં અને પેલા બાઈ રવાના થયા. મને પોતાને આયુર્વેદમાં રસ હોવાથી અને વિશેષ તો [illegible] કુદરતી ઉપચારની પદ્ધતિમાં શ્રદ્ધા હોવાથી મેં એમને પૂછ્યું કે 'તમે એ બાળક માટે શું દવા આપી?' એના જવાબમાં એમણે જણાવ્યું કે 'આનંદભૈરવ, કાકડાશિંગી વગેરેવગેરે.'

કઈ સમજણથી એમણે એ દવા આપી છે એ જાણવા મેં પૂછ્યું:

'ઝાડા માટે આનંદભૈરવ, કાકડાશિંગી વગેરે શા માટે?'

એઓ બોલ્યા, 'કેમ! આનંદભૈરવથી ઝાડા બંધ થાય. તમે શું આપો છો?'

મારા એ વિદ્વાન મિત્રના જવાબમાં મેં જણાવ્યું કે દર્દીને ઝાડા છે એ વાત સાચી છે, પણ કબજિયાતના કારણે જ એને ઝાડા થયા છે. મોટા આંતરડાના મુખ આગળ મળના ગાંઠા જામી ગયા છે. અને એ આંતરડું આખું મળથી ભરાયેલ છે છતાં ખાવાનું ચાલુ હોવાથી ઉપરથી દબાણ તો વધ્યા જ કરે છે. ગાંઠા આડા હોવાના કારણે બીજો મળ નીકળી શકતો નથી. પણ પાતળું પાણી ગાંઠાની ચારે કોરથી ઉપરના દબાણના કારણે ઝર્યા કરે છે અને એટલે વારે-ઘડીએ ઝાડે બેસે છે પણ ઝાડો ખુલાસે નથી આવતો. હું તો એના બાપને કહું કે એક દિવસ કાંઈ પણ અનાજ ન આપે, માત્ર પ્રવાહીમાં ગોળનું પાણી અને લીંબુના રસનાં થોડાં ટીપાં, તાંદળજાની ભાજી, તુલસીનો ઉકાળો વગેરે આપું અને જરૂર પડે તો બીજે દિવસે સવારે અડધી ચમચી એરંડિયું અને મધ આપું, જેથી આંતરડામાંથી બધો મળ નીકળી પેટ સાફ થઈ જાય. પછી એકાદ બે દિવસ છાશ ઉપર રાખું એટલે બાળકની હોજરી, યકૃત અને આંતરડાને આરામ પણ મળે અને બાળક સ્ફુર્તિમાં પણ આવી જાય. તમે જે ઔષધિ એને આપી છે એથી ઝાડા થોડા વખત માટે તરત બંધ થઈ જશે પણ બાળકની તંદુરસ્તી વધુ બગડશે. ઝાડા બંધ થવાથી એની મા ભ્રમમાં પડશે એટલે ખવડાવવાનું ચાલુ રાખશે. એથી પરિણામ એ આવશે કે થોડા જ દિવસમાં કાંતો ફરી બાળકને સખત ઝાડા થશે અથવા સખત તાવ આવશે અને ફરી એના બાપને તમારી પાસે દોડવું પડશે.'

મારી વાત સાંભળી મારા એ મિત્રે કહ્યું:

'જુઓ ભાઈ! તમારી રીત અને મારી રીતમાં ફેર રહેવાનો. તમે માત્ર સેવાની દૃષ્ટિએ કાર્ય કરો છો, જ્યારે હું તો ધંધો કરું છું. અહીં તો જેમ દર્દી

વધારે તેમ દાક્તર અને દવાખાનાની કિંમત વધે. અને એ દરદી ફરી આવે તો કહીએ કે તમે જરૂર કાંઈક ખવડાવ્યું હશે અને વાત એમ જ બને. ઝાડા બંધ થઈ ગયા પછી કાંઈક ને કાંઈક ખવડાવ્યું તો હોય જ.'

મેં કહ્યું: 'તમે તો આયુર્વેદના ઉપાસક છો, તમારે તે લોકોમાં આયુર્વેદના જ્ઞાનનો પ્રચાર કરવો જોઈએ. તમે દરદીને શાથી દર્દ થયું છે અને એ કેમ મટે એ માટે પ્રયત્ન કેમ ન કરો? મારો દર્દી તો અડધો દાક્તર બની જાય છે. હું એનો વિગતવાર રોગ કેમ થયો ને કેમ મટે એની પણ સમજણ આપું છું. દાખલા તરીકે મારો મેલેરિયાનો દરદી પોતાના કુટુંબમાં બીજાને મેલેરિયા થાય છે ત્યારે તેની સારવાર પોતે જ કરે છે. અડોશી પડોશીને પણ પોતાના જ્ઞાનનો લાભ આપે છે ને મારી પાસે આવતાં રોકે છે.'

મારી વાત સાંભળી એમણે કહ્યું: 'અરે ભાઈ! તો તો અમારી પ્રેક્ટિસ કેમ ચાલે? અમે વળી દર્દીનું દર્દ તરત જ ન મટાડીએ તો ફરી એ દવાખાને આવતો પણ નથી. એને તો તાત્કાલિક સાજું થવું છે. ફરી અમારી પાસે આવવામાં એને કશી આળસ નથી. માત્ર આળસ ઘેર એમની દવાની કાંઈ ઉપાધિ કરવાનું બાંધો તેમાં છે. એમને તો ટીકડી ગળીને સાજા થવું છે અને અમે એમ કરી આપીએ છીએ.'

એમની વાત સાચી હતી. આજકાલ દર્દીઓ પણ એવા જ આવે છે. પણ દર્દીઓ એવા છે એટલે જ આયુર્વેદના સાચા પ્રકારની આજે જરૂર છે એટલી કદી ન હતી. વૈદ્યોનું માનસિક વલણ જોઈ હું વિચારવા લાગ્યો કે આ વૈદ્યોથી આયુર્વેદનો ઉદ્ધાર થવાનો? એમને તો ધંધા અને પ્રતિષ્ઠાની પડી હતી. એમને ન તો આયુર્વેદની કે ન તો પોતાના દર્દીની પડી હતી.

કેટલાક ડોકટરોની જેમ વૈદ્યોમાંથી પણ માનવતા ચાલી જતી લાગે છે. નિશાળમાં કે બાળકની સાથેના વર્તાવમાં બાળકને ચેંટ-ચાપલી કરનારને આપણે ક્રૂર અને જંગલી કહીએ છીએ, શાળામાં સજા બંધ કરવા કાયદા ઘડીએ છીએ. પણ જાણીબુઝીને પોતાના સ્વાર્થ ખાતર વૃદ્ધ, સ્ત્રી કે બાળકની જિંદગી સાથે ખેલ ખેલનાર અને અહિત કરનારને શું વિશેષણ આપીશું? અલબત્ત; જેમની આજીવિકા વૈદક ઉપર જ છે, તેઓ ભલે પૂરતી ફી રાખે, પણ દર્દીનો વિશ્વાસઘાત કરી દ્રોહ તો ન જ કરવો જોઇએ. શરણે આવેલા અને પોતાની કીમતી જિંદગીને ભરોસાપૂર્વક ખોળામાં મૂકનારને છેહ દેવો એથી વધુ અધમ કાર્ય શું ગણી શકાય?

ગાંધીજીએ આપણને જીવનના દરેક ક્ષેત્રમાં નવો પ્રકાશ આપ્યો છે. શરીરને ઈશ્વરનું મંદિર ગણી તેને નિર્મળ અને તંદુરસ્ત રાખવા ઘણું વિચાર્યું છે, અને કર્યું છે. નિષ્ણાત વૈદ્ય-ડોકટરો અને કુદરતી ઉપચારકોનો એમને કાયમ સંસર્ગ હતો. આખી જિંદગી એમણે પોતાના શરીર ઉપર અખતરા કર્યા જ કર્યા હતા. આમ પોતાનો જાત અનુભવ અને નિષ્ણાતોના અભિપ્રાયો ઉપરથી એમણે તારવ્યું કે શરીરને તંદુરસ્ત રાખવા અને બગડે ત્યારે સુધારવા માટે બને તેટલું કુદરતમય જીવન, કુદરતી ઉપચાર અને-સાથે રામનામ એ જ સાચો ઉપાય છે. કુદરતી ઉપચારમાં એમણે સ્થાનિક વનસ્પતિના ઉપયોગનો સમાવેશ કરેલો છે, જો કે કુદરતી ઉપચાર-પદ્ધતિ હજુ બાલ્યાવસ્થામાં જ છે, હજુ એ ક્ષેત્ર ખેડાવું બાકી છે, પણ એ જ સાચો રસ્તો છે એવું એમને જણાયું અને એ માટે ઉરૂળીકાંચનામાં સક્રિય કામ કરવા કુદરતી ઉપચારનું કેન્દ્ર શરૂ કર્યું.

વૈદ્ય-ડોકટરો અને દવાઓનો ઉત્તરોત્તર વધારો થતો હોવા છતાં દર્દો અને દર્દીઓ તો વધતા જ ચાલ્યા છે. કરોડો રૂપિયાની દવા બહારથી આવતી હોવા છતાં આજે રાષ્ટ્રની શરીર-સંપત્તિ ક્ષીણ થતી ચાલી છે. પૂ. બાપુએ બધી બાબતોની જેમ આ બાબતમાં પણ સ્વાશ્રયી થવા જણાવ્યું છે. કરોડો રૂપિયાની પશ્ચિમ પદ્ધતિની યોજનાઓને બદલે આ બાબતમાં પણ દેશ બાપુના વિચારોને નહિ અપનાવે તો આપણી શી વલે થશે એ કોણ કહી શકશે? દાક્તરોનો વર્ગ જે રીતે ધંધો ચલાવી રહ્યો છે એ જોતાં બાપુએ હિન્દસ્વરાજ નામના એમના પુસ્તકમાં ડોકટરોને પણ રાષ્ટ્રની પડતીનું એક કારણ ગણાવ્યું છે એ ખોટું નથી. આજના મોટા ભાગના વૈદ્યો એ ડોકટરોના વિકૃત સ્વરૂપ જેવા છે. એમનો ધંધો ઉત્તમ સેવાનો હોવા છતાં હૃદયમાં રામને બદલે લક્ષ્મી વસાવવાથી એ પવિત્ર ધંધો બદનામ થઈ રહ્યો છે. ઉપરનો દાખલો તો વૈદ્ય-ડોકટરોના માનસનું પ્રતિબિંબ પાડે છે. મિત્રદાવે મારા એ વૈદ્ય-મિત્રે ખુલ્લા

હૃદયે વાત કરી, પરંતુ બચાવ કરનારાઓ પણ મનમાં એ વાત તો સમજે જ છે.

ગરીબ ગ્રામજનતા વૈદ્ય-ડૉક્ટરોથી એટલી બધી ભડકે છે કે ન છૂટકે જ એમની પાસે જાય છે. એ પહેલાં તો ડોશીમાનું વૈદું કે ઊંટવૈદું કરી છૂટે છે. એવા ઘણા દાખલાઓ છે કે વૈદ્ય-ડૉક્ટરો પાસે જવા કરતાં જેમણે મોત પસંદ કર્યું હોય.

જનતાને આ સ્થિતિમાંથી ઉગારવા બાપુએ ચીંધેલો એ એક જ ઉપાય છે. એમણે બાંધેલાં તમામ રચનાત્મક કાર્યોમાં એમના આ કાર્યનો પ્રચાર અને વિકાસ બહુ જ ઓછો થયો છે. ઘરઘરમાં તંદુરસ્તી જાળવી રાખવાનું અને બગડેલ તંદુરસ્તી પાછી મેળવવાનું જ્ઞાન છૂટે મોંએ વેરવું જોઈએ. એ ત્યારે જ બને જ્યારે વૈદ્યોની દૃષ્ટિ પૈસા ઉપરથી ઊઠી જાય. બાપુએ ચોખ્ખું જણાવ્યું છે કે, રોજની હજાર રૂપિયા ફી લેનારો વૈદ્ય ગમે તેટલો નિષ્ણાત હોય તો પણ તે આયુર્વેદનું કે લોકોનું ભલું નહિ કરી શકે. આજે જ્યારે રાષ્ટ્રની તંદુરસ્તી કથળી રહી છે અને દવાને નામે રોગો જ વધી રહ્યા છે ત્યારે દવા અને રોગોથી પરદેશી વિદ્યાના નિષ્ણાતો કે કરોડોના ખર્ચે તૈયાર કરેલી કોઈ પરદેશી 'દવાઓની યોજના' નહિ બચાવી શકે, પણ બાપુએ બતાવેલો માર્ગ—કુદરતમય જીવન, કુદરતી ઉપચારો, પથ્યાપથ્ય, શ્રમ, સ્થાનિક વનસ્પતિનો ઉપયોગ અને રામનામ જ બચાવી શકશે.

('સ્વરાજ ધર્મ'માંથી)



## માયાનો પ્રભાવ

જીવાત્મા પોતાની પૂર્ણ ઉન્નતિ મેળવવા દરમિયાન, એટલે જીવનાશિવ-સ્વરૂપ થતાં સુધીમાં, જુદીજુદી ત્રણ ભૂમિકામાંથી પસાર થાય છે. પહેલી ભૂમિકા પશુવૃત્તિની છે. તે દરમિયાન મનુષ્યજીવ પોતાની કર્મેન્દ્રિયોને તૃપ્ત કરવામાં સંતોષ માને છે, અને તે વખતે તેને પાપનું અગર પોતે દૈવી અંશ છે તેનું ભાન હોતું નથી; તો પછી પોતાનું આત્મબળ કેટલું છે તે તો કેવી રીતે જાણી શકે?

બીજી ભૂમિકા દ્વંદ્વયુદ્ધની છે. તે ભૂમિકા દરમિયાન તેને પશુવૃત્તિ અને દૈવી સંપત્તિ બેઉનું ભાન હોવાથી બન્ને વૃત્તિઓમાં તે ઝોલાં ખાયા કરે છે. જીવાત્માના ઉન્નતિમાર્ગમાં માયા જે ભાગ ભજવે છે તે ભૂમિકા આજ છે. આ ભૂમિકામાં હરવખત યુદ્ધ ચાલતું હોય છે, ચડતી પડતી દેખાયા કરે છે, અને પાપ કરી પસ્તાવાનું થાય છે. કારણ તે મનુષ્યે ચોરાશીમાંની લાંબી મુસાફરીનો કાળ કર્મેન્દ્રિયોને તૃપ્ત કરવામાં આણ્યો હોવાથી તેમની તૃપ્તિ કરવા તે હજી ચાહના રાખે છે. અને તેનો ત્યાગ કરવા નારાજ છે; વળી સાથે સાથે સ્વર્ગનું ઉત્તમ સુખ ભોગવવાની તે લાલસા રાખે છે, અને દૃઢ નિશ્ચય પર આવતો નહિ હોવાથી દિલગીર થાય છે.

પોતાનામાં જે દૈવી અંશ રહ્યો છે તે તરફ તેનું લક્ષ તણાવાથી આ બીજી ભૂમિકા છેવટે તેને ભારે ખેદ તથા દુઃખની થઈ પડે છે. એવે વખતે જ જ્ઞાનની જે ત્રીજી ભૂમિકા છે તેમાં જીવાત્મા દાખલ થાય છે. આ ભૂમિકામાં માણસ માયાનો તથા પાપનો ત્યાગ કરે છે અને શાંતિમાં રહે છે.

# એક વૈષ્ણવ જન

લે.
શ્રી 'ચક્ર'

यदृच्छालाभसन्तुष्टो द्वन्द्वातीतो विमत्सरः ॥

"તે મારો નોકર હતો. તેણે મને કદી તેના પગારની બાબતમાં કશું કહ્યું ન હતું. જે કંઈ તેને મળી જતું તેટલાથી તેને સંતોષ હતો. પહેલી તારીખે હું જ તેને બોલાવીને પગાર આપતો. એકવાર પરીક્ષા કરવા માટે મેં તેને બોલાવ્યો નહિ; મહિનો પૂરો થયો ત્યાંસુધી બોલાવ્યો નહિ, પણ તે માગવા ન આવ્યો. બીજે મહિને મારે તેને બે માસનો પગાર આપવો પડ્યો." સાહેબ પોતાના એક નોકરની આત્મકથા સંભળાવી રહ્યા હતા.

દહેરાદૂનથી આગળ રાષ્ટ્રીગૅંગની પાસે મિસ્ટર જેમ્સનો બંગલો છે. ત્યાંનાં ઝરણાંમાં ગન્ધક બનાવવામાં આવે છે. તેમના ગરમ પાણીથી પેટના બધા રોગ સારા થઈ જાય છે. આ કારણથી જ કદાચ તેઓ ત્યાં રહેવા લાગ્યા હશે. હું પણ આને માટે જ એક વર્ષથી ત્યાં છું. સાહેબ બંગલામાં એકલા જ રહે છે. તેઓ પરણેલા નથી. એક માળી, એક કારકુન અને એક કૂતરો, બસ આટલો જ તેમનો પરિવાર છે.

અહીં કોઈ મુલાકાતે આવવા-જવાવાળું ન હોવાથી વખત મળતાં હું સાહેબની પાસે બેસતો ઊઠતો હતો. એક દિવસ એક ટેકરી ઉપર ફરતાં અમારે બંનેને પરિચય થયો અને પછી અમારો સંબંધ ગાઢ બન્યો. તેમને મીજાજીપણાનો સ્પર્શ પણ થયો નથી. તેઓ બહુ સરળ અને માયાળુ છે. કલાકો સુધી મારી સાથે બેસીને હિન્દી સાહિત્ય અને વૈષ્ણવ ધર્મ પર ચર્ચા કરે છે. તેઓ ખૂબ શુદ્ધ હિન્દી બોલે છે. તેમનું ગમ્ભીર અધ્યયન જોઈને મને આશ્ચર્ય થાય છે.

મેં જ આજે વૈષ્ણવ ધર્મની ચર્ચા શરુ કરી. વચ્ચે તેમણે કહ્યું; "વૈષ્ણવ-સાચો વૈષ્ણવ તો જીવનમાં મેં એક જ વાર જોયો છે, એ મને આજે સમજાય છે. અત્યારે પશ્ચાત્તાપ કરું છું પણ એ વખતે મોહાન્ધ બની ગયો હતો." અમારી ચર્ચાનો વિષય બદલાઈ ગયો.

"આફ્રિકાના બોઅર યુદ્ધમાં હું એક કર્નલ (લશ્કરી વડો) હતો. ત્યાં મને માનવની ક્રૂરતાનું નગ્ન દર્શન થયું, ખૂબ જ ઘૃણા ઉત્પન્ન થઈ. ભારત વિષે મારા સાંભળવામાં ઘણું આવ્યું હતું. તેથી હિંદમાં આવી ગયો અને આગ્રામાં પ્રોફેસરની નોકરી લીધી. અહીં આવ્યો ત્યારપહેલાં હું ત્યાં જ હતો." સાહેબે પોતાનો સંક્ષિપ્ત પરિચય આપ્યો.

"મારા બંગલાની સામે અહીંના જેવો ફુલનો નાનો બગીચો હતો. ફુલો મને હંમેશથી પ્રિય છે. બગીચા માટે એક માળી રહેતો હતો. તે ઘરડો અને એકલો જ હતો. બંગલાની બાજુ ઉપર એની ઓરડી હતી. ખરપડો, પાવડો, પાણી છાંટવાનો ઝારો, ડોલો, કાપણી વગેરે બગીચાના કામનો સામાન તેમાં રાખવામાં આવતો હતો. ડોસો તેમાં એક બાજુ ઉપર જગા કરીને પોતાની રોટી પકાવતો અને ચટાઇ નાખીને સૂઇ પણ ત્યાં જ જતો." તે ડોસાના સ્મરણથી સાહેબની આંખોમાં આંસુ ભરાઇ આવ્યાં.

એક કામળી, ફાટેલી બે પોતીઓ, બે અંગરખાં અને એક બંડી-આટલાં જ. તેની પાસે કપડાં હતાં. એક તવી, એક લોટો, એક ઘડો અને એક થાળી આટલું તેની પાસે વાસણોમાં હતું. આ સિવાય તેના ઘરવાખરામાં એક ચટાઇ સિવાય બીજું કંઈ જ ન હતું. વહેલી સવારે સ્નાન કરીને બંગલાની સામેના મંદિરમાં દર્શન કરી આવતો અને પછી બગીચાના કામમાં ગૂંથાઇ જતો. બે વાગ્યાના શુમારે દિવસમાં એક વખત રોટી પકાવતો અને ખાતો. સાંજે અજવાળું રહેતાસુધી તેની ખરપી (ખરપડી) ચાલતી રહેતી. સાંજ

થતાં બાગમાંનું ફાનસ સળગાવીને દરવાજા ઉપર બેસી જતો અને ત્યાંથી સામેના મંદિરમાં થતી રામાયણની કથા સાંભળતો. મારી પાસે દરવાન (દરવાજા ઉપર રહી ચોકી કરનાર) ન હતો તેથી મેં સાંજે તેને ક્યાંય ન જવાનું કહી દીધું હતું." આ વાક્ય કહેતાં કહેતાં સાહેબ બહુ દુઃખી થઇ ગયા હતા. તેમણે રૂમાલથી આંખો લૂછી નાખી અને અમારી ચર્ચા તે દિવસે એટલેથી જ અટકી ગઇ. હું તેમને વધારે દુઃખી કરવા ચાહતો ન હતો તેથી ઊઠીને ચાલતો થયો.

"બાદ! તું બાગમાં પાણી બરાબર છાંટતો નથી છોડવાઓ બધા સૂકાઇ ચાલ્યા." આજે સાહેબ અપ્રસન્ન હતા.

"પાણી તો બરાબર પાઉં છું હજુર. પરમ દિવસે જે કરા પડયા તેનાથી...." તે સરળ રીતે પોતાની સ્વાભાવિક નમ્રતાથી કહી રહ્યો હતો.

"હું કંઇ જ સાંભળવા નથી માગતો. તારો દંડ કરૂં છું" સાહેબે નોટબુક ખોલી અને પેન... "ચાર રૂપિયા દંડ!"

"હજૂરની જેવી ઇચ્છા!" તે ડોસો સલામ કરીને ચાલ્યો ગયો. સાહેબ ચકિત બની ગયા. એ ધોળા વાળવાળા માળીથી સાહેબને આશ્ચર્ય થયું. 'એક રૂપિયો દંડ કરવાથી કારકુન આખો દિવસ રુવે છે, અઠવાડીયા સુધી ઉદાસ રહે છે, મહિના સુધી માફી માગ્યા કરે છે. અને તેનો પગાર પચીસ છે જ્યારે આનો આઠ છે. છતાં તે ન રોયો, ન પ્રાર્થના કરી કે ન દુઃખી થયો! ચાર રૂપિયામાં તે ખાશે શું? સામેના મંદિરમાં દર મહિને ભેટપૂજા કરે છે તે કેમ કરશે?' સાહેબે આવો નોકર જોયો ન હતો.

"માળી!" સાહેબે બોલાવ્યો.

"હજુર!" તે પાછો આવ્યો.

"હું તમને માફ કરું છું. સારું કામ કરવાથી તમને ઇનામ મળશે." આપોઆપ જ સાહેબ ઓગળી ગયા હતા.

"હજૂરની મરજી!" તે સલામ કરીને ચાલ્યો ગયો.

"તે ન ખુશ થયો કે ન મુખ ઉપર ઉપકારનો ભાવ બતાવ્યો! કેવો મૂર્ખ આદમી છે."

ડોસાને માફ કર્યા પછી સાહેબને તેના ઉપર ક્રોધ થઇ રહ્યો હતો. તેને હેરાન કરવાનો તેમણે બરાબર નિશ્ચય કરી લીધો.

જ્યારે મનુષ્ય ક્રોધ કરે છે ત્યારે આંધળો બની જાય છે. તેની સ્વાભાવિક બુદ્ધિ ઉપર અંધકાર છવાઇ જાય છે. તે નીચતાના ખાડામાં પડે છે અને અધોગતિ તરફ વળે છે. સાહેબ નીચતા ઉપર ઊતર્યા હતા. તેમણે કારકુનને કહ્યું; "ચુપકીથી ડોસાની કામળી ઉઠાવી લાવો!"

માઘ મહિનાની રાત્રિ હતી. પરમ દિવસે બરફ પડયો હતો. આ દિવસે પણ ધુમ્મસ અને ઠંડી હતી. સાહેબે ધાર્યું હતું કે ડોસો સાંજે ખૂબ ઊકળશે.

રાત્રે દશ વાગે સાહેબ ચોંકી પડયા. કારકુને આવી સમાચાર કહ્યા કે 'માળી ન કંઇ બબડયો કે કોઇને ગાળો દીધી. કેવળ એટલું જ કહ્યું કે કોઇ બીચારાને ટાઢની રાત સુખથી નીકળશે! સારું થયું!' હવે તે બગીચામાંથી સૂકું ઘાસ લઇ આવ્યો છે અને તેનો ઢગલો કરીને તેમાં પડયો છે."

"કામળી આપી આવો! મારું નામ ન લેશો." સાહેબે દયા બતાવી પણ પોતાનો પરાજય સ્વીકાર્યો નહિ. આ જીદને લીધે તો તેઓ ગરમીની ઋતુઓમાં નૈનીતાલ પણ ન ગયા. જેઠ મહિનાના બળબળતા બપોરે બગીચાની ઠંડી ઘટામાં બેસીને સાહેબે તે ડોસાને નિર્જળા એકાદશીના ઉપવાસને દિવસે આખો દિવસ તડકામાં બગીચાનું ઘાસ કપાવ્યું. જો ડોસો એક જ વાર પોતાની અશક્તિ બતાવત અથવા રજા માગત તો સાહેબ પ્રસન્ન થઇ જાત પણ તે તો પૂરેપૂરો પત્થર....ચૂપચાપ કામ કરતો જ રહ્યો.

કારકુને સાંજે ડોસાને કહ્યું, "સાહેબ પૂરા ક્રૂર છે, મતને દિવસે પણ...." પાછળથી સાહેબ સાંભળી રહ્યા હતા.

"છિ: માલિકની નિંદા કરો છો? કામ નહિ લે તો શું આપણને મોઢું જોવા શીખેલા છે! તેઓ મોટા દયાળુ છે." સાહેબ સાંભળી શક્યા નહિ. બંગલામાં આવીને આરામખુરસી ઉપર ઢળી પડયા.

"પ્રભુ મને માફ કરે!" મિસ્ટર જેમ્સ બાળકની માફક ડૂસકાં ખાઈ ખાઈને રોવા લાગ્યા. સાંઈ હું અહીં પ્રાયશ્ચિત્ત કરવા માટે આવ્યો છું. સાંભળ્યું છે કે પ્રભુ દયાળુ છે, મને માફ કરી દેશે! નહિ નહિ, **તેઓ કેવળ પોતાના અપરાધીને ક્ષમા કરે છે. પોતાના ભક્તોને કષ્ટ આપનારાને તે કદી ક્ષમા નથી કરતા!** મને આ મારા પાપની આન્તરિક જ્વાળા બાળી રહી છે. મારાથી તે સહી શકાતી નથી!" ખરેખર તેમને જીવનભર બાળનારો બહુ આકરો દણ્ડ મળ્યો હતો.

"મને પૂછીને જ તે ગયો હતો. માળીઓનું પંચ ભરાયું હતું. અને તેનો તે મુખી હતો." સાહેબ કહી રહ્યા હતા–"મારું અભિમાન હાર્યું ન હતું. મેં કારકુનને સમજાવીને મોકલ્યો. કારણ કે આટલી નીચતા મારી જાતે મારાથી કરી શકાય એમ ન હતું. અડધા કલાકમાં જ તે ડોસો મારી પાસે આવી ગયો. કારકુનની ફરિયાદ હતી કે માળીએ તેના કોટના ખિસ્સામાંથી પૈસા ચોર્યા છે. પરન્તુ પ્રમાણ (પુરાવો) ન મળવાથી હું માળીને કશું કરી શક્યો નહિ." સાહેબનો અવાજ ગળગળો બની ગયો હતો.

"ભરાએલા પંચ વચ્ચે કારકુને તેને ગંદી ગાળો દીધી હતી. એને ચોર કહીને થપ્પડ લગાવી હતી. પરન્તુ મેં પૂછ્યું ત્યારે તેણે કહ્યું કે 'મારે કશી ફરિયાદ કરવાની નથી. હુકમ હોય તો પંચનું કામ પૂરું કરી આવું!' મેં સાંભળ્યું હતું કે કારકુન ઉપર માળીઓ બહુ ઉશ્કેરાઈ ગયા હતા. તેઓ કારકુનની બરાબર મરામત કરવા (મારવા) માગતા હતા. પણ ડોસાએ તેમને સમજાવીને શાન્ત કરી દીધાઃ–"બીચારાના પૈસા ખોવાઈ ગયા! મારા ઉપર સન્દેહ ન આવ્યો હોત તો તે આવું શા માટે કરત? નુકસાન થવાથી દુ:ખી થયો છે એટલે તેનાથી ભૂલ થઇ!' સાંભળીને હું સ્તબ્ધ થઇ ગયો. હું વિચારી રહ્યો હતો કે ઈર્ષ્યા મનુષ્યને કેટલો નીચ બનાવી શકે છે.

"મેં બીજો માળી રાખી લીધો. ડોસાને કેવળ દેખરેખનું કામ સોંપ્યું અને પગાર બમણો કરી દીધો. તેના ચહેરા ઉપર કશી જ પ્રસન્નતા જોવામાં ન આવી. બીજે દિવસે તે રોજની જેમ જ કામ કરવામાં લાગેલો હતો અને તેના હાથ નીચે જે નવો માળી (આસિસ્ટંટ) રાખવામાં આવ્યો હતો તે ઠેઠો ઠેઠો ચલમ પી રહ્યો હતો. છેવટે એક મહિના પછી મારે નવા માળીને કાઢી નાખવો પડયો. ડોસાએ કદી તેને માટે કશી ફરિયાદ કરી નહિ, કે તેને કાઢી નાખવાની પ્રાર્થના કરવા આવ્યો. તે પહેલાં પ્રમાણે જ આઠ રૂપિયા લેવા તૈયાર હતો. પરન્તુ હવે હું તેને સોળ આપતો હતો. આથી તે દર પૂર્ણિમાએ સત્યનારાયણની કથા સાંભળવા લાગ્યો. અને વધેલા આઠ રૂપિયા પ્રસાદ અને દક્ષિણામાં વાપરી દેતો હતો. મારી રજા લઈને પૂર્ણિમાએ સામેના મંદિરમાં કથાની વ્યવસ્થા કરીને સાંભળવા ચાલ્યો જતો હતો." સાહેબની ડોસા ઉપર શ્રદ્ધા હતી.

"એ દિવસે કોણ જાણે મને શું થઈ ગયું હતું કે મને કોઇ સેતાને દબાવી દીધો હતો. મેં તેને રજા આપી નહિ. તમારી રામનવમી હતી. ડોસાને બે દિવસથી રાત્રિમાં તાવ આવતો હતો. બગીચાનું કામ તો તે બરાબર કરતો હતો. આજનું કામ પણ તેણે કરી દીધું હતું. છોડવાઓને પાણી

પાઇ દીધું હતું અને સાફ કરવા જેવા કયારા નીંદી દીધા હતા. રામજન્મના વખતે તે મંદિરમાં જવા ચાહતો હતો. અર્ધા કલાક માટે જાત અને આરતી થઈ જતાં પાછો આવી જાત !" સાહેબે શૂન્ય નજરથી ઊંચે જોયું.

"સવારમાં :બિલાડીએ દૂધ ઢોળી નાખ્યું હતું. ચ્હા મળતાં વાર થઈ હતી. આજનું છાપું આવ્યું ન હતું. દાદરા ઉપરથી ઊતરતાં બૂટ ખસી જતાં પગમાં આંચકો આવ્યો હતો. આથી ખિજાએલો હતો. કહી દીધું—'ફાટક (દરવાજા) થી બહાર જવાનું નથી. ચૂપચાપ કામ કરો.' તેને આજીજી કરતાં આવડતું ન હતું. કશું બોલ્યા વગર માથું ઝુકાવીને ચાલ્યો ગયો." સાહેબે આંખો લૂછી.

"બંદૂકનો અવાજ થયો. હું બંગલામાંથી બહાર આવ્યો. કયાં ફાયર (ગોળીબાર) થયો ?' પૂછતાં જ મને સમજાઇ ગયું હતું કે મંદિરમાં જન્મના સમયે ભડાકો ફોડવામાં આવ્યો છે. 'માળી!' મેં બૂમ મારી. મારી સામે જ દરવાજા ઉપરના ટેબલ ઉપર તે બેસે તે મને સારું લાગતું નહિ. ઉત્તર ન મળતાં હું દોડયો. હું તેને ધક્કો મારીને નીચો ઉભો રાખવા માગતો હતો. હાથ લગાડતાં જ હું ચોંકીને બે ડગલાં પાછો હઠી ગયો. ધક્કાથી ડૂસો સ્ટુલ ઉપરથી ઢળી પડયો હતો. તે માળી કયાં હતો ? તે તો તેનું શરીર હતું." સાહેબ ડુસકાં ભરતા બેહોશ થઇ ગયા.

મારે શું કરવું ? સાહેબ સચેત તો થયા પણ પૂરા સાવધાન ન થયા. તેઓ બબડતા હતા ...."તે સુખદુઃખથી પર હતો. લાભ-હાનિ તેને સ્પર્શી પણ શકતાં ન હતાં. માન અપમાનના માથા ઉપર તો તેણે પગ મૂકયા હતા. કોઈ દુર્ગુણી પણ હોય, તેનું કંઇ નુકશાન કરે, પણ તે કશું ગણતો જ ન હતો. બીજાનું ભૂંડું ઇચ્છવાનો તો તેણે કદી વિચાર પણ કર્યો ન હતો." તે સાહેબ પાગલની માફક પહાડોમાં ફર્યા કરતા હતા. એક વૈષ્ણવને સતાવ્યાનો તેમનો આ પશ્ચાત્તાપ હતો. તેમને પાગલ કોણે કર્યા? જો મેં તેમને આ વાત પૂછી ન હોત તો તેમને આટલો ભારે આઘાત ન લાગત. મારે શું પ્રાયશ્ચિત્ત કરવું ? દયામય પ્રભુ ! મને ક્ષમા કર !



## દેહરૂપી ઇમારત

કાચી ઇમારતો આ દેહની રે લોલ,
કડીયો ઘનશ્યામ કળાકાર જો-કાચી૦

અસ્થિની ઇંટ મહીં ગોઠવીરે લોલ,
પ્લાસ્ટર તો માંસથકી થાય જો-કાચી૦

રાખે ટટાર દેહ થાંભલે રે લોલ,
ભીંતો તો ચામની સોહાય જો કાચી૦

મુખડું, મળદ્વાર બધાં બારણાં રે લોલ,
નયનો એ તેજ ભર્યા દીપ જો-કાચી૦

અંતર બિછાને 'શ્રી' બિરાજ્યારે લોલ,
'સેવક' ભુવન કેરૂં નામ જો-કાચી૦

-શ્રી. અમૃતકુંમાર શાહ.

# ભગવાન ભીષ્મ

લેખક:
કીર્તનાચાર્ય શ્રી સીતારામ શર્મા

( ગતાંક પૃ ૮૫૪ થી ચાલુ )

जितात्मनः प्रशान्तस्य परमात्मा समाहितः ।
शीतोष्णसुखदुःखेषु तथा मानापमानयोः ॥

શીત, ઉષ્ણ, માન, અપમાન વગેરે જે કે ચિત્ત-ચાઞ્ચલ્યનાં હેતુ છે, તોપણ અર્થાત્ તેમનો પ્રસંગ આવવા છતાં તેમના વિષે જે સમતાથી રહે છે અને જેણે પોતાના મનને જીત્યું છે તથા જે રાગદ્વેષ રહિત હોવાથી પ્રસન્ન અન્તઃકરણવાળો છે, એવાના અન્તઃકરણને વિષે પરમાત્મા નિવાસ કરે છે. અર્થાત્ એવા મનુષ્યને પરમાત્માનો સાક્ષાત્કાર થાય છે.

વ્હાલા આત્મીય સજ્જનો! દ્રોણાચાર્યે કુરુકુળના બાળકોને ( કૌરવો અને પાંડવોને ) ચોક્ખું સંભળાવી દીધું કે તમે આ વાત તમારા દાદા ભીષ્મને કહેજો. અને જો તેઓ મને સન્માનપૂર્વક બોલાવશે તો જરૂર હું ત્યાં આવીશ અને તમને સર્વેને વિદ્યાદાન આપીશ. સજ્જનો! વિદ્યાનું દાન છે. અને તે વિદ્યાદાતા ગુરુનું બહુમાન થવું જ જોઇએ. એ આપણા આર્યોનો ધર્મ છે. જ્યારે આજના જમાનામાં ગુરુ ( વિદ્યાદાતા માસ્તર ) એની કાંઇ કિંમત રહેવા પામી નથી. અને એની એથી યે ખરાબ સ્થિતિ 'અપના દેશમાં અપના રાજ્ય' થયા પછી થઈ કે એણે કોઇ પણ વાદમાં ભાગ ન લેવો અને દર દશ વર્ષે એની મિલ્કતનો હિસાબ પૂછવો. આ તે કયાંનો ન્યાય? ખેર, જે દેશમાં ગુરુની કિંમત આંકવામાં આવતી નથી એ દેશ થોડા જ દિવસમાં બરબાદ બને છે. અને એ નીતિસૂત્ર છે. પણ આજના જમાનામાં નીતિને નેવે મૂકી ત્યાં કહેવું પણ કોને અને બીચારા માસ્તરો બૂમો પાડે તો પણ સાંભળે છે પણ કોણ? આ છે અમારા આજના વિદ્યાધરો (!)ની વિષમ પરિસ્થિતિ. અસ્તુ. જેવાં ભારતનાં ભાગ્ય.

સજ્જનો! સર્વે રાજકુમારો દાદા ભીષ્મપિતામહની પાસે ગયા. અને દ્રોણાચાર્યને મધ્યાહ્નસંધ્યાનો સમય થયો હોવાથી તેઓ સીધા ગંગાતટે ગયા. અને ભગવાન ભાસ્કરને 'અર્ઘ્યપ્રદાન કરી-' પ્રભુ હું સમજું છું કે માણસોને સુખદુઃખ મળે છે એ એમની પૂર્વની પુન્યાઈ અને પાપનું ફળ છે. પણ ભગવાન! દરેકની માત્રા તો હોવી જ જોઈએ. અને મેં આજદિન સુધી ખૂબ ધીરજને ધારણ કરી. મારી પવિત્ર પત્ની કૃપીએ મને ખૂબ મારી દરિદ્રતાની પરવા ન કરતાં એના સતીત્વને શોભાવ્યું. એટલે હવે હું મારી સતીને નિર્ધનતામાં સબડતી જોવા માટે અને મારા પુત્રને દૂધ માટે વળખાં મારતો જોવા માટે તૈયાર નથી. મારા જેવા એક સમર્થ વિદ્યાધરને આ સ્થિતિમાં જીવવું એના કરતાં મરી જવું એને હું વધારે ઉત્તમ માનું છું. નાથ! ભગવન્! હે પ્રભુ! હું હજી પણ થોડા દિવસ ધીરજને ધારણ કરું છું. છતાં પણ આનો જો કાંઇ ઊકેલ નહિ આવે તો હું ગંગામૈયાના ખોળાની અંદર ઝંપલાવીશ. જો તમારે મને આવો નિર્ધન બનાવવો હતો તો મને આટલો સમજણવાળો નહોતો બનાવવો. એટલું બોલતાં દ્રોણાચાર્ય ગદ્ગદિતકંઠ થઈ ગયા. અંજલિ જોડી ધ્રુસકે ધ્રુસકે રડી પડયા. અને પુનઃ ગંગામાં હાથ-પગ-મોં ધોઈ આચમન કરી શાંત ચિત્તે કૃપાચાર્ય(તેમના સાળા)ના આવાસમાં ગયા. સાં તો રાજકુમારોએ દાદાજીને સઘળી વાતથી વાકેફ કર્યા અને દાદાએ પણ બાળકોની વાતોથી ખૂબ પ્રસન્ન થઈ રાજદૂતોની સાથે રાજકુમારોને છડી, ચમર અને પાલખી લઈ સન્માનપૂર્વક દ્રોણાચાર્યને તેડવા મોકલ્યા. કારણ કે ભીષ્મને બ્રાહ્મણત્વની અને તેની વિદ્યાની કિંમત હતી. એટલે જ એમણે ખૂબ સન્માનપૂર્વક આચાર્યને તેડવા મોકલ્યા. અહીં જાણે કે દ્રોણની આજની પ્રાર્થનાથી ભગવાન પણ સંતુષ્ટ થયા હોય અને એમનું દારિદ્રય ફેડવા સર્વાન્તર્યામી પરમ કૃપાળુ પરમાત્માએ ભીષ્મના હૃદયમાં પ્રેરણા કરી. આચાર્યદેવ ઘેર આવી રહ્યા છે સાં તો કૃપાચાર્યના આવાસ આગળ બાદશાહી દબદબાભરી સ્વારી ઊભેલી છે. એટલામાં તો રાજકુમારો દોડીને આચાર્યના ચરણોમાં પડે છે અને તેમને સઘળી વાતથી વાકેફ કરે છે. સાં તો રાજદૂતોએ વિનયવિવેકયુક્ત રીતે આચાર્યને ભીષ્મપિતામહના આમન્ત્રને સ્વીકારવાની પ્રાર્થના કરી. દ્રોણ પણ ગદ્ગદિતકંઠ થઈ ગયા અને આકાશ ... ભગવાન ... વંદન કરતાં બોલ્યા:

'દેવ! આજની મારી પ્રાર્થના જલદીથી સાંભળી, અને આપનાં તેજસ્વી કિરણોથી મારી દરિદ્રતાને બાળી નાખવાની ખૂબ ઝડપ કરી. ધન્ય પ્રભુ! દયાનો નિધિ તું ખરેખર જ છે! એમ કહી ભીષ્મના આમન્ત્રણને સ્વીકારી કૃપાચાર્યને સાથે લઈ આચાર્યદેવ ભીષ્મના રાજપ્રાંગણમાં આવી ઉભા. ત્યાં તો બ્રાહ્મણત્વને ખૂબ જ સમજનાર ગંગાપુત્ર ભગવાન ભીષ્મ બહાર નીકળ્યા અને આચાર્યદેવને ખૂબ સન્માન્યા. પછી અષ્ટાંગ પ્રણામ કરી કરસંપુટ કરી ઉભા રહ્યા. આચાર્યદેવ પણ આ ભારતના તાજ વિનાના બેતાજ બાદશાહને આવો વિનયવિવેકવાળો જોઈ તુરત જ પાલખીમાંથી નીચે ઉતર્યા અને બે ઘડીને માટે અનિમેષ દષ્ટિએ ભીષ્મ સામે જોઈ રહ્યા અને મુક્ત કંઠે બોલ્યા; 'ભીષ્મ! બાપ, આજે તમે 'ગંગાતનય' નામ દીપાવ્યું. પ્રભો! ધન્ય છે તમારી અજોડ પિતૃભક્તિને. પિતાની ખાતર નૈષ્ઠિક બ્રહ્મચર્ય પાળનાર સાધુ! હું તમને કયા બિરુદથી સંબોધન આપું?' એમ બોલતાં બ્રહ્મર્ષિકંઠ થઈ ગયા. અને અંજલિ જોડી બોલ્યા; 'ભીષ્મ! તમારાં એવાં શ્રેષ્ઠ કર્મો છે કે જગત તમને 'ભગવાન'ના નામથી સંબોધન આપશે.' આ આશીર્વચન સાંભળતાં જ ભીષ્મ પણ રડી પડયા અને આચાર્યના ચરણમાં ઢળી પડયા. આચાર્યદેવે પણ રડતાં રડતાં ભીષ્મને ઊભા કર્યા અને હૃદયસરસું દઢ આલિંગન દીધું.

સજ્જનો! જોયું! એક અત્યન્ત નિર્ધન પણ વિદ્યાસંપન્ન બ્રાહ્મણનું પૂર્વના ભારતમાં બહુ સન્માન થતું અને તે સમ્રાટ તરફની એ આર્ય સંસ્કૃતિ હજુ પણ ભુંસાઈ નથી એનો તાજો જ દાખલો દઉં, કે *હાલના વડા- પ્રધાન પંડિત જવાહરલાલ નહેરૂએ એક સોલાપુરની નિર્ધન (ગરીબ) બાઈના પત્રને ધ્યાનમાં લઈ એને ભણવા-ભણાવવાની યોગ્ય વ્યવસ્થા માટે મુંબઈ સરકારને પરિપત્ર પાઠવ્યો. ધન્ય છે એ મોતીના જવાહરને! આ હતી અને છે અમારા ભારતીય સુપુત્રોની ભવ્યતા. છતાંય મારે મારા દેશબાંધવોને નમ્ર પણ આગ્રહભરી વિનવણી કરવી પડે છે કે બાપ! આવા ઉચ્ચ કક્ષાના જીવો હો તો પણ ભુલાવામાં કેમ પડયા છો? અમેરિકા-યુરોપ-રશિયા તરફ દષ્ટિ ન કરતાં બધાય વાદોને પડતા મૂકી ભારતનો પૂર્વે સર્વોદય શાથી હતો એનો સંપૂર્ણપણે અભ્યાસ અને વિચાર કરી આપણી પૂર્વની નીતિરીતિને અને ધર્મને અપનાવો અને ભારતના ઇતિહાસમાં ભગવાન ભીષ્મની માફક સાચા આર્યો બની વિદેશના મોહને તજી, આપણા પૂર્વનાભારતની સંસ્કૃતિ ધ્યાનમાં લઈ જો ભારતમાં સર્વોદય સ્થાપવો હોય તો આપણા મહાન પૂર્વજોના પગલે ચાલશો તો ભારતમાં શું પણ સારીયે દુનિયામાં શાંતિ અને સર્વોદયનું સ્થાપન કરી શકશો. હમણાં તમારું નામ ભારતમાં રૂપેરી અક્ષરોથી લખાઈ રહ્યું છે પણ હું તો એમ કહું છું કે જો તમે આર્યત્વને અપનાવશો અને પૂર્વના ભારતની ભવ્યતા દુનિયાને સમજાવશો તો તમારું નામ ઇતિહાસના પાને રૂપેરી નહિ પણ રત્નજડિત સુવર્ણાક્ષરોથી અંકિત થશે. બાપ! હજુયે સમય છે. સવેળા ચેતો અને ભારતની પૂર્વ આર્ય સંસ્કૃતિને યાદ કરી ગાંધી મહાત્માની જે રામરાજ્યની ભૂખ હતી એ ભૂખને પૂરી કરો. જો આપણે ગાંધીજીનાં સાચાં શ્રાદ્ધ અને તર્પણ કરી તેમને સંતુષ્ટ કરવાની ઇચ્છા હોય તો વિદેશ તરફ નજર પણ ન કરતાં આપણી પૂર્વની આર્ય સંસ્કૃતિને વિચારશો તો પૂજ્ય ગાંધીજીનો આત્મા ખૂબ સંતુષ્ટ થશે અને સ્વર્ગમાં રહ્યે રહ્યે પણ એ જીહાનો આત્મા થનગની ઊઠશે (!) અને ત્યાં રહ્યો રહ્યો પણ અંતરનો આશીર્વાદ આપશે કે 'હે મારા માનસપુત્ર જવાહર! ધન્ય બેટા! તેં આર્યત્વને અપનાવી મારું સાચું શ્રાદ્ધ કર્યું, જેથી હું ખૂબ સંતુષ્ટ થયો છું. જેમકે રાજા દશરથની એવી ઇચ્છા હતી કે મારો રામ ગાદી પર બેસે પણ જેમ આપણા જ પાકિસ્તાની ભાઈઓ ભારતી માતાના ટુકડા કરી અલગ થયા તેમ દશરથની ઇચ્છા પૂરી થતા પહેલાં કૈકેયી રૂપી અન્તરાય નડયો અને રામ વનગમન કરી ગયા. ગુરુ વસિષ્ઠની આજ્ઞાથી ભરત માતુલગૃહેથી ઘેર આવ્યો ત્યારે એને સઘળી વાતની ખબર પડી એટલે એણે કહ્યું કે ભલે મારી માતાએ ગમે તેવા અન્તરાયો નાખ્યા હોય પણ જો હું સાચો જ પિતૃભક્ત પુત્ર હોઉં તો હું રાજા રામને ગાદીએ બેસાડીશ. અને એ રીતે પિતા દશરથની અધૂરી રહેલી ઇચ્છાને પૂરી કરું તો જ મારું તર્પણ સફળ થયું ગણાય તેમજ ક્વીટ ઇન્ડિયા ( Quit Indra ) નો ઠરાવ કરનાર ગાંધીજી જો આજદિન સુધી જીવતા હોત તો, જરૂર એ પાકિસ્તાન પહોંચી ગયા હોત અને વિભક્ત થએલા ભારતને જરૂર એ ખરું અખંડ ભારત બનાવત.

*સંદેશ તા. ૪-૨-૫૦

પણ આપણું દુર્ભાગ્ય કે એ વંદનીય તપસ્વીને ભગવાને આપણી પાસેથી છીનવી લીધો. ખેર, પણ બાપ ! વલ્લભ અને જવાહરની જોડીને હવે ભારતનું કામ કરવું બાકી રહે છે; જેમકે રાજા રામ જ્યારે રાજા બન્યા ત્યારે જ ભરતલાલ સંતુષ્ટ બન્યા અને જ્યાંસુધી રામ રાજા થયા ત્યાંસુધી નંદીગ્રામમાં તપસ્વી જીવન ગાળ્યું. એમ હું આપ અને મારા ભારતી સુપુત્રોને પ્રાર્થના કરું છું કે બાપ ! તમે જેવા આજદિન સુધી અણનમ રહ્યા છો તેવા જ ભારતના પડેલા ભાગલાઓથી પાછું અખંડ ભારત બનાવો તો જ પૂજ્ય મહાત્મા ગાંધીની સાચી સંવત્સરી ઉજવી ગણાય. અને તો જ બાપુજીનો આત્મા સંતુષ્ટ થાય. અસ્તુ.

સજ્જનો ! અહીં પણ દ્રોણાચાર્યને ભીષ્મે ખૂબ સન્માન્યા અને તેમને રાજકુમારોને ધનુર્વેદવિશારદ બનાવવા પ્રાર્થના કરી. અને દ્રોણાચાર્યે પણ કૃપાચાર્યને સાથે રાખી કુરુકુળના રાજકુમારો-કૌરવપાંડવોને વિદ્યાભ્યાસ શરૂ કરાવ્યો. અને એમની એ વિદ્યાથી આજ પણ કૌરવપાંડવની વીરગાથાનો કીર્તિકળશ દિગન્તમાં ચમકી રહ્યો છે. એમના યુદ્ધથી આપણને ઘણું સમજવાનું મળે છે. અને તેમાં વળી જગતને સાચો ક્રાન્તિકારી મંત્ર–"Twit for tact we must" "થાય તેવા થઈએ તો ગામ વચ્ચે રહીએ" એ મંત્રને ભગવાન શ્રીકૃષ્ણે જગતમાં ખૂબ ચમકાવ્યો. પૃથ્વીરાજે ઘોરી શાહને સાતસાત વખત **'મેં તેરી ગૌયા હું'** એ શબ્દોથી જતો કર્યો. પણ ઘોરી શાહે પૃથ્વીરાજને એક વખત પણ જતો કરવાની સાફ ના પાડી. તેમ બાપ ! આપણે પ્રભુના જેવી ડગલેને પગલે ઉદારતા દર્શાવી રહ્યા છીએ. અને એટલા માટે અજાતશત્રુ ધર્મની માફક પૂ. બાપુજીને પણ અજાતશત્રુનો ઇલ્કાબ મળ્યો. તો હવે ભારતીય ભવ્યતાને આજદીન સુધી આચારમાં મૂકી શક્યા છો તો થોડા કૃષ્ણના ક્રાન્તિના શબ્દોને પણ હૃદયની તકતી પર અંકિત કરશો તો ભારતની ભવ્યતાને જગત અંજલિ અર્પશે. અસ્તુ. (અપૂર્ણ)

## પ્રેમપૂજા

શ્રી લાભશંકર વેણીશંકર રાવલ

ભૂલીને ભાવના ભક્તો
પૂજે પાષાણના દેવો.
મૂકીને ધ્યેયનો રસ્તો.
ખરે ! વહેવાર આ કેવો ? ....(૧)

જુઓ આ માનવી મેળો,
હરે આડે ધડે એવો;
થઈને લાગણી ઘેલો !
કરે આનંદ આ કેવો ? ....(૨)

નથી એ પ્રેમ કે પૂજા;
ખલકના દંભની લીલા,
ખરે જો હોય પ્રેમપૂજા,
રહે માનવ કદી વીલાં? ....(૩)

અંતરનાં મેલ ધોવાતાં,
અમીઝરણું હૃદે વહેતાં;
પ્રગટશે ઇશ અંતરમાં; .
જશે પાકી સહુ વીમા ...(૪)

કહે 'શાયર' કુલો સૌએ,
પ્રભુને ઉર અર્પીએ,
રહી ના દિલથી આળગાં,
મૂકી ખોટાં બધાં ખણુગાં ....(૫)

# નીતિ—નૈવેદ્ય

સંપાદક: શ્રી કેશવલાલ હરગોવિંદદાસ ઠક્કર

## (૧) વિદ્વાન થવાની ચાવી

એક હતો મોટો વિદ્વાન.

લોકોએ તેને પૂછ્યું; 'આપ આવા મોટા વિદ્વાન શી રીતે થયા?

વિદ્વાને ઉત્તર આપ્યો; હું જે વસ્તુ જાણું નહિ તે બીજાને પૂછતાં હું કદી શરમાતો નથી. તેથી.

## (૨) ખાવાની રીતો

ડાહ્યો માણસ ધીમે ધીમે ખાય છે.

સાધુ પુરુષ અર્ધો ભૂખ્યો રહે છે.

યોગી જન દેહ ટકાવવા પૂરતું જ ખાય છે.

જુવાન જોધ ભાણામાં હોય તેટલું બધું ઉડાવી જાય છે.

બુઢ્ઢો માણસ પરસેવો છૂટે ત્યાંસુધી ખાધા કરે છે.

પણ અકરાંતિયો માણસ એટલું બધું ખાય છે કે શ્વાસને આવવા-જવાની જગ્યા પણ રહેવા દેતો નથી.

આવા અકરાંતિઆની રાત બેઉ રીતે ઊંઘ વિનાની જાય છે. ખાવાનું પામ્યો હોય તો પેટ સજ્જડ થવાથી તેની રાત ઉંઘ વિનાની જાય છે; અને ખાવાનું પૂરતું પામ્યો ન હોય તો ભૂખના દુઃખથી તેને ઉંઘ આવતી નથી.

## (૩) પરનિન્દા

મને યાદ છે કે એકવાર બાળપણમાં હું આખી રાત કુરાન પઢતો જાગતો બેઠો હતો. પાસે જ કેટલાક લોકો પડયા પડયા મોટેથી નસકોરાં બોલાવતા ઊંઘતા હતા.

મેં મારા પિતાજીને કહ્યું, 'જુઓ ને, આ લોકો કેવા છે? નમાજ પઢવી તો બાજુએ રહી, પણ કોઈ માથું પણ ઊંચું કરતો નથી!'

પિતાજીએ જવાબ દીધો; 'બેટા, તું પણ ઊંઘી ગયો હોત તો સારૂં થાત, કારણ કે આવા પરનિન્દાના પાપથી તું બચી જાત.'

## (૪) હાતીમ તાઇ

દાનેશ્વરી હાતીમ તાઈને કોઈએ પૂછયું; 'દુનિયામાં તમારા કરતાં ચડે એવો કોઈ દાતા તમે જોયો છે?'

હાતિમ તાઈએ કહ્યું; 'હા, એક કઠિયારો. એક દિવસ મેં મોટી મિજબાની આપી હતી. તે દિવસે મારે કંઇક કામ પ્રસંગે જંગલમાં જવાનું થયું. જંગલમાંથી એક કઠિયારો લાકડાંનો ભારો લઈને આવતો હતો. મેં તેને પૂછયું; 'ભાઈ, હાતીમનો મહેમાન કેમ બની જતો નથી? આજે એને ત્યાં મોટી મીજબાની છે. દેશભરના લોકો આજે તેને ત્યાં પરોણા છે.'

કઠિયારાએ જવાબ આપ્યો; 'જે પોતાના પરસેવાની રોટી ખાય, તે શા સારૂં હાતિમની આગળ હાથ લાંબો કરવા જાય?

## (૫) નોશેરવાન

ઈરાનનો ન્યાયી શાહ નોશેરવાન એક દિવસ જંગલમાં શિકાર ખેલવા ગયો. ત્યાં ખાણું તૈયાર કરવામાં નિમકની જરૂર પડી એટલે તેણે નોકરને કહ્યું; 'પાસેના ગામે જઇ નિમક લઇ આવ. પણ જોજે કિંમત આપ્યા વિના ન લાવતો, નહિ તો ગામ ઉજ્જડ થઈ જશે.'

નોકરે પૂછયું; 'ચપટી નિમક લાવતાં ગામ કેવી રીતે ઉજ્જડ થઈ જશે?

નોશેરવાને જવાબ આપ્યો; 'જો રાજા પોતાની પ્રજાની વાડીમાંથી એક ફળ તોડી ખાય, તો

નોકર થોડો આખું ઝાડ મૂળ સમેતું ખોદીને ખાઈ જાય.'

(૬) બાયજીદ

બાયદજીનું નામ અતિથિસત્કાર માટે ઘણું જાણીતું છે. એક વાર કોઈ એક ઘરડો ડોસો તેને ઘેર આવી ચડયો. તેને ભૂખ્યો જાણી બાયજીદે તરત તેને માટે ભાણું મંગાવ્યું.

પેલો બુઢ્ઢો તો ભાણું આવ્યું તેવો જ ખાવા વળગી ગયો. 'બિસ્મિલ્લાહ' બોલવા જેટલી ધીરજ પણ રાખી ન શક્યો.

મુસલમાનને શોભે નહિ તેવું તેનું આચરણ જોઈ બાયજીદ ઘણો જ નારાજ થયો.

સાચો મુસલમાન આવો હોય નહિ. તારા જેવા ભટકતાને ખવડાવવું એ તો પાપ છે, એમ કહી તેણે તે બુઢ્ઢાને પોતાના ઘરમાંથી કાઢી મૂક્યો.

તે વખતે આકાશવાણી થઈ; 'વિચાર કર, ઓ બાયજીદ!

એ બુઢ્ઢો ગમે તેવો હોવા છતાં મેં સિત્તેર વર્ષ સુધી તેનું પોષણ કર્યું પણ તારાથી તેને એક દિવસ પણ પોષી ન શકાયો!'



## સાદો ન્યાયાધીશ

સંપાદક શ્રીમતી કપિલાબેન મોહનલાલ ઠક્કર

હિંદુ ધર્મરક્ષક છત્રપતિ શિવાજી મહારાજના પછીના રાજાઓ નબળા થયા, તેથી તેમના પ્રધાન (બ્રાહ્મણ) પેશ્વા રાજા થયા.

પેશ્વાઓમાં બે ત્રણ સારા ગણાય છે તેમાં છેલ્લો માધવરાવ પેશ્વા થયો—તેના ગુરુ રામશાસ્ત્રી નામના બ્રાહ્મણ હતા.

માધવરાવ ગુરુ પ્રત્યે ખૂબ પ્રેમ રાખતો હતો. તેણે રામશાસ્ત્રીને રાજ્યના મુખ્ય ન્યાયાધીશ બનાવ્યા હતા.

રામશાસ્ત્રી ધર્મરાજા જેવા હતા. તે કોઈ દિવસ જૂઠું બોલ્યા નથી. તે એટલા બધા સાદા કે, પોતે ન્યાયાધીશ છતાં એક સાધારણ માણસની માફક રહેતા. કોઈ પણ પ્રકારનો ઠાઠમાઠ નહિ.

રામશાસ્ત્રી કચેરીમાં જાય ત્યારે ચાલીને જાય, રાજગાદીને સલામ કરી ગાદી પર બેસે.

હરરોજ સાંજે રાજા માધવરાવ પેશ્વા રામશાસ્ત્રીને ઘેર આવે. તેમને સાષ્ટાંગ દંડવત પ્રણામ કરીને ગુરુજીના આશીર્વાદ લઈને પછી ઘેર જાય.

બેસતા વર્ષનો મોટો [illegible] હતો. રામશાસ્ત્રીનાં સ્ત્રી રાજમહેલમાં [illegible] ગયાં. તેમનાં લૂગડાં સાદાં હતાં. શરીર પર સોનારૂપનો એકે દાગીનો હતો નહિ.

માધવરાવ પેશ્વાની રાણીઓએ વિચાર કર્યો કે રામશાસ્ત્રી રાજાજીના ગુરુ છે, તેઓ રાજ્યના મોટા ન્યાયાધીશ છે છતાં તેમનાં પત્ની આવાં ગરીબ જેવાં કેમ ?

રાણીઓએ સોનારૂપાના દાગીનાથી રામશાસ્ત્રીની સ્ત્રીનું શરીર ભરી કાઢયું. કિંમતી લૂગડાં પહેરાવ્યાં અને સોનાની પાલખીમાં બેસાડી તેમને વિદાય કર્યાં.

રામશાસ્ત્રી ઘરના ઓરડામાં બેસી મનુસ્મૃતિ વાંચતા હતા. ઘરનાં બારણાં બંધ હતાં.

પાલખી ઘર આગળ આવી પહોંચી. પાલખીવાળાઓએ બારણું ઠોક્યું ને કહ્યું; "ઉઘાડો"

રામશાસ્ત્રી ઊભા થયા અને જાળીમાંથી જોયું કે કોણ છે? સોનાની પાલખીમાં પોતાની સ્ત્રીને બેઠેલી જોઈ શાસ્ત્રીએ કમાડ ઉઘાડયું નહિ.

પાલખીવાળાઓએ ફરીથી બારણાં ખખડાવ્યાં ને કહ્યું; "ઉઘાડો"

શાસ્ત્રી કહે "કોણ છે?"

પાલખીવાળો કહે: "એ તો આપનાં સ્ત્રી છે."

શાસ્ત્રી બોલ્યા: "આટલાં બધાં ઘરેણાં પહેરીને સોનાની પાલખીમાં બેસીને મારી સ્ત્રી આવે જ નહિ. એ તો બીજી કોઇ બાઇ હશે. તમે ઘર ભૂલ્યા હશો."

શાસ્ત્રીના બોલ તેમનાં પત્ની તરત સમજી ગયાં. તેમણે પાલખીવાળાને કહ્યું કે, "પાલખી પાછી લો."

રાજમહેલમાં જઇ તેમણે સોનારૂપાના અલંકારો ઉતારી નખ્યા. કીમતી વસ્રો કાઢી નાંખી પોતાનાં સાદાં વસ્ત્રો પહેરી પગે ચાલતાં ઘેર આવ્યાં ને બારણાં ઠોકી કહ્યું:

"સ્વામીનાથ! કમાડ ઉઘાડો."

શાસ્ત્રીજીએ બારીએથી જોયું ને બારણાં ઉઘાડી બોલ્યા:

"હા, હવે તું મારી સ્ત્રી ખરી!"

સોનારૂપાનાં ઘરેણાંથી દેહને શણગારવો એ તો અજ્ઞાની લોકોનું કામ છે. આપણે તો બ્રાહ્મણ છીએ. સાદાઈ, સદાચાર અને સુનીતિ એ આપણાં ઘરેણાં છે.

શાસ્ત્રીજીનાં સ્ત્રી શરમાયાં. તેમની આંખમાંથી આંસુ સરી પડયાં. તેમને ભૂલ સમજાઈ.

અત્યારે જો રામશાસ્ત્રી જેવા ન્યાયાધીશ અને માધવરાવ જેવા રાજા હોય તો કેવું સારું?



## પ્રમાણિક ચોર

કાઠીઆવાડમાં એક વખત મોટો દુકાળ પડયો. લોકો દાણા વગર ભૂખે મરવા લાગ્યા. બિચારાં ઢોર ઘાસ વગર મરવા માંડયાં.

નાનું એવું રાજ્ય. દરબારે ખેડુતોને વગાવી ને દાણા આપવાં શરૂ કર્યાં.

ગામમાં એક કોળી રહે. ચાર-પાંચ છોકરાં ને બે જણ પોતે. ઘરમાં ખાવા દાણા ન મળે. છોકરાં રોટલા વગર ભૂખે તરફડે. બે જણ પોતે ભૂખ્યાં રહે અને છોકરાંને ખવરાવે. છેવટે છોકરાંને ખવરાવવા જેવુંયે કાંઈ ન રહ્યું.

કોળણ કહે: "દરબાર પાસે જાઓ, તે દાણા આપશે."

કોળી તો દરબાર પાસે ગયો. દરબારે પૂછયું: "તમે ખેડૂત છો? અમારી જમીન ખેડો છો?"

"ના બાપુ! હું ખેડુ નથી; પણ મારાં છોકરાં ભૂખે મરે છે. આવતે વરસે હું દોઢા દાણા પાછા ઓપીશ. મહેરબાની કરો તો સારૂં?"

દરબારે તો ચોકખી ના પાડી. "અમે તો અમારા ખેડૂતને તગાવી આપીએ છીએ, ઉભડને આપતા નથી."

કોળી બિચારો વીલે મોઢે પાછો ફર્યો. "હવે શું કરવું? છોકરાંનું દુઃખ નથી જોવાતું."

છેવટે ભૂખે મરતા કોળીએ દરબારી કોઠારમાં ચોરી કરવાનો વિચાર કર્યો.

પોતાના ઘરમાંથી તેણે દરબારી કોઠાર સુધી ભોંયરૂં ખોધ્યું. બેઠાં બેઠાં ચાલી શકાય એવું એ ભોંયરૂં.

કોઠારનું તળીયું છોબંધ કરેલું હતું. કોળીએ કોશ મારી એક કાણું પાડયું, દડદડ દડદડ દાણા પડયા. ઘણે દિવસે દાણાનું મોં જોઇને બિચારો કોળી રાજી થયો. આટો કૂચો ભરાવીને કાણું પાછું બંધ કરી દીધું. પછી રાજી થતો એ કોળણ પાસે આવ્યો.

પછી એક કોથળી કરી, બરાબર દશ શેરના

બાપની. પછી રોજ રાતે એ ભોંયરામાં જાય ને એક કોથળી ભરીને દાણા લાવે. છોકરાં રોટલા ભેગાં થયાં. ઝાઝા દાણા કાઢે તો ઉપર ખાડો પડે ને કોઈને ખબર પડી જાય; એટલે રોજ એ ફક્ત દશ શેર જ દાણા લાવે.

કોળીએ તો આમ વરસ કાઢી નાખ્યું. કોઈને ખબર પણ ન પડી કે એ દાણા ક્યાંથી કાઢે છે?

આમ વરસ પૂરું થયું ને બીજું ચોમાસું આવ્યું. વરસાદ બહુ સારો થયો. વરસ બહુ સારું પાક્યું. કોળી અને કોળણ મજુરીએ વળગી ગયાં. છોકરાં ય મજુરીએ વળગ્યાં. મજુરી પણ સારી ચાલી. ખૂબ દાણા આવ્યા. એક દિવસ બે ગાડાં દાણાનાં ભરીને કોળી દરબારગઢમાં આવ્યો. દરબાર સામે રામ રામ કરીને એ ઊભો રહ્યો.

"કેમ આવ્યા છો? દરબારે પૂછ્યું,

"બાપુ! તમારા દાણા ખાધા છે. દોઢા ગણીને પાછા આપવા આવ્યો છું."

દરબારની આંખ રાતી થઈ. "આને તો મેં ના પાડી હતી ને કોણે દાણા આપ્યા?" દરબાર વિચારવા લાગ્યા.

કામદારને બોલાવ્યો ને પૂછ્યું, "તમે આને કેટલા દાણા આપ્યા છે?"

"ના બાપુ, એને મેં દાણા નથી આપ્યા." કામદારે કહ્યું.

"ત્યારે એને દાણા આપ્યા કોણે?"

બે હાથ જોડીને કોળીએ કહ્યું; "બાપુ! મને કોઈએ દાણા નથી આપ્યા. મેં આપની ચોરી કરી છે. ભૂખે મરતો હતો. છોકરાં રોટલા વગર ટળવળતાં હતાં. મેં મારા ઘરમાંથી કોઠાર સુધી ભોંયરું ખોદીને કોઠારમાંથી દાણા લીધા. રોજ દશ શેર કાઢતો. આમ વરસ પૂરું કર્યું. આ વરસે સારું પાક્યું, એટલે આપના દાણા પાછા આપવા આવ્યો છું."

દરબારે મોંમાં આંગળી ઘાલી, "આ તો ચોર કે શાહુકાર! એણે દાણા ચોર્યા એની કોઈને ખબર નથી અરે, ખબર પડે એમ પણ ન હતું. ... આ કોળી પોતાની મેળે જ દાણા આપવા આવ્યો! ધન્ય છે એને! આનું નામ પ્રમાણિકતા! આને ચોર કેમ કહેવો?"

દરબાર રાજી થયા. એમણે કોળીને કહ્યું: "બાપ! તારા ઉપર હું બહુ રાજી થયો છું તેં ભૂખે મરતાં ચોરી કરી. ચોરી ન કરવી માટે દાણા માગવા પણ આવ્યો. મેં ન આ...

"તારી ચોરીની વાત કોઈ જાણતું ન હ... ને જાણી પણ શકત નહિ; છતાં તું તારી મે... દોઢા કરીને આપવા આવ્યો, એ તારી ... છે. તારા જેવો પ્રમાણિક કોળી મેં આજે જ ... જા, તારા દાણા હું તને પાછા આપું છુ લઈ જા"

તરત જ દરબારે કામદારને કહ્યું: "આ સારામાં સારી જમીન-વાડી આપો ને .. ખેડૂત બનાવો. બળદની એક જોડ અપાવો, આ પ્રમાણિક માણસને દુઃખી થવા દેવો ન જોઈએ.

પેલાં ગાડાં લઈને કોળી ઘેર આવ્યો. ક... ને છોકરાં રાજી થયાં. હવે તો કોળી ખેડૂત થ... છે. ખેતી કરે છે. બે ચાર સારાં વરસ ... ગયાં ને તે ખાતો. પીતો થઈ ગયો છે. કોળી કોળણ હવે તો સુખી થયાં છે.



# કોની ખાનદાની?

આજથી લગભગ સો વર્ષ ઉપરની એક વાત છે. કુંડલાથી કાઠી કણબી વગેરેનો એક મોટો સંઘ શિહોર જઈ રહ્યો છે. સંઘમાં પાંચસો છસો માણસો છે. એ બધાં જાય છે; મહારાજ વ... સંગનો જુવાન જોધ દીકરો ગુજરી ગયો છે, ત... ખરખરો કરવા.

૮. જેવી ભાવના તેવી સિદ્ધિ. એમ કહેવાય છે કે હંમેશ ભ્રમરનું ચિન્તન કરવાથી એક જાતનો કીડો ભ્રમર થઇ જાય છે. (કીટ-ભ્રમર) તે જ પ્રમાણે જે સચ્ચિદાનંદનું ચિન્તન કરે છે તે પોતે સચ્ચિદાનન્દમય થઇ જાય છે.

૯. આખી જીન્દગી નરકના અગ્નિ અને પાપનો વિચાર શા માટે કર્યા કરવો? પ્રભુના નામનો જપ કરો. તેનાં ગુણગાન ગાઓ, કેવળ એક વાર જ કહો. 'હે ભગવાન! મેં એવી ઘણી વાતો કરી છે જે મારે કરવી ન જોઇએ અને એવું ઘણુંયે નથી કર્યું, જે મારે કરવું જોઇએ. પ્રભુ! તારી ક્ષમા માગું છું." આટલું કહીને તેનામાં શ્રદ્ધા રાખો. તમે બધાં પાપોમાંથી મુક્ત થશો.

૧૦. ભારતવર્ષમાં શ્રદ્ધા દ્વારા રોગ નિર્મૂળ કરનારાઓ રોગીઓને શ્રદ્ધાપૂર્વક એમ બોલવાની આજ્ઞા કરે છે કે, "હું તદ્દન નીરોગી છું, મારામાં જરા પણ રોગ નથી." રોગીઓ એમ બોલે છે, અને આ જાતની માનસિક કલ્પનાથી રોગ નાબૂદ થાય છે. તેથી જો તમે નૈતિક દૃષ્ટિએ નિર્બળ છો એમ માનવા લાગશો તો થોડા વખતમાં ખરેખર તેવા જ થશો. તમે અખૂટ સામર્થ્યવાળા છો એમ જાણો અને માનો, તો છેવટે તમારામાં તેવું સામર્થ્ય જરૂર આવશે.

૧૧. જે પોતાને જીવાત્મા માને છે તે સાચે જ જીવાત્મા રહે છે, પરન્તુ જે પોતાને પરમાત્મા ધારે છે તે પરમાત્મસ્વરૂપ થાય છે. જેવો સંકલ્પ તેવી સિદ્ધિ.

## વિભિન્ન ધર્મમતો

૧. ગમે તે રીતે પ્રભુધ્યાન ધરશો કે તેના પવિત્ર નામનો ઉચ્ચાર કરશો, તો પણ તમારી આધ્યાત્મિક ઉન્નતિ થવાની જ. ગળી પૂરી આડી રાખીને ખાઓ, કે ઉભી રાખીને ખાઓ, પણ તે ગળી લાગવાની જ.

૨. પ્રશ્ન—જો બધા ધર્મોનો ઇશ્વર એક જ હોય, તો પછી જુદાજુદા ધર્મના અનુયાયીઓ તેનું જુદું જુદું સ્વરૂપ કેમ બતાવે છે?

ઉત્તર—ઇશ્વર એક છે, પણ તેનાં સ્વરૂપ ભિન્ન છે, અનેક છે. ઘરનો માલિક એકનો પિતા થાય છે, બીજાનો ભાઇ, વળી કોઇનો પતિ થાય છે; ત્યાં જુદેજુદે નામે જુદાંજુદાં માણસો તેને બોલાવે છે, તે જ રીતે જુદાજુદા ભક્તોને જુદેજુદે રૂપે જે દર્શન થયાં હોય તેને અનુસરીને ઇશ્વરનું વર્ણન વિવિધ રીતે થાય છે.

૩. મા પોતાનાં સંતાનોને તેમને અનુકૂળ ખોરાક આપે છે; માંદું છોકરું હોય તેને સાબુચોખાની કાંજી, કોઇને રોટલો કોઇને રોટલી, કોઇને દાળભાત,—એમ તેમને માફક આવે તેવું આપે છે, તે જ રીતે માણસોના વિવિધ સ્વભાવને અનુકૂળ થાય તેવા વિવિધ રસ્તાઓ ઇશ્વરે નક્કી કરી આપ્યા છે.

૪. શ્રી શંકરાચાર્યે પ્રવર્તિત કરેલો વેદાન્તનો અદ્વૈતવાદ સાચો છે, તેમજ શ્રી રામાનુજનો વિશિષ્ટાદ્વૈતવાદ સિદ્ધાંત પણ તેટલો જ સાચો છે.

૫. દયાની વાતમાં માણસે ખ્રિસ્તી જેવું થવું, બાહ્ય વિધિઓ પાળવામાં માણસે મુસલમાન જેવું થવું, અને સર્વ પ્રાણીઓ પ્રત્યે વિશાળ ઉદાર ભાવમાં હિન્દુ જેવું થવું.

૬. જ્યારે તમે બહાર જાઓ અને લોકો સાથે સમાગમમાં આવો, ત્યારે તમારામાં એ બધાં માટે પ્રેમ હોવો જોઇએ. તેમની સાથે નિષ્કપટ ભાવે હળોમળો અને એકરસ થઇ જાઓ. "તેઓ સાકાર ઇશ્વરમાં માને છે, નિરાકારમાં માનતા નથી," અથવા "તેઓ નિરાકારમાં માને છે, સાકાર ઇશ્વરમાં માનતા નથી," એમ કહી તમારે તિરસ્કારથી ભવાં ચડાવવાં નહીં. તેમ જ 'તેઓ ખ્રિસ્તી છે, મુસલમાન છે કે હિન્દુ છે,' એમ કહી નાપસંદગી જણાવવી નહીં. જેટલા પ્રમાણમાં પ્રભુ સમજવા દે, તેટલા પ્રમાણમાં જ આપણે તેના સંબંધમાં સમજી શકીએ છીએ.

૭. વળી મનુષ્યોનાં ભાવ અને માનસિક વલણ જુદાંજુદાં હોવાથી, એ બધાંની સાથે તમારે છૂટથી ભળવું; અને એ બધાંને તમારે અંતઃકરણથી ચાહવાં. પછી તમારે ઘેર (અંતઃકરણમાં) પાછા આવશો, ત્યારે તમને ખૂબ આનંદ અને શાન્તિ મળશે. ત્યાં તમને ખરા 'હું'ની પ્રાપ્તિ થશે.

૮. દરેક માણસે પોતાના ધર્મ અનુસાર વર્તવું. ખ્રિસ્તીએ ખ્રિસ્તી ધર્મને અને મુસલમાને મુસલમાનધર્મને વળગી રહેવું. હિન્દુઓ માટે સનાતન પંથ આર્ય ઋષિઓનો માર્ગ—અત્યુત્તમ છે.

૯. સાચા ધાર્મિક માણસે એમ માનવું જોઇએ કે બીજા

ધર્મો પણ સત્‌ને પહોંચવાના ભિન્નભિન્ન માર્ગો છે. બીજા ધર્મો પ્રત્યે આપણે સદા સન્માનની દૃષ્ટિએ જોવું.

૧૦. ઝગડામાં પડો નહીં. તમે જેમ તમારા સંપ્રદાય અને મતને વળગી રહો છો, તેમ બીજાઓને પણ તેમના ધર્મ અને મતને વળગી રહેવાની પૂરેપૂરી સ્વતંત્રતા આપો. કેવળ વાદ-વિવાદ કરીને બીજા કોઈને તમે તેની ભૂલની ખાત્રી કરાવી શકશો નહીં. જ્યારે ઇશ્વરની કૃપા તેના પર ઊતરશે ત્યારે દરેક માણસને તેની ભૂલોની ખાત્રી થશે.

૧૧. એક દિવસ ઇશ્વરપ્રેમની ઉન્મત્ત અવસ્થામાં ગુરુમહારાજ જગદમ્બાની સાથે વાત કરતા સાંભળવામાં આવ્યા હતા; " મા, દરેક માણસ કહે છે કે મારી ઘડીયાળ સાચી છે. ખ્રિસ્તી, હિન્દુ, મુસલમાન બધા કહે છે કે, મારો ધર્મ એ જ સાચો ધર્મ છે,' પરંતુ મા ! કોઈની પણ ઘડીયાળ તદ્દન સાચી નથી. તને ખરેખરી રીતે જાણે એવો કોણ છે ? હા, એટલું ખરું કે જો કોઈ આતુર અંતઃકરણે તારી શોધ કરે, તો કોઈ પણ માર્ગે, કોઈ પણ ધર્મ મારફત તારો સાક્ષાત્કાર મેળવવા તે ભાગ્યશાળી થાય."

# જીવ-ઈશ્વરની ચર્ચા

લેખક :
પ્રજ્ઞાચક્ષુ સ્વામી શ્રી વિદ્યાનંદજી

એક રંગીન બેન્ચની બન્ને તરફ ચિત્રવિચિત્ર થાંભલા હતા. બે પુરુષ પોતપોતાની સામેના દર્પણ પર દૃષ્ટિ નાખતા હતા. પોતપોતાની કલ્પિત મુખાકૃતિઓ પર સમ-વિષમ વિચારો દેખાઈ રહ્યા હતા. પ્રવીણની તરફ જોઈને નવીને પૂછ્યું; " જુઓ તો, મારું મન અને મારું મુખ. મુખની પીળાશ એ ગ્લાનિનું એક પ્રત્યક્ષ રૂપ છે. આંખોની ઉદાસી વિયોગની નિશાની છે. કપાળ પરની કરચલીઓ નિરુત્સાહનાં ચિહ્ન છે. શિર નમાવવું એ ભડદાસપણું છે. હવે હું આ ભરોસા પર, સારા ભવિષ્યનું રૂપ શું બાંધું ?" પ્રવીણે શાન્ત મુદ્રામાં કહ્યું:-"મન અને મુખ બન્ને મિથ્યા છે. લોભીની દૃષ્ટિ ભૂતની પીડ દેખ્યા કરે છે. ભવિષ્યનું મુખ જોવાને માટે સાહસી બનવું જોઈએ. ભાવષ્ય અમારું દર્પણ છે. આપણે જેવા હોઈશું તેવું જ ભવિષ્ય થશે. સ્વરૂપમાં ધ્યાન રાખો. પોતાનું પરિવર્તન જગતનું પરિવર્તન છે. ખૂની કૂતરાને લાલ રંગના પાઉડરથી નશો આવે છે, તે પોતાના ખૂનનો નશો છે. કૃપણ જીવને ધૂળ પણ ધનની સમાન દેખાય છે; તે તેમાંથી વધારે માયા મેળવવાને ઇચ્છે છે. જે તમે મને વ્યાકુળતાનાં ચિહ્ન બતાવ્યાં છે, તે સર્વ વિષય અને મનના ખેલ છે. તમે પવિત્ર છો; સુખરૂપ છો; ગ્લાનિ, વિયોગ, અને નિરુત્સાહને સાથે લઈને તમે અહીં આવ્યા નથી. જેમજેમ મન તન પર સ્વાર થતું ગયું, તેમતેમ (ભારાક્રાન્ત) ભાર લાદેલ પશુની સમાન, તમારામાં ખેદ વધતો ગયો. સાચું તો એ છે કે, તમારું નવીન નામ પણ મિથ્યા છે. નવીન તો કલ્પના છે, તમે નવીન નથી. જુઓ ! દર્પણ પર કેટલાંય મનુષ્ય મુખ જોઈને ચાલ્યાં ગયાં, કોઈનું પણ મુખ સ્થાયી નથી. સ્વચ્છતા જ આદર્શ છે. એ બુદ્ધિની છે. પરીક્ષાને માટે સંસાર છે, આસક્તિ માટે નહિ; નિર્વાહને માટે ભોગ છે; લંપટતા માટે નહિ."

પ્રવીણની નિરર્થક વાતો સાંભળી, નવીને રુક્ષ ભાવથી કહ્યું, 'મિથ્યા તો ઢોંગ છે. જો મને દુઃખ ન હોય તો હું અનુભવ કેમ કરું ? યૌવનનો મદ તો પશુઓને પણ હોય છે, શું મને ન હોવો જોઈએ ? બુદ્ધિ તો મારી સેવામાં છે. હું તેનું ઉલ્લંઘન કરી શકું છું, તે મારું ઉલ્લંઘન કરી શકતી નથી. યોગ-બુદ્ધિથી કર્મ છૂટતાં નથી, પણ તેના ગાઢ સંબંધમાં આળસનું અંતર પડી જાય છે, તેને લોક ત્યાગ માનીને સંતોષ કરી લે છે. શું ઈશ્વરથી પણ કોઈ અધિક કંજૂસ (કૃપણ) હશે, જે આપણી સૃષ્ટિમાં પણ આપણાથી કર્તવ્ય અંશનો સંગ્રહ કરે ? અમે ઈચ્છુક છીએ તો આપને માટે છીએ, પરન્તુ ઈશ્વર તો અમારાં કર્તવ્યો અનુસાર અનેક કીટપતંગોનો અવતાર આપીને તેનું કઠોર શાસન જમાવે છે."

નવીનના આ દેહાત્મવાદથી અંતઃકરણની રંગીન બેન્ચ હાલી ઊઠી. પાસેના બે થાંભલામાંથી બે પુરુષ નીકળ્યા. એક તરફ પ્રવૃત્તિ-સ્તંભ છે અને બીજી તરફ નિવૃત્તિ-સ્તંભ છે. મધ્યમાં અંતઃકરણની બેન્ચ ઉપર નવીન નામનો અજ્ઞાની અને પ્રવીણ નામનો જ્ઞાની-એમ બે જીવ વિચાર કરે છે.

અચિન્ત્ય આત્માએ પ્રવૃત્તિની દિશા તરફથી પ્રકટ થઈને કહ્યું, " આપ લોક શા વિવાદમાં પડ્યા છો ?

# મનુષ્યત્વ અને ધર્મ

તે અબુધ છે, ઓછું સમજે છે માટે. તમે તમારી બુદ્ધિકુશળતાથી તેના વડે તમારો સ્વાર્થ ખોટી રીતે સાધો નહિ. તેને છેતરીને, ફાંસામાં લઈને અથવા તેની ગરજના વખતે તમે તેનો ખોટો લાભ લેશો નહિ. તમે બુદ્ધિશાળી છો, સાધનસંપન્ન છો, ઉન્નતિના ઓટલા ઉપર બેઠેલા છો તેને લીધે એ શક્તિ દ્વારા દીન-હીનની મુશીબતો દૂર કરવાની તમારી ફરજ ઉત્પન્ન થાય છે. એક સમયે તમે પણ એવા અલ્પબુદ્ધિવાળા અને દીન-હીન દશામાં ફરનારા હતા. તેમાં ઘડાતાં ઘડાતાં તમારામાં ચેતનાનો વિકાસ થયો, તમે વધુ સમજવાળા થયા અને પ્રભુએ તમને સારી સ્થિતિમાં લાવી મૂકયા. તમારી આ સ્થિતિ દ્વારા પ્રભુ તમારી પાસે ધર્મનું પાલન કરાવવા ઇચ્છે છે. તમારા હૃદયમાં-અન્તઃકરણમાં પ્રભુ રહેલો છે તેને તમે જુઓ. જે પ્રભુ તમારામાં છે તે જ પ્રભુ દરિદ્રનારાયણમાં પણ વસી રહ્યો છે. દીન-હીનોમાં તમે તમારા જ પ્રભુને-આત્માને જુઓ. તમારી આબાદી પ્રાણીમાત્રના આત્મારામ પ્રભુથી તમને જુદી પાડનારી અને તમારી બડાઈના અભિમાનને પોષનારી ન બનવી જોઇએ. નીચલા વર્ગોમાં અભ્યાસ કર્યા વગર કોઈ ઉપલા વર્ગમાં આવી શકતું નથી. (પૂર્વજન્મોની અથવા આ જન્મની) દીન-હીન અવસ્થાઓમાં તમે પણ શક્તિમાનોનું તમારા પ્રત્યે ન્યાયી અને દયાળુ વર્તન થાય એવી આકાંક્ષાવાળા હતા. એ સ્થિતિમાંથી પસાર થયા પછી આજે તમારી એ પ્રમાણે વર્તવાની ફરજ છે એ તમારે ભૂલવું ન જોઇએ. એ વાત જો તમે ભૂલ્યા તો તમે આગળ નહિ વધી શકો. એ વાતનું જ્ઞાન પ્રભુ તમને કેવી રીતે કરાવશે? ફરી એ જ સ્થિતિમાં લાવીને. અધૂરા જ્ઞાને પ્રભુ કોઇને પોતાની પાસે લેતો નથી. માટે પ્રભુ તરફથી તમને શો ધર્મ પ્રાપ્ત થયો છે તે વિચારીને વર્તો. જો તમે એકવાર તમારી સાધનસંપત્તિનો ઉપયોગ ધર્મથી નહિ કરો તો બીજી વાર પ્રભુ તમારી પાસેથી તે છીનવી લેશે, અને એમ કરીને એ તમને ધર્મનું ભાન કરાવશે. આ જગત ઉપરની તમામ સંપત્તિ કોઇને ખોટી રીતે ઉડાવવા માટે નથી. તમામ સંપત્તિ પ્રભુની છે અને તેને ધર્મ માટે વાપરવાની છે. એ સંપત્તિ તમારા હાથમાં આપીને પ્રભુએ પોતાની સમગ્ર ચેતન સૃષ્ટિ ઉપર મનુષ્ય તરીકે તમને પોતાના પ્રામાણિક ટ્રસ્ટી નીમ્યા છે એમ સમજો. તમારા તન-મન-ધનનો એ રીતે ઉપયોગ કરવાનો તમારો ધર્મ છે. એ જ બ્રહ્માર્પણ કર્મ છે, પ્રભુનું પૂજન છે. એ જ જીવનનું યથાર્થ પ્રયોજન છે.